શ્રી આત્માનંદ ગ્રંથમાળા નં. ૩૩

श्रीमज्जिनहर्षगणि विरचित.

શ્રી

# સમ્યક્ત્વ કૌમુદી

## (ભાષાંતર)

( સમ્યકત્વનુ વિવિધ પ્રકારે ભેદો, અને ફલાદેશો સહિત શુદ્ધ સ્વરૂપ બતાવવા સાથે અનેક ચમત્કારિ અસર કારક દ્રષ્ટાંતો–કથાઓથી ભરપુર )

શેઠ રણછોડદાસ ભાઇચંદ પાળીયાપુરવાળાની આર્થિક સહાયવડે
પ્રકાશક,

શ્રી જૈન આત્માનંદ સભા.

ભાવનગર

પ્રથમાવૃત્તિ

વીર સં ૨૪૪૩ આ સં ૨૧ વિ સં ૧૯૭૩ ઇ સં ૧૯૧૭

ભાવનગર—આનંદ પ્રી પ્રેસમાં શા ગુલાબચંદ લલુભાઇએ છાપ્યું

સાધુ સાધ્વીમહારાજ જ્ઞાનભંડારો, જાહેર સભા અને લાઇબ્રેરીને ભેટ



"सम्यक्त्वरत्नान्नपरं हि रत्नं, सम्यक्त्वमित्रान्नपरं हि मित्रम् ।
सम्यक्त्वबन्धोर्न परो हि बन्धुः सम्यक्त्वलाभान्न परो हि लाभः ॥"

श्रीमज्जिनहर्षगणि.

સમ્યકત્વ રત્ન કરતા બીજું કોઈ શ્રેષ્ઠ રત્ન નથી સમ્યકત્વ મિત્ર કરતા બીજો કોઈ પરમ મિત્ર નથી, સમ્યકત્વરૂપ બંધુ કરતા અન્ય કોઈ ખરેખર બંધુ નથી અને સમ્યકત્વનો જે અપૂર્વ લાભ છે તે કરતા બીજો કોઈ અધિક લાભ નથી



# પ્રસ્તાવના.



દિવ્ય અને પ્રભાવિક અતિશયોના ચમત્કારી મહિમાથી આ ભારતવર્ષની ભવ્યપ્રજાને ચકિત કરનાર અને આધિ, વ્યાધિ અને ઉપાધિને પ્રકટ કરનારા કર્મજાળમાથી અનેક જીવોનો ઉદ્ધાર કરનાર, સુરેન્દ્રવંદિત ભગવાન્ શ્રી વીરપ્રભુના પવિત્ર શાસનને આજે ઘણાં શતકો થઇ ગયા છે કાળની અનંત શક્તિના પ્રભાવથી આચાર–વિચારમા અનેક પરિવર્ત્તનો થયા છે અને થાય છે તથાપિ જગતના તમામ ધર્મોના શિખર ઉપર સનાતન જૈન ધર્મ પોતાનુ સ્થાન રાખી રહ્યો છે–પોતાની અદ્વિતીયતા સાચવી શક્યો છે જો કે દેશકાળાનુરૂપ નિયમોની સુધારણા કરવામા તે ધર્મની પ્રજાની અપ્રવૃત્તિ થવાથી સમાજની જોઇએ તેવી પ્રાચીન ઉચ્ચ ભાવના ટકી શકી નથી, અને તેથી સમાજની શોચનીય અવસ્થા થતી જાય છે, તથાપિ એ ધર્મની ઉચ્ચ ભાવનાના સંસ્કારોને લઇને હજુ સમાજ ઉન્માર્ગગામી થઇ શક્યો નથી એ આશાજનક અને આનંદપ્રદ છે

અમુક સમયે જૈનસમાજની ભાવના ઉપર અનેક આઘાત થયા હતા, અને તે ભાવનાના દૃઢ અને મહાન્ કિલ્લાને તોડવા માટે મિથ્યાત્વીઓનુ મહાબળ એકત્ર થયેલુ પણ તે મહાન્ ભાવનાનો કિલ્લો તેની પુરાણી રચનાને જેમ તેમ રીતે પણ અદ્યાપિ ટકાવી રહ્યો છે તો પણ તેમા કેટલાએક ફાટા પડી ગયા જે "જૈન" એ નામને ધારણ કરી ભારતમા પ્રવર્ત્તવા લાગ્યા છે, તથાપિ એટલી તો સંતોષની વાત છે કે, શ્રી વીરવાણીના મૂળતત્ત્વો ઉપર કોઇ જિન ધર્મની ભાવના હજુ વિજય મેળવી શકી નથી

જે ધર્મે સર્વ સમાજરૂપી મનોહર વૃક્ષને ઉછેરી ખીલવવા માટે સદાચારની ઉચ્ચ પ્રણાલીના ક્યારા બાંધેલા છે, જે ધર્મે દેવ, ધર્મ અને ગુરૂતત્વની

ત્રિગુણ વાડો કરી તેના બાહ્ય અને આભ્યંતર રક્ષણની યોજના કરેલી છે, જે ધર્મે દાન, શીલ, તપ અને ભાવરૂપ ચાર સ્તંભો માંડી તેની આસપાસ શીતળ દયાનો છાયા મંડપ રોપેલો છે અને જે ધર્મે ગુરુવર્ગદ્વારા તેને સિંચન કરવા માટે શ્રુતજ્ઞાનના મધુર જળની દેશનારૂપી નીક ચાલતી રાખી છે, તે જૈન ધર્મની સતત દિવ્યનાભ આપનારી સેવા કરવાનું કર્તવ્ય શિથિલ કરવાની પ્રવૃત્તિ કરવામાં આવે તો પછી સમાજવૃક્ષની અધોગતિ થાય તેમાં શું આશ્ચર્ય !

હવે જૈન પ્રજાએ સમજવું જોઇએ કે, આપણા ધર્મની ભાવનામાથી સર્વ પ્રકારનું શ્રેય સંપાદન કરવાના સાધનો મળી શકે તેમ છે આપણા ધર્મના આચાર–વિચાર અને અધ્યાત્મિક ભાવનાએ વિદેશી અને સ્વદેશી જનસમાજને પણ હમણાં મહાન્ મોહ ઉત્પન્ન કર્યો છે કેટલાએક નિષ્પક્ષપાતી પંડિતો તો ઉચ્ચસ્વરે જણાવવા લાગ્યા છે કે ભારતવર્ષના અર્વાચીન ઇતિહાસમા જૈનધર્મના મહાન્ સંસ્થાપક મહાવીરે પોતાના વિશાળ જ્ઞાનનો દુંદુભિ વગાડી ભારતવર્ષની પ્રજામાં ધર્મ જાગૃતિનો સમય સૂચવ્યો છે અને દયામય ધાર્મિક જીવનનો પ્રકાશ પૂર્ણ રીતે પાડ્યો છે '

આવા એક મહાન્ ધર્મની વિજય પતાકા કોના બળથી ફરકી છે ? જેનો પ્રભાવ અત્યારે ચારે તરફ પ્રસરેલો છે, એવા જૈન પ્રજાના વૈભવ વક્ષને જોરદાર અંકુરો શાથી ફુટ્યા છે ? અને ભવિષ્યમા ફુટવાના છે ? આ વિષે દીર્ઘ વિચાર કરવાથી હૃદયમાં ખાત્રી થશે કે, એ બધો પ્રભાવ જૈનધર્મના એક મહાન્ તત્ત્વનો છે એ તત્વનું નામ સમ્યક્ત્વ છે વિવિધ દેશનાઓ અને ભાવનાઓમા ઓતપ્રોત થઇ રહેલું એ સમ્યક્ત્વ તત્વ આર્હત ધર્મના મહાન્ પ્રાસાદનો પાયો છે મનુષ્ય શરીરમા વહી રહેલા ધાર્મિક જીવનો ઉલ્લાસ એ તત્વના યોગથી પ્રગટે છે જૈનધર્મના ઉત્તમ આરાધકોએ આજપર્યંત યત્ન કરી હૃદયમા રાખી મુકેલું, પ્રાણના કરતાં પણ પ્રિય માનેલું અને ઉત્કંઠાપૂર્વક અવલોકન કરેલું એ સમ્યક્ત્વરત્ન ભારતવર્ષની સર્વ ધર્મ ભાવનાઓમા વિજય મેળવી શક્યું છે એ રત્નના પ્રભાવથી ભારતમા નિરવધિ દાનના પ્રવાહો વહ્યા છે અને વહે છે, શીળરૂપ ચિંતામણિના ચમત્કારો બન્યા છે અને બને છે, પરીષહ રૂપ પર્વતોના ભારને સહન કરનારી તપસ્યાઓના અદ્‌ભુતો પ્રગટ્યા છે અને પ્રગટે છે અને અધ્યાત્મના અનુપમ આનંદને આપનારા અને દિવ્ય ભવ્યતાને ભભકાવનારા ભાવો ઉદ્‌ભવ્યા છે અને ઉદ્‌ભવે છે

એવા સમ્યક્ત્વરત્નના પ્રભાવિક કિરણોને પ્રગટ કરનારી અને અનુપમ

આત્મીય આહ્લાદને અર્પનારી આ સમ્યક્ત્વ કૌમુદી (ગ્રંથ) ખરેખર કૌમુદી–ચન્દ્રિકારૂપ છે જેને માટે પ્રતિભાશાળી જૈન કવિઓ નીચેનુ પદ્ય ઉચ્ચારે છે

" सम्यक्त्वचन्द्रबिंबस्य कौमुदी कौमुदीव या
श्राद्धहृत्कुमुदोल्लासदायिनी सर्वदास्तु सा " ॥ १ ॥

"જે સમ્યક્ત્વકૌમુદી સમ્યક્ત્વરૂપી ચદ્ર બિબની ચદ્રિકારૂપ તે સદા ચદ્રિકાની જેમ શ્રાવકના હૃદયરૂપી કુમુદ (પોયણા) ને ઉલ્લાસ આપનારી થાઓ" ૧

આવા આ ઉત્તમ ગ્રથની ઉપયોગિતાને માટે જેટલુ લખીએ તેટલુ લખી શકાય તેમ છે, તેથી સક્ષેપમાં એટલુજ કહેવાનુ કે, પૂર્વના અપાર સુકૃતોથી પ્રાપ્ત થયેલા શ્રાવક જીવનને પ્રત્યેક ક્ષણે અતિ ઉચ્ચતર બનાવવાને માટે અને શ્રાવકપણાના યોગક્ષેમને માટે આવા ગ્રંથો પઠન–પાઠન તથા શ્રવણ મનનમા અતિ ઉપયોગી છે

આ ગ્રથને તેના વિચક્ષણ અને ઉપકારી પ્રણેતાએ સાત ભાગમા ગ્રથેલો છે તે દરેક ભાગનુ પ્રસ્તાવ એવુ નામ આપેલુ છે અને પ્રત્યેક પ્રસ્તાવમા સમ્યક્ત્વના વિવિધ ભેદો અને તેના ફલાદેશો અસરકારક દ્રષ્ટાતો સાથે આપેલા છે

પ્રથમ પ્રસ્તાવમાં ભગવાન્ તીર્થકરોને મગળાચરણ રૂપે નમન કરી ધર્મની પ્રશસા કરી છે અને તે પછી તે ધર્મના મૂળરૂપે સમ્યક્ત્વતત્ત્વની પ્રરૂપણા કરી છે કર્મબધનની મહાશિક્ષાને ભોગવતો જીવ સમ્યક્ત્વ તત્ત્વનો લાભ કેવી રીતે મેળવી શકે છે, તે વિષે ઇસારો કરી ગ્રથકાર સમ્યક્ત્વનો દિવ્ય પ્રભાવ પ્રરૂપવાને સપ્રતિ રાજાનો પ્રસગ આપે છે ગૌડ દેશમા આવેલા પાટલીપુર નગરના મહારાજા સપ્રતિનુ ઊજ્જયિની નગરીમા જવુ, ત્યા શ્રી જીવત સ્વામીની રથયાત્રાના પ્રસગે શ્રી આર્યસુહસ્તી આચાર્યનો સમાગમ થવો અને તે પ્રસગે સપ્રતિરાજાએ પોતાના પૂર્વ ભવનુ સ્વરૂપ જાણવાને માટે પુછેલા પ્રશ્નના ઊત્તરમા આચાર્યે સમ્યક્ત્વનો પ્રભાવ વર્ણન કરી બતાવવો, ઇત્યાદિ પ્રસગોમા સમ્યક્ત્વ શુ કહેવાય ? અને તેનો મહિમા કેવો છે ? તે વિષે સારૂ વિવેચન કરવામા આવ્યુ છે સમ્યક્ પ્રકારે પાળેલુ સમ્યક્ત્વ

કેવું પ્રત્યક્ષ ફળ આપે છે ? તે વિષે આચાર્યશ્રીએ અહિ આપેલું અર્હદ્દાસ શેઠનું દષ્ટાંત સમ્યક્ત્વના પ્રેમી વાચકોને મનન કરવા જેવું છે આ દષ્ટાંતને અંગે ભગવાન્ વીરપ્રભુના મુખથી સમ્યકત્વના ભેદોની સાથે મિથ્યાત્વનું સ્વરૂપ દર્શાવી તેનું ઉત્તમ બ્યાન આપેલું છે તે સિવાય દાન શીળ, તપ, તીર્થયાત્રા, શ્રેષ્ટ દયા, સુશ્રાવક ન અને વ્રતધારણ, એ આઠ આચારનું પાલન સમ્યકત્વ મૂળ હોય તો કેવું મહત્ ફળ આપે છે એ વાત સ્પષ્ટ કરી બતાવી છે તે પછી આ ગ્રંથના પ્રથમ પ્રસ્તાવની સમાપ્તિ કરી છે

બીજા પ્રસ્તાવમાં મગધદેશના મહારાજા શ્રેણિકનો પૂર્વ પ્રસગ ચનાવી અર્હદ્દાસ શેઠની ભાવનાને ઉદ્દેશીને તેના કૌમુદી મહોત્સવનું વર્ણન કરવામાં આવ્યુ છે તે મહોત્સવને અગે સાંસારિક મોહનુ સ્વરૂપ પ્રગટાવી રાજા શ્રેણિક આપેલા ધન્યવાદથી અર્હદ્દાસ શેઠ પોતાની આઠ સ્ત્રીઓ સાથે કરેલા જિનેશ્વરના સ્નાત્ર મહોત્સવનું વર્ણન કરવામાં આવ્યુ છે પછી શ્રેણિકરાજા અને તેના મત્રી અભયકુમારનો પ્રસગ લઇ, જનસમુદાયની સાથે વિરોધ ન કરવા વિષે સુયોધન રાજાની કથાનો રસિક પ્રસગ આપવામા આવ્યો છે, તે પ્રસગને સુબોધક, અને નીતિદર્શક બનાવા માટે રાજહસ, કુભકાર, સુવર્ણરાજા, રનિણી, ભારતીભૂષણ મત્રી, વાનર અને ધનશ્રીની અવાતર કથાઓ આપી અભયકુમાર મત્રીની પ્રતિભાનો ઉત્તમ પ્રભાવ બતાવી આપ્યો છે છેવટે સુયોધન રાજાને ધર્મઘોષસૂરિના સમાગમથી પ્રગટેલો મવૈરાગ્ય સૂચવી આ બીજો પ્રસ્તાવ સમાપ્ત કરવામા આવ્યો છે

ત્રીજા પ્રસ્તાવમા શ્રેણિક અને અભયકુમારનો ચાલુ પ્રસગ લઇ અર્હદ્દાસ શેઠનો પુન પ્રસગ આવે છે કૌમુદી મહોત્સવ જોવાને ઉત્સુક થયેલી પોતાની આઠ પ્રિયાઓને સમ્યકત્વના શુદ્ધ માર્ગમા લાવવાને તે શેઠ ગૃહ ચૈત્યમા પ્રવેશ કરે છે, જે પ્રસગે ભક્તિભાવને ઉલ્લાસ કરનારી પ્રભુની સ્તુતિ દર્શાવી છે અર્હદ્દાસ શેઠના ઘરમા અભયકુમાર સાથે છુપી રીતે આવેલા શ્રેણિક રાજાનો પ્રસગ આપવામા આવ્યો છે આ સાથે લોહખુર નામના એક ચોરનો વૃત્તાત પેટામા આપી અર્હદ્દાસ શેઠે પોતાની પ્રિયાઓ પ્રત્યે કહેલ સમ્યકત્વના મહાન્ લાભનો પ્રસગ આપ્યો છે જેમા જિનદત્ત શેઠની અવાતર કથા આપી પ્રસેનજિત્ રાજાનો પ્રસગ લઇ તે રાજા પ્રત્યે કેશિદેવ નામના એક મહાન્ આચાર્યની ધર્મોદ્યોતકારિણી દેશના આપવામા આવી છે

અહીં પેના ડપ્પખુર ચોરનો ચાનતો પ્રસગ લઇ ઐથીના ઉપદેશના શ્ર વણુથી તેના હૃદયમા પ્રગટેલી ધાર્મિક ભાવના બતાવી રાજા પ્રસેન જિતના ચાનુ વૃત્તાંતમા તેને થઈ આવેલ મુનિચદ્ર નામના આચાર્યનો સમાગમ વ ર્ણવ્યો છે તે મહાન આચાર્યશ્રીને મુખે નિસર્ગરૂચિ, ઉપદેશરૂચિ, આજ્ઞારૂચિ, સૂત્રરૂચિ, બીજરૂચિ, અભિગમરૂચિ, વિસ્તારરૂચિ, ક્રિયારૂચિ, સક્ષેપરૂચિ અને ધર્મરૂચિ એવા નામથી દશ પ્રકારના સમ્યકત્વનુ સ્વરૂપ આપવામા આવ્યુ છે, જે સાભળી રાજા પ્રસેનજિતનો પોતાના પુત્ર શ્રેણિકને રાજ્યારૂઢ કરી સયમ ગ્રહણ કરવાનો અ ભુત પ્રસગ વર્ણવ્યો છે અર્હદાસ શેઠના મુખથી આ કથા સાભળી બીજી સાત પ્રિયાઓ મુદિત થઇ પણ કુદલતા નામની એક પ્રિયાને અશ્રદ્ધા થવાનો પ્રસગ લઇ રાજા શ્રેણિકનો ક્રોધાવેશ અને અભયકુમાર મ ત્રીની શાંતવનાનો પ્રસગ સૂચવી પછી શેઠ તે કુદલતાને આપેલા બોધનુ વિવે ચન કરવામા આવ્યુ છે તે અર્હદાસશેઠની મિત્રશ્રી, ચદ્રશ્રી, વિષ્ણુશ્રી, નાગ શ્રી, પદ્મલતા, સ્વર્ણલતા, વિદ્યુલતા અને કુદલતા એવા નામની આઠ પ્રિયાઓ માથી પહેલી મિત્રશ્રી પ્રિયાને સમ્યકત્વ પ્રાપ્ત થવાનો પ્રશ્ન શ્રેષ્ઠિદ્વારા થતા તે પ્રિ યાના મુખેથી પોતાનો તે વિષેનો વૃત્તાત આપવામા આવ્યો છે જેમા એક ચા રણ મુનિના સમાગમનો પ્રસગ લઇ સમ્યકત્વની શુદ્ધિના સડસઠ બોલનુ સક્ષે પમા સારૂ વિવેચન કરવામા આવ્યુ છે અને તેને અસરકારક નાના નાના દષ્ટાં તોથી રસિક બનાવવામા આવ્યુ છે, ને વૃત્તાતના અવાતર પ્રસગમા સમાધિગુપ્ત નામના એક મહાન્ અનગારની સુબોધક દેશના આપેલી છે કે, જે દેશના પ્રસ ગેજીવાદિ સાત તત્વોનુ વિવેચન કરી તે તત્વો ઉપર શ્રદ્ધા રાખવા રૂપ સમ્યકત્વનુ સ્વરૂપ પ્રતિપાદન કર્યુ છે તેમા જીવોના ભેદ, તેમની પર્યાપ્તિ, છ દ્રવ્યો, પુદ્ગલોનુ સ્વરૂપ, તેમના સ્કધ અને પરમાણુરૂપ બે ભેદ, સ્કધનુ સ્વરૂપ, ઔદા રિકઆદિ પાચ શરીર, ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયનુ સ્વરૂપ, આકાશ, લોકાકાશ, કાળ, પાપ, પુણ્ય, આશ્રવ તથા સવરના સ્વરૂપને સક્ષેપથી સારી રીતે સમજાવ્યુ છે અને છેવટે સમ્યકત્વ પૂર્વક જ્ઞાન અને ચારિત્રની પ્રાપ્તિ, એ મોક્ષસુખનુ કારણ છે, એમ સાબીત કર્યુ છે અહિ આ ગ્રથના ત્રીજા પ્રસ્તાવની સમાપ્તિ થાય છે

ચોથા પ્રસ્તાવમા તે શેઠના પ્રશ્ન ઉપરથી બીજી સ્ત્રી ચદ્રશ્રી પોતાને સમ્યકત્વની પ્રાપ્તિ થવાના હેતુરૂપે એક રસિક કથાનો આરભ કરે છે, જેની અદર ગુણપાળ નામના એક શેઠનુ ચમત્કારી ચરિત્ર આપેલુ છે જેમા

રૂદ્રદત્ત નામના એક બ્રાહ્મણને જિનચંદ્ર નામના ગુરૂએ આપેલી દેશના મનન કરવા જેવી છે, જે દેશનામા ખરા સયમીનુ સ્વરૂપ બતાવવામા આવ્યુ છે અને તે વાર્તાના પ્રસગમાં જ સુધર્મ મુનીશ્વરના મુખથી વીશ સ્થાનક તપનુ વિવેચન કરવામાં આવ્યુ છે અને અર્હંત્ પ્રતિમાની પ્રતિષ્ઠા તથા પૂજાભક્તિ અને તીર્થ સઘની ભક્તિનુ અનુપમ માહાત્મ્ય દર્શાવેલુ છે તે પછી તે પ્રસગેજ ગુરૂતત્વનુ સ્વરૂપ બતાવી એ મહાન્ દેશનાની સમાપ્તિ કરી એ ચદનશ્રીને સમ્યક્ત્વ પ્રાપ્ત થવાનો વૃત્તાત પણ પૂર્ણ કરવામાં આવ્યો છે તે પછી શેઠના પ્રશ્ન ઉપરથી તેની પ્રિયા વિષ્ણુશ્રી પોતાને પ્રાપ્ત થયેલા સમ્યક્ત્વની કથાનો આરભ કરે છે તે વૃત્તાતની અદર કેશિદેવ નામના મુનીશ્વરના શિષ્ય **સમાધિગુપ્ત** નામના રાજર્ષિનો પ્રસગ આપેલો છે તે પ્રસંગે દાન ધર્મના સ્વરૂપ અને પાત્ર સુપાત્ર વિષે અચ્છી રીતે વર્ણન કરવામા આવ્યુ છે, અને તે ઉપર સુપાત્ર દાનનુ માહાત્મ્ય દર્શાવવા એક સુબોધક વૃત્તાંત આપેલો છે, તે વૃત્તાતને અંતે વિષ્ણુશ્રીને થએલ સમ્યક્ત્વની પ્રાપ્તિના પ્રસગનો પણ અત આવે છે

તે પછી અર્હદ્દાસ શેઠના પુછવા ઉપરથી નાગશ્રી નામની પ્રિયા પોતાને પ્રાપ્ત થયેલ સમ્યક્ત્વના હેતુનો વૃત્તાત આરભે છે જે વૃત્તાતમા વૃષભશ્રી નામના સાધ્વીએ સિદ્ધચક્રની આરાધનાનો પ્રકાર અને તેના ફળ વિષે કરેલો ઉપદેશ સવિસ્તર આપવામા આવ્યો છે તે પછી **સાગર** નામના સદ્ગુરૂના ધાર્મિક ઉપદેશનો પ્રસગ દર્શાવી આ ગ્રથના ચોથા પ્રસ્તાવને સમાપ્ત કરવામાં આવ્યો છે

પાચમા પ્રસ્તાવમા અર્હદ્દાસ શેઠની સ્ત્રી પદ્મલતા પોતાને પ્રાપ્ત થયેલા સમ્યક્ત્વનો વૃત્તાત જણાવે છે તે વૃત્તાતના પ્રસગે એક વિદ્વાન્ સાધુના મુખથી સમ્યક્ત્વનુ સ્વરૂપ દર્શાવી મિથ્યાત્વ વિષે કેટલુએક વિવેચન કરેલુ છે જેની અદર આગમાનુસારી મિથ્યાત્વના ભેદો ઉત્તમ પ્રકારે વર્ણવેલા છે તેમા **બુદ્ધદાસ**અને **પદ્મશ્રી**નો પ્રસગ ધર્મ અને વ્યવહારના અનેક બોધથી ભરપૂર વર્ણવવામાં આવ્યો છે તે પ્રસગે મહામુનિ **યશોધર**ની દેશના વાણીનો ઉલ્લાસ કરી તેમા પ્રાણીઓને દેવ, મનુષ્ય, અને તિર્યંચની ગતિ કેવા આચરણથી પ્રાપ્ત થાય છે, તે વિષે સારૂ નિરૂપણ કરવામા આવ્યુ છે

અને અહિં અર્હદ્દાસની પ્રિયા પદ્મલતાના વૃત્તાતની સમાપ્તિ થાય છે પછી અર્હદ્દાસ શેઠના પ્રશ્ન ઉપરથી **સ્વર્ણલતા** નામની પ્રિયાએ કહેલુ

સમ્યકત્વ પ્રાપ્તિનુ વૃત્તાંત વિવિધ સુભાષિતોથી અલ કૃત કરી સવિસ્તર આપવામા આવેલુ છે તેમા શ્રુતસારનામના મુનીશ્વરે ઉપદેશેલો ગૃહસ્થ શ્રાવકનો ધર્મ ઉત્તમ પ્રકારે નિરૂપણ કરવામા આવ્યો છે, જેની અ દર સિદ્ધિરૂપી મહેલ ઉપર ચઢ વાના પગથીઆરૂપે મનુષ્યજન્મ, આર્યદેશ, ઉત્તમ કુળ, શ્રદ્ધાળુતા, ગુરૂવચન શ્રવણ અને વિવેકાદિ ગુણો સમ્યક્ પ્રકારે વર્ણવેલા છે તે વૃત્તાત પૂર્ણરીતે સ્વર્ણલતા પ્રિયાના મુખથી સાભળી અર્હદ્દાસ શેઠ અને બીજો પરિવાર આન દમગ્ન બની જાય છે અને ત્યા પાચમો પ્રસ્તાવ સ પૂર્ણ થાય છે

છઠ્ઠા પ્રસ્તાવના અર્હદ્દાસ શેઠના પ્રશ્ન ઉપરથી તેની વિદ્યુલ્લત્તા નામની પ્રિયા પોતાના વૃત્તાતનો આરભ કરે છે, તે વૃત્તાંતમા જિનદત્ત ગુરૂના મુખથી ધર્મરૂપી ક પવૃક્ષ અને ચારિત્રના પ્રભાવનુ સક્ષિપ્ત વર્ણન કર્યું છે તે પછી સમ્યકત્વની સ્થિરતા શી રીતે રહી શકે ? તે માટે પણ તે મહાત્માએ કહેલા ઉપદેશ વચનો ગ્ર થકારે અસરકારકરીતે દર્શાવ્યા છે અહિ અર્હદ્દાસ શેઠની પ્રિયા વિદ્યુલ્લતાનુ વૃત્તાંત પૂર્ણ થાય છે

સાતમા પ્રસ્તાવમા રાત્રિનુ આ સર્વ વૃત્તાત સાભળી મહારાજા શ્રેણિ-ણિકના મનોમ દિરમા સમ્યક્ત્વ દીપકનો પ્રકાશ થઇ આવવાનુ અને તે અર્હ દ્દાસની કુ દલતા નામની નાસ્તિક સ્ત્રીનો નિગ્રહ કરવાની પ્રવૃત્તિનો પ્રસગ દર્શાવી પ્રભુના પાચમા ગણધર શ્રી સુધર્માસ્વામીના આગમનનો પ્રસ ગ આપ્યો છે તે મહાત્માના મુખની દેશનાના શ્રવણથી કુ દલતાને થયેલો પ્રતિબોધ અને દીક્ષાગ્રહણનો પ્રસગ આપ્યા પછી અર્હદ્દાસ શ્રેષ્ટિના કથન ઉપરથી શ્રાવકના એકાદશ પ્રતિમા વિષે ગુરૂમુખે વિવેચન કરવામા આવ્યુ છે, જે ઉપરથી અર્હ દ્દાસ શ્રેષ્ટિને પ્રાપ્ત થયેલા સવેગરગનુ ધ્યાન આપી પર પરાએ તેણે પ્રાપ્ત કરેલી મોક્ષલક્ષ્મીનો પ્રસગ દર્શાવી અને આ ગ્ર થની ઉપયોગિતા વિષે વિવેચન કરી ગ્ર થકર્ત્તાની પ્રશસ્તિ સાથે આ સુબોધક ગ્ર થને સમાપ્ત કરવામા આવ્યો છે આ ગ્ર થના કર્ત્તા શ્રી જિનહર્ષગણી વિક્રમ સવત્ ૧૪૮૭ ના વર્ષમા આ ભારત વર્ષને અલ કૃત કરતા હતા, તે તેમની ગુરૂપર પરા આ ગ્ર થની પ્રશસ્તિમા અનુ ક્રમે આપેલી છે

આ પ્રમાણે આત્મિક ભાવોલ્લાસથી મુક્તિની સન્મુખતા સૂચવનારો આ ગ્રથ આબાલવૃદ્ધ પ્રત્યેક જૈન વ્યક્તિને મનન પૂર્વક વાચવા યોગ્ય છે આ ગ્રથમાં વિશેષ ખુબી એ છે કે, તેમા આવતી કથાપ્રસંગો-

ની અદર સુબોધક અને મનોરજક એવા વર્ણનો તથા સુભાષતો આપેલા છે કે જે મનન પૂર્વક વાચનાથી ધર્મ આચાર અને વ્યવહારના વર્તનો ઉપર સારી છાપ પડી શકે છે અને આસ્તિક હૃદયવાળા અધિકારીઓ પોતાના હૃદય પટ ઉપર સદ્‌વર્તન અને સદાચારના સારા ચિન્હો પાડી શકે છે

અમે આશા રાખીએ છીએ કે, જૈન સમાજમા વાચનરૂપે અથવા શ્રવણ રૂપે આ ઉપયોગી લેખની વિશેષ પ્રવૃત્તિ થશે તો અમારી સસ્થા સાધર્મી બધુઓની આવી આવી સેવા કરવાને વિશેષ ઉત્સાહી થયા વગર રહેશે નહીં છેવટે અમે પરમાત્મા પાસે એટલુ જ માગીએ છીએ કે, તન, મન અને ધનથી યથાશકિત સાધર્મિ સમાજની સદા સેવા થાય અને અમારા પરમ ગુરૂવર્ગ અને વિદ્વદ્વર્ગ અમારા તે ઉત્સાહને સદા જાગ્રતિ આપે

મ ૨ૂઢ મૂળ ગ્રથ અમારા તરફથી પ્રસિદ્ધ થયેલો હતો, જે ખરેખર રસીક અને ઉપયોગી હોવાથી, તેમજ તેનો સર્વ લાભ લે તેવા હેતુથી તેનુ ગુજરાતી ભાષાતર સરલ અને શુદ્ધ કરાવી સાદ્યત વાચી જવા ન્યાયામ્ભોનિધિ શ્રીમદ્‌ વિજયાનન્દસૂરિ (આત્મારામજી મહારાજ)ના શિષ્ય મહામહોપાધ્યાય શ્રીમદ્‌ વીરવિજયજી મહારાજના પ્રશિષ્ય મુનિરાજ **શ્રીપ્રેમવિજયજી મહારાજ**ને આ સભા તરફથી વિનતિ કરવામા આવતા ઘણીજ તસ્દી લઇ પરિપૂર્ણ તપાસી આપેલ છે જે માટે આ સ્થળે તે મહાત્માનો અત કરણ પૂર્વક આભાર માનવામા આવે છે

આ શ્રાવકોપયોગી ગ્રથ પ્રસિદ્ધ કરવા માટે મધાગામ નિવાસી શ્રાવકવર્ય શેઠ **નેમચદભાઇ પીતામ્બરદાસ** કે જેઓ એક ધર્મચુસ્ત નરરત્ન છે અને દેવ, ગુરૂ અને ધર્મ પ્રત્યે દૃઢ શ્રદ્ધાવાન્ હોવાસાથે જ્ઞાનનો બહોળો ફેલાવો કરવા માટે ખાસ ખતીલા, પ્રયત્નશીલ અને પ્રેમી છે તેઓ મારફત પાટીયાપુરવાળા સ્વર્ગવાસી શેઠ રણછોડદાસ ભાઇચદના સ્મરણાર્થે આર્થિક સહાય મળેલ છે ઉક્ત શેઠ રણછોડદાસ ભાઇ ત્યાના આગેવાન ગૃહસ્થ હોવા સાથે ધર્મચુસ્ત હતા તે સ્વર્ગવાસી બધુ પાસે માત્ર પદર હજાર રૂપૈયાની આશરે મીલ્કત હતી તેઓશ્રીને પોતાની સાઠ વર્ષની ઉમરે જણુ યુ કે કાળનો ભરૂસો નથી માટે મારે મારી પોતાની મીલ્કતની વ્યવસ્થા કરવી । દરમ્યાન તેઓશ્રીને મદવાડ થવાથી તેઓના ભત્રીજા મનસુખલાલ મગનલાલ તથા ઉક્ત ધર્મરત્ન શેઠ નેમચદભાઇ પીતામ્બરદાસને ટ્રસ્ટી નીમી તમામ મીલ્કતની શુભ માર્ગે વ્યવસ્થા કરી આવતા ભવ માટે ( શુભ ગતિ માટે ) ભાતુ બાધી, ઉકત રણછોડદાસ ભાઇએ પરલોકગમન કર્યું ત્યારબાદ વહીવટવાળા તેના ભાણેજ ખેમચદભાઇ

( એ ઉક્ત સ્વર્ગવાસી રણછોડભાઇ કે જે પોતાની પાછ, નામે એન રૂક્ષ્મણીને મુકી ગયા છે. તેમની સભાળ — તે )




॥ श्री शातिनाथाय नमः ॥

॥ न्यायाभोनिधिश्रीमद्विजयानदसूरिपादपद्मेभ्यो नमः ॥

॥ श्रीमज्जिनहर्षगणिविरचिता

# सम्यक्त्वकौमुदी ॥

## ( भाषांतर. )




શ્વત આનદ અને વિજ્ઞાનના ઉદયથી શોભાયમાન **શ્રીયુગાદીશ** પરમાત્માને નમસ્કાર થાઓ

સર્વજ્ઞ એવા **શ્રીવીરપરમાત્મા** ભવ્ય જીવોને આતરિક અને બાહ્ય–એવા બને પ્રકારના શત્રુઓની જયલક્ષ્મી આપો, જે વીર પોતે એકાકી છતા ત્રિજગજ્જનનુ રક્ષણ કરનામા અદ્ભુત રીતે સદાય પ્રગટ પ્રભાવી થઇ વર્ત્તે છે

સામાન્ય કેવલીઓમા વૃષભ ( ધુરધર ) સમાન એવા **શ્રીવૃષભાદિક** તીર્થંકરો ભવ્યોને કલ્યાણ પ્રાપ્તિ અર્થે થાઓ, જેમના ચરણકમળમા **શિવશ્રી** ( મોક્ષલક્ષ્મી ) સદાય રાજહસીની જેમ ક્રીડા કરી રહી છે

સર્વ પ્રાણીઓ માટે કરૂણાના સાગર સમાન **શ્રીગુરૂમહારાજ** જાઓ જયવતા વર્તો, જેમની ભક્તિ કલ્પલતાની જેમ સર્વ સપત્તિને પ્રગટ કરે છે

જિનેશ્વર દેવ, સુસાધુ ગુરૂ અને તેમનો દર્શાવેલ ધર્મ—આ **રત્નત્રયી** સર્વ પ્રાણીઓને કલ્યાણકારી હોવાથી જયવત વર્તો

સસારસમુદ્રમા ભ્રમણ કરતા **રત્નદ્વીપ** સમાન આ **મનુષ્ય જન્મ** પામીને ઇષ્ટસિદ્ધિને માટે ડાહ્યા માણસે **ધર્મ**રૂપ ચિતામણિ રત્નનો સગ્રહ કરી લેવો ઉચિત છે કહ્યુ છે કે —

"भवकोटीदुष्प्रापामवाप्य नृभवादिसकलसामग्रीम् ।
भवजलनिधियानपात्रे, धर्मे यत्नः सदा कार्यः" ॥ १ ॥

"કરોડો ભવ ભમતા પણ દુર્લભ એવો મનુષ્યભવ વિગેરે સર્વ સામગ્રી મેળવીને સસારસાગરમા નાવસમાન એવા **ધર્મ** માટે સદાય પ્રયત્ન કરવો"

સર્વ આપદાઓ આવતા પણ નિર્ભય રાખનાર એવો **ધર્મ** તે ખરેખર સૂર્ય સમાન છે, તેમજ જગજ્જીવોને અભીષ્ટ સિદ્ધિ આપવામાં તે કલ્પવૃક્ષ સમાન છે જેણે સમુદ્રનુ પણ શોષણ કરી નાખ્યુ–પાન કરી ગયા એવા **અગસ્ત્ય**ઋષિ જેવા મહર્ષિઓ પણ પાપરૂપ સમુદ્રનુ શોષણ કરવાને ધર્મનીજ ચાહના કરે છે જેઓ આખી વસુધાને ઋણમુક્ત કરવા સમર્થ છે એવા રાજાઓ પણ ધર્મરૂપ સ્વામીનો આશ્રય કરવાથીજ કર્મરૂપ ઋણથી મુક્ત થાય છે '**સર્વધર્મ** અને **દેશધર્મ**' એમ બે પ્રકારે જિનેશ્વરોએ તે ધર્મનુ સ્વરૂપ કહેલ છે **સર્વધર્મ** સાધુઓને માટે અને **દેશધર્મ** ગૃહસ્થોને માટે ઉચિત છે જેમ વૃક્ષોનુ મૂળ કદ (આદ્યાકુર) અને રત્નોનુ ઉત્પત્તિસ્થાન જેમ રોહણાચલ છે, તેમ એ બને પ્રકારના ધર્મનુ મૂળ **સમ્યક્ત્વ** કહેલ છે અનત પુદ્ગલ પરાવર્ત્તનસુધી સસારસમુદ્રમા ભમી ભમીને કોટાનુકોટી સાગરોપમથી આઠ કર્મોની શેષ (એક કોટાનુકોટી) સ્થિતિ કરીને અર્ધ પુદ્ગલ પરા

વર્ત્તન કરતા કાઇક ન્યૂન જ્યારે ભવસ્થિતિ બાકી રહે, ત્યારે જીવ ગ્રથિભેદ કરીને સમ્યક્ત્વ પામે છે આ સબધમા કહ્યુ છે કે—

" સાત કર્મોની ઉત્કૃષ્ટ ૬૯ આદિ કોટાનુકોટી સાગરોપમની સર્વ સ્થિતિનો નાશ કરીને જ્યારે એક કોટાનુકોટી સાગરોપમથી કઇક ન્યૂન રહે, ત્યારે અપૂર્વકરણ યોગે જીવ સત્વર ગ્રથિભેદ કરે છે સહજ કઠિન એવી ગ્રથિનો ભેદ થતા એક પ્રકારના વિશેષ આત્મિક ભાવોલ્લાસથી મુક્તિની સન્મુખતા સૂચવનાર એવો સમ્યક્ત્વનો અવશ્ય લાભ થાય છે નિશ્ચલ એવા તે સમ્યક્ત્વ યોગે જીવ મોક્ષની પ્રાપ્તિસુધી બાકી રહેલ કિલષ્ટ કર્મસ્થિતિનો પણ અગ્નિ જેમ ઇધનને બાળે, તેમ તેનો ક્ષય કરે છે "

નિધાનની જેમ જે સમ્યક્ત્વની પ્રાપ્તિ થયા પછી પલ્યોપમ પૃથક્ત્વ અર્થાત્ કિંચિત્ન્યૂન અન્ત કોટાકોટી સાગરોપમમાથી બેથી યાવત્ નવ પલ્યોપમ કર્મસ્થિતિ ક્ષય થાય, ત્યારે પ્રાણી સર્વ સુખકારી દેશવિરતિને પામે છે મોક્ષસપત્તિ માટે એક કોલકરાર જેવુ અને અનેક ગુણોથી વિભૂષિત એવુ તે સમ્યક્ત્વ ક્ષાયિકાદિ ભેદથી અનેક પ્રકારનુ શાસ્ત્રમા કહેલ છે માટે ભવ્યજીવોના ઉપકારાર્થે અને સમ્યક્ત્વની સ્પષ્ટતા માટે પૂર્વાચાર્યકૃત ગ્રથાનુસારે આ **સમ્યક્ત્વ કૌમુદી** ( પ્રકાશિકા ) ની હુ ( જિનહર્ષગણી )રચના કરૂ છુ

---

## ગ્રંથ પ્રારંભ.

### સમતિ રાજાની કથા




પદાર્થોનુ એક અપ્રતિમ સ્થાન એવા જબૂદ્વીપ નામનો દ્વીપ છે, જેને પ્રકાશિત કરવા માટે બે ચદ્ર અને બે સૂર્ય તેની આસપાસ સદા ફર્યા કરે છે. ત્યા તીર્થંકરોની જન્મભૂમિ હોવાથી સજ્જનોને તીર્થરૂપે માન્ય અને સ્વર્ગપુરીની શોભાનુ એક નિવાસ સ્થાન એવુ ભરત નામનુ

સર્વ પ્રાણીઓ માટે કરૂણાના સાગર સમાન **શ્રીગુરૂમહારાજાઓ** જયવતા વર્તો, જેમની ભક્તિ ક પલતાની જેમ સર્વ સપત્તિને પ્રગટ કરે છે

જિનેશ્વર દેવ, સુસાધુ ગુરૂ અને તેમનો દર્શાવેલ ધર્મ—આ **રત્નત્રયી** સર્વ પ્રાણીઓને કલ્યાણકારી હોવાથી જયવત વર્તો

સસારસમુદ્રમા ભ્રમણ કરતા **રત્નદ્વીપ** સમાન આ મનુષ્ય જન્મ પામીને ઇષ્ટસિદ્ધિને માટે ડાહ્યા માણસે **ધર્મ**રૂપ ચિતામણિ રત્નનો સગ્રહ કરી લેવો ઉચિત છે કહ્યુ છે કે —

"भवकोटीदुष्पापामवाप्य नृभवादिसकलसामग्रीम् ।
भवजलनिधियानपात्रे, धर्मे यत्नः सदा कार्यः" ॥ १ ॥

"કરોડો ભવ ભમતા પણ દુર્લભ એવો મનુષ્યભવ વિગેરે સર્વ સામગ્રી મેળવીને સસારસાગરમા નાવસમાન એવા **ધર્મ** માટે સદાય પ્રયત્ન કરવો"

સર્વ આપદાઓ આવતા પણ નિર્ભય રાખનાર એવો **ધર્મ** તે ખરેખર સૂર્ય સમાન છે, તેમજ જગજ્જીવોને અભીષ્ટ સિદ્ધિ આપવામા તે કલ્પવૃક્ષ સમાન છે જેણે સમુદ્રનુ પણ શોષણ કરી નાખ્યુ–પાન કરી ગયા એવા અગસ્ત્યઋષિ જેવા મહર્ષિઓ પણ પાપરૂપ સમુદ્રનુ શોષણ કરવાને ધર્મનીજ ચાહના કરે છે જેઓ આખી વસુધાને ઋણમુક્ત કરવા સમર્થ છે એવા રાજાઓ પણ ધર્મરૂપ સ્વામીનો આશ્રય કરવાથીજ કર્મરૂપ ઋણથી મુક્ત થાય છે '**સર્વધર્મ** અને **દેશધર્મ**' એમ બે પ્રકારે જિનેશ્વરોએ તે ધર્મનુ સ્વરૂપ કહેલ છે **સર્વધર્મ** સાધુઓને માટે અને **દેશધર્મ** ગૃહસ્થોને માટે ઉચિત છે જેમ વૃક્ષોનુ મૂળ કદ ( આધાકુર ) અને રત્નોનુ ઉત્પત્તિસ્થાન જેમ રોહણાચલ છે, તેમ એ બને પ્રકારના ધર્મનુ મૂળ **સમ્યક્ત્વ** કહેલ છે અનત પુદ્ગલ પરાવર્ત્તનસુધી સસારસમુદ્રમા ભમી ભમીને કોટાનુકોટી સાગરોપમથી આઠ કર્મોની શેષ ( એક કોટાનુકોટી ) સ્થિતિ કરીને અર્ધ પુદ્ગલ પરા

વર્ત્તન કરતા કાંઇક ન્યૂન જ્યારે ભવસ્થિતિ બાકી રહે, ત્યારે જીવ ગ્રંથિભેદ કરીને સમ્યક્ત્વ પામે છે આ સબધમા કહ્યુ છે કે —

" સાત કર્મોની ઉત્કૃષ્ટ ૬૯ આદિ કોટાનુકોટી સાગરોપમની સર્વ સ્થિતિનો નાશ કરીને જ્યારે એક કોટાનુકોટી સાગરોપમથી કંઇક ન્યૂન રહે, ત્યારે અપૂર્વકરણ યોગે જીવ સત્વર ગ્રંથિભેદ કરે છે સહજ કઠિન એવી ગ્રંથિનો ભેદ થતા એક પ્રકારના વિશેષ આત્મિક ભાવોલ્લાસથી મુક્તિની સન્મુખતા સૂચવનાર એવો સમ્યક્ત્વનો અવશ્ય લાભ થાય છે નિશ્ચલ એવા તે સમ્યક્ત્વ યોગે જીવ મોક્ષની પ્રાપ્તિસુધી બાકી રહેલ ક્લિષ્ટ કર્મસ્થિતિનો પણ અગ્નિ જેમ ઈંધનને બાળે, તેમ તેનો ક્ષય કરે છે "

નિધાનની જેમ જે સમ્યક્ત્વની પ્રાપ્તિ થયા પછી પલ્યોપમ પૃથક્ત્વ અર્થાત્ કિંચિત્ન્યૂન અન્ત કોટાકોટી સાગરોપમમાથી બેથી યાવત્ નવ પલ્યોપમ કર્મસ્થિતિ ક્ષય થાય, ત્યારે પ્રાણી સર્વ સુખકારી દેશવિરતિને પામે છે મોક્ષસપત્તિ માટે એક કોલકરાર જેવુ અને અનેક ગુણોથી વિભૂષિત એવુ તે સમ્યક્ત્વ ક્ષાયિકાદિ ભેદથી અનેક પ્રકારનુ શાસ્ત્રમા કહેલ છે માટે ભવ્યજીવોના ઉપકારાર્થે અને સમ્યક્ત્વની સ્પષ્ટતા માટે પૂર્વાચાર્યકૃત ગ્રંથાનુસારે આ **સમ્યક્ત્વ કૌમુદી** ( પ્રકાશિકા ) ની હુ ( જિનહર્ષગણી )રચના કરૂ છુ



## ગ્રંથ આરંભ.



### સમ્પ્રતિ રાજાની કથા



સ પદાર્થોનુ એક અપ્રતિમ સ્થાન એવા જંબૂદ્વીપ નામનો દ્વીપ છે, જેને પ્રકાશિત કરવા માટે બે ચદ્ર અને બે સૂર્ય તેની આસપાસ સદા ફર્યા કરે છે ત્યા તીર્થંકરોની જન્મભૂમિ હોવાથી સજ્જનોને તીર્થરૂપે માન્ય અને સ્વર્ગપુરીની શોભાનુ એક નિવાસ સ્થાન એવુ ભરત નામનુ

ક્ષેત્ર છે તે ભરતક્ષેત્રમા સ્વર્ગસમાન જેમા પ્રદેશો આવેલા છે, અનેક પ્રકારની વિદ્યાકળાથી અદ્દભુત અને વસુધાનુ એક શિરો ભૂષણરૂપ એવો ગોડ નામનો પ્રખ્યાત દેશ છે ત્યા પર્વતોને પણ હીન બનાવી દે એવા મોટા મદિરોથી વિભુષિત અને વસુધરાનુ એક સ્વસ્તિકરૂપ એવુ પાટલીપુર નામે નગર હતુ જેની અદર અને બહાર ગગાના તરગો જેવી ઉજ્વલ, ગગન સ્પર્શી અને દ્રષ્ટાની દૃષ્ટિને આનદ આપનાર રમણીયતાવાળી એવી જિનમદિરોની શ્રેણીઓ ( શ્રેણીબધ જિનચૈત્યો ) બિરાજમાન છે જે પાડલવૃક્ષને સ્થાને આ પવિત્ર નગર વસેલુ છે અને જ્યા ધર્મ સાધન અવિચ્છિન્ન થયા કરે છે, તે પાડલવૃક્ષના પ્રાણીઓ એકાવ તારી કેમ ન થાય? તે નગરમા શત્રુઓને પરાજિત કરનાર, ભરત ક્ષેત્રના ત્રણ ખડમા પોતાની અખડ આજ્ઞાને પ્રવર્ત્તાવનાર કૃતજ્ઞ પુરૂષોમા શિરોમણિ, જૈનધર્મરૂપ સમુદ્રને ઉલસિત કરવામા ચદ્રમા સમાન અને પોતાની સમૃદ્ધિથી સ્વગપતિને પણ દાસ તુલ્ય કરનાર એવો સપ્રતિ નામે રાજા હતો જે રાજાએ આત્મિકો પયોગ વિના કરેલ સામાયિકથી અહો ! જગતને વિસ્મય પમાડનાર એવુ ભરતના ત્રણ ખડનુ ઐશ્વર્ય પ્રાપ્ત કર્યુ હતુ કહ્યુ છે કે —

" किं भणिमो महिमाए, जिणिंदधम्मे अवत्त सामइए ।
भरहद्धवईदुमओ, जाओ सपइनरिदुत्ति " ॥१॥

" અહો ! જિનેદ્ર પ્રભુના ધર્મના મહિમાની અમે કેટલી સ્તુતિ કરીએ ! જે ધર્મના પ્રભાવે દ્રુમક અવ્યક્ત સામાયિક કરીને પણ ભરતાર્ધનો સ્વામી સપ્રતિ નામે નરેદ્ર થયો "

તે રાજા રાજ્ય કરતા એક દિવસે ઉજ્જયિની નગરીએ ગયો કારણ કે રાજાઓ પોતાના રાજ્યમા કોઇ વખત સ્વેચ્છાથી ગમે ત્યા સ્થિતિ કરે છે તે અવસરે ત્યા નિર્મલ ભક્તિધારક શ્રી સધમા જીવત સ્વામીની પ્રતિમાના રથયાત્રાનો મહોત્સવ વર્ત્તી રહ્યો હતો ત્યા ભદ્ર પીઠિકા પર બિરાજિત, સર્વ પ્રકારના અલકારોથી શોભાયમાન, વિવિધ

રીતે થયેલ પૂજાથી સુશોભિત, ઉપર ધારણ કરાતા ઉંચા પ્રકારના છત્રત્રયથી અધિક દેદીપ્યમાન રાજપુત્રના હાથમા રહેલ બે ચામરથી અલકૃત, દિવ્ય વાજીત્રોના નાદ કરનારા એવા નગરવાસીઓ(થી) પોતાના કલ્યાણની અભિવૃદ્ધિને માટે પગલે પગલે પૂજ્યમાન, કીર્ત્તિ ગાનારાઓને અને વિશેષતાથી દીનજનોને હર્ષપૂર્વક દાન દેતા એવા અગ્રગામી પુરૂષોથી અદ્ભુત, સર્વજ્ઞના શાસનનો ઉદ્યોત કરવા વાળા એવા રાજા, મત્રી અને આચાર્ય પ્રમુખ મુખ્ય પુરૂષોએ જેનો મહોત્સવ કરેલ છે એવી, જગજ્જીવોના મનોરથ પૂર્ણ કરવામા કલ્પવૃક્ષ સમાન અને અગરૂ, કર્પૂર અને ધુપથી જેણે ચારે બાજુના પ્રદેશોને સુગધમય કરી દીધા છે એવા મહારથપર બિરાજમાન કરીને સખ્યાબધ સુદરીઓ જેના ગુણ ગાઇ રહી છે, એવી જિનેદ્ર પ્રભુની મૂર્ત્તિ સર્વ પ્રાણીઓની શાતિને અર્થે રાજા અને પ્રધાન વિગેરેના ઘરમા ફેરવે છે માર્ગમા બે વૃષભથી પ્રેરિત એવો આ રથ રસ્તે ચાલતા પૂર્વ પુણ્યના પ્રભાવથી જેને ઘેર જાય, તે દિવસે તે ભવ્ય જીવે પોતાને ધન્ય માનીને ત્યાજ તેની સ્થાપના કરવી અને સર્વ પ્રકારની પૂજાની સામગ્રી લઇ ભક્તિપૂર્વક તેની પૂજા કરવી તથા ફલ, તાબૂલ, વસ્ત્ર, ચદન અને ભોજન વિગેરેથી તે મહાનુભાવે શ્રી શ્રમણસઘની અધિક અધિક ભક્તિ કરવી અને તેમા પણ શુદ્ધ વસ્ત્ર તથા અશન પાન વિગેરેથી ગુરૂમહારાજાઓની વિશેષ પ્રકારે ભક્તિ કરવી કારણ કે ગુરૂમહારાજનો યોગ તો માનવજન્મ માંજ થાય છે તેમજ આસ્તિક જનોનુ મુક્તિદાયક વાત્સલ્ય કરવુ, તથા પોતાના ઘરની સ્થિતિ પ્રમાણે દીનજનોને ધન વિગેરેનુ પણ દાન આપવુ, આવા પ્રકારનો મહોત્સવ ચાલે છે, તેવામા દશપૂર્વધર અને યુગપ્રધાન એવા શ્રી આર્યસુહસ્તિ આચાર્ય પણ ત્યા પધાર્યા. તેજ વખતે શ્રી સઘે તેમને માનપૂર્વક બોલાવ્યા એટલે તેઓ રથયાત્રા—મહોત્સવમા આગળ આગળ ચાલતા હતા કારણ કે ગુરૂ એ સન્માર્ગને બતાવનારા હોય છે હવે રથ જ્યારે રાજમદિરના આગણા આગળ આવ્યો, ત્યારે ગવાક્ષમા બેઠેલ રાજા દૂરથી ગુરૂમહારાજને જોઇને વિચાર કરવા લાગ્યો—" મારા મન સા

ગરને ઉલ્લસિત કરવામા ચદ્રમા સમાન એવા આ વાચયમ સ્વામી ( આચાર્ય ) ક્યાય પણ મારા જોવામા આવ્યા લાગે છે, પણ તે ક્યા જોવામા આવ્યા, તેનુ બરાબર સ્મરણ થતુ નથી ”

આ પ્રમાણે વિચાર કરતો રાજા મૂર્ચ્છા ખાઇ તરત પૃથ્વીપર પડ્યો એવામા ‘ અહો ! આ શુ થયુ ?’ એ પ્રમાણે બોલતો પરિજનવર્ગ ત્યા એકઠો થઇ ગયો તરત પખાથી પવન નાખતા અને ચદનદ્રવનુ સિચન કરતા રાજા સાવધાન થયો અને જાતિસ્મરણ પામી એકદમ ઉભો થયો આચાર્ય મહારાજને જાતિસ્મરણથી પોતાના પૂર્વભવના ધર્મગુરૂ જાણીને આનદ પામતો મહીપતિ વેગથી તેમને વદન કરવાને આવ્યો રથપર બિરાજેલી પ્રભુની પ્રતિમાને પ્રથમ હર્ષપૂર્વક નમસ્કાર કરીને પછી ગુરૂ મહારાજાને પચાગે નમસ્કાર કર્યા. પછી પોતાના બને હાથ જોડીને રાજા કહેવા લાગ્યો — “ હે પ્રભો ! હુ અત્યારે કોણ છુ, તે તમે જાણો છો કે નહિ ?” આ સાભળીને આચાર્ય મહારાજ પણ કહેવા લાગ્યા —“ હે રાજન્ ! ત્રણ ખડના સ્વામી એવા તને ઉદય પામેલા સૂર્યની જેમ અત્યારે કોણ નથી જાણતુ ? ગુરૂના માહાત્મ્યથી જેમ ગુણોન્નતિ, તેમ તમારા માહાત્મ્યથી અત્યારે આ વસુધાપર ઉચા પ્રકારના ન્યાયધર્મની વ્યવસ્થા પ્રવર્ત્તી રહી છે ” આ પ્રમાણે આચાર્ય મહારાજનુ વચન શ્રવણ કરી ભૂપતિ પુન કહેવા લાગ્યો —“ હે પ્રભો ! આ ભવસબધીની ઓળખાણ હુ આપશ્રીને પૂછતો નથી, પરતુ હુ આપની પાસે પૂર્વભવનુ સ્વરૂપ જાણવાને ઇચ્છુ છુ ” આ રીતે રાજાના કહેવાથી ગુરૂ મહારાજ શ્રુતજ્ઞાનનો ઉપયોગ દઈ કહેવા લાગ્યા —“ હે રાજન્ ! પૂર્વભવમા તુ મોટો દરિદ્ર હતો એક વખતે અમારી પાસે તે અવ્યક્ત સામાયિકવ્રત લીધુ, તે પુણ્યના પ્રભાવથી અત્યારે તુ સપ્રતિરાજા થયો છે ” તે પછી ગુરૂમહારાજે સમ્યક્ત્વના લાભનુ કારણ જાણી ત્યા સર્વ લોકની સમક્ષ રાજાનુ પૂર્વભવનુ સમગ્ર ચરિત્ર કહી બતાવ્યુ તે વખતે પૂર્વભવનુ સ્વરૂપ સાભળીને જેને વિશ્વાસ ઉત્પન્ન થયો છે એવો વિચક્ષણ રાજા ગુરૂને વિજ્ઞપ્તિ કરવા લાગ્યો —“ હે પ્રભો ! મારા ઉપર આપ પ્રસન્ન થાઓ અને અત્યારે

આ રાજ્યનો આપ સ્વીકાર કરો, કે જેથી હે સ્વામિન્ ! આપના ઉપકારરૂપ ઋણથી હુ પણ કાઈક મુક્ત થઉ પ્રાણીપર પ્રથમ નિર્હેતુક ઉપકાર કરનારના બદલામા જો સામો માણસ પ્રત્યુપકાર કરવા જાય, તો પણ પૂર્વોપકારનો કોટીભાગ જેટલો પણ બદલો વળી શકતો નથી જે પૂર્વે ઉપકાર કરે છે તે ધન્ય છે, કરેલ ઉપકારને જે જાણે તે પણ ધન્ય છે અને જે પ્રત્યુપકાર કરે છે તે પણ ધન્ય છે—આ ત્રણે પ્રકારના પુરૂષો ઉત્તમ સમજવા " આ પ્રમાણે રાજાનુ કથન સાભળીને ગુરૂમહારાજ કહેવા લાગ્યા —" કૃતજ્ઞ પુરૂષોમા મુગટ સમાન એવા હે રાજન્ ! અમે સાવદ્ય વ્યાપારનો સર્વથા ત્યાગ કરેલો છે, તો રાજ્યસપદાથી અમારે શુ પ્રયોજન છે ? " રાજાનુ અસાધારણ ઔદાર્ય અને ગુરૂમહારાજની ઉત્કૃષ્ટ નિ સગતા—એ બને તે વખતે પરમ સીમાને પામ્યા " મારે રાજ્યનુ તો પ્રયોજન નથીજ પરતુ હે રાજન્ ! તુ સમ્યગ્ધર્મનો આશ્રય કરીને ભરતેશની જેમ જિનેદ્રશાસનનો પ્રભાવક થા " ત્યારપછી રાજાની ધર્મજિજ્ઞાસા જાણીને ગુરૂમહારાજ તેની આગળ મોહનો નાશ કરવાવાળી ત્યા આ પ્રમાણે ધર્મદેશના દેવા લાગ્યા —

" આ સસારમા ભમતા ભવ્ય પ્રાણીઓ અકામ નિર્જરાના યોગે સાત કર્મોની કોટાનુકોટી સાગરોપમ જેટલી સ્થિતિને વારવાર ખપાવીને સમસ્ત સુખનો ભડાર એવો જિનેદ્રોક્ત ધર્મ, ચિતામણિ રત્નની જેમ પ્રાય કર્મલાઘવથીજ પ્રાપ્ત કરી શકે છે કલ્પવૃક્ષ સમાન ધર્મનુ સમ્યગરીતે ભાવથી જો આરાધન કર્યું હોય, તો તે ભવ્ય જીવોને આ લોકસબધી અને પરલોકસબધી સપત્તિ મેળવી આપવામા એક સાક્ષીતુલ્ય છે તે શ્રી ધર્મરત્નના મહિમાનુ યથાર્થ વર્ણનજ કેમ થઇ શકે ? કારણ કે જે એક લીલામાત્રમા પ્રાણીઓને ભુક્તિ ( સાસારિક સુખ ) અને મુક્તિ બને આપે છે, તે ધર્મરૂપ વૃક્ષનુ, સસારસમુદ્રના કિનારા સમાન એવુ તત્ત્વશ્રદ્ધાન લક્ષણવાળુ જે સમ્યક્ત્વ, તેને તીર્થંકરોએ મૂળતુલ્ય કહેલ છે કહ્યુ છે કે —

" धम्मस्स होइ मूल, सम्मत्त सव्वदोस परिसुद्ध ।
त पुण विसुद्धदेवाइ–सव्वसद्दहणपरिणामो ॥१॥

"સર્વ દોષરહિત એવુ સમ્યકત્વ, તે ધર્મનુ મૂલ ગણાય છે અને તે શુદ્ધ દેવ, શુદ્ધ ગુરૂ અને શુદ્ધ ધર્મ—એ ત્રણ તત્ત્વની સમ્યક્‌પ્રકારે સદ્દહણા રૂપ છે એ સમ્યકત્વ-રત્ન વિના બીજા બધા વ્રતો સેનાપતિ વિનાની સેનાની જેમ તરતજ નાશ પામે છે અનુકૂલ પવન વિના જેમ ખેતી ફલદાયક થતી નથી, તેમ એ સમ્યકત્વ વિના બધી ક્રિયાઓ પ્રાય અ-પ ફળ આપનારી થાય છે એ સમ્યકત્વ વિના ધ્યાન એ માત્ર દુ ખનિધાનજ થાય છે, તપનુ સતાપ માત્રજ ફળ મળે છે, સ્વાધ્યાય પણ વધ્યજ થાય છે, અભિગ્રહો ધારણ કરવા તે માત્ર એક કદાગ્રહરૂપે ગણાય છે, દાન શીલાદિની તુલના પણ પ્રશસ્ત થતી નથી અને તીર્થયાત્રા પણ વૃથાજ થાય છે આ શિવાય બીજી પણ બધી પુણ્યક્રિયાઓ નિષ્ફલ થાય છે જો ત્રણે જગતમા કોઈ શ્રેષ્ઠ વસ્તુ હોય, તો તે એક સમ્યક્ત્વજ છે રત્નાદિકના લાભ કરતા પણ એ સમ્યકત્વનો લાભ અધિક કહેલ છે કહ્યુ છે કે —

"सम्यक्त्वरत्नान्न पर हि रत्न, सम्यक्त्वमित्रान्न पर हि मित्रम्।
सम्यक्त्वबंधोर्न परो हि बधुः, सम्यक्त्वलाभान्न परो हि लाभः"॥१॥

"સમ્યકત્વરત્ન કરતા બીજુ કોઈ શ્રેષ્ઠ રત્ન નથી, સમ્યક્ત્વ મિત્ર કરતા બીજો કોઇ પરમ મિત્ર નથી, સમ્યકત્વરૂપ બધુ કરતા અન્ય કોઈ પરમ બધુ નથી અને સમ્યકત્વના લાભ કરતા બીજો કોઈ અધિક લાભ નથી"

જ્યાસુધી એ સમ્યકત્વની પ્રાપ્તિ થઇ નથી, ત્યાસુધીજ પ્રાણીઓને સસારસાગર દુસ્તર છે અને ત્યાસુધીજ તીવ્ર દુ ખોનો ઉદય છે તિર્યંચ અને નરકગતિના દ્વારની એક અર્ગલા તે સમ્યકત્વજ છે અને મોક્ષસુખ તથા મનુષ્ય અને દેવતાના સુખરૂપ દ્વારની તો તે એક કુચી છે સર્વ દોષરહિત એવા સર્વજ્ઞ તે મારા દેવ, જ્ઞાન, દર્શન અને ચારિત્રથી અલકૃત તે મારા ગુરૂ અને ક્ષમાદિ દશ પ્રકારનો જિનેશ્વરપ્રણીત તે ધર્મ—આવા પ્રકારના જે પરિણામ, તે સમ્યક્ત્વ કહેવાય છે તે મિથ્યાત્વ મોહનીયનો ક્ષયાદિ થવાથી અનેક

પ્રકારે હોય છે અને આવા પ્રકારના પરિણામ તે જીવને પુણ્યોદયથીજ થાય છે કહ્યુ છે કે —

" क्षायिकौपशमिक प्रथम तत्राहुरौपशमिक च तथाऽन्यत् ।
क्षायिक च निगदति जिनेंद्राः, कर्मणः क्षपशमादिविभेदात् " ॥१॥

" ક્ષાયોપશમિક, ઔપશમિકને ક્ષાયિક વિગેરે, કર્મના ક્ષય ઉપશમાદિ વિભેદથી જિનવરોએ અનેક પ્રકારે તે કહેલ છે " જે ઓએ પોતાની ઇંદ્રિયો વશ કરી છે, જેઓ બધા જીવોપર દયાલુ છે, દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ વિગેરેમા અથવા ષડ્દ્રવ્યનુ સ્વરૂપ જાણવામા જેઓ નિપુણ હોય છે, સદગુણોપર જેઓ અનુરાગ કરે છે, સમુચિત કાર્યમા જેઓ પ્રેમ ધરાવે છે, દેવ ગુરૂપર જેઓ ભક્તિ રાખે છે, શકાદિ દોષથી જેઓ રહિત છે, નિરતર જેઓ શાતવૃત્તિથી વર્તે છે, સર્વજ્ઞ પ્રભુના શાસનની ઉન્નતિ કરવામા જેઓ સાવધાન રહે છે, સવેગના રગથી જેઓ સુશોભિત છે અને જેઓ ચતુર આશયવાળા હોય છે, તેવા ભાગ્યવત ભવ્ય જીવો પુણ્યયોગે મોક્ષસુખના બીજરૂપ આ સમ્યકત્વને પ્રાપ્ત કરીને બહુ સભાળપૂર્વક પાળે છે અત્યત શુદ્ધ પરિણામથી જેનુ ચિત્ત સ્વચ્છ થઈ ગયુ છે, જે શકાદિ દોષથી રહિત છે, વિષય સુખમા જે વિરક્ત હોય છે અને જિનેશ્વર ભગવતે જે કહેલ છે તેજ સત્ય છે એમ જે માને છે, તેના હૃદયમા આ અનુપમ બોધિ પ્રગટે છે "

એવા અવસરમા ચતુરશિરોમણિ એવા સપ્રતિ રાજા ગુરૂ મહારાજને નમસ્કાર કરીને આ પ્રમાણે વિજ્ઞપ્તિ કરવા લાગ્યો —"હે પ્રભો! સુરાસુર સમુદાયથી અક્ષોભ્ય અને પ્રશસ્ત કરતા પણ પ્રશસ્ત એવુ આ સમ્યક્ત્વ પૂર્વે ક્યા પુણ્યવત પ્રાણીએ પાળ્યુ હતુ ? અને તે સમ્યકત્વ પાલનથી, જગત્મા સર્વ કરતા શ્રેષ્ઠ અને બને લોકમા ઉદય આપવાવાળી એવી ફળપ્રાપ્તિ કોને થઈ હતી? " આ પ્રમાણે રાજાના વચન સાભળીને ક્ષીરાશ્રવાદિ લબ્ધિયોના ભડાર એવા આચાર્ય મહારાજ કહેવા લાગ્યા —"હે રાજન્! સમ્યકત્વ દર્શન

૨

પામ્યા શિવાય કોઈ પ્રાણીઓ મોક્ષે ગયા નથી, જતા નથી અને જશે પણ નહિ વ્રતથી સ્ખલિત થઈને પ્રાણી કદાચિત્ મોક્ષગામી થઇ શકે, પણ સમ્યકત્વથી ભ્રષ્ટ થઈને સયમ પાલતા પણ તે નિર્વાણપદ પામી શકતો નથી કહ્યુ છે કે —

"भट्टेण चरित्ताओ, सुट्ठुयर दंसण गहेअव्व।
सिज्झति चरणरहिआ, दसणरहिआ न सिज्झति" ॥ १ ॥

"ચારિત્રથી ભ્રષ્ટ થતા પણ સમ્યકત્વનુ સારી રીતે રક્ષણ કરવુ, કારણ કે ચારિત્ર રહિત છતા ભવ્ય જીવો સિદ્ધિ પામે છે, પણ દર્શન રહિત છતા સિદ્ધ થતા નથી." જે કાઇ શ્રેષ્ઠ સપત્તિ જોવામા આવે છે અને પ્રાણીઓ જે કાઇ અદ્દભુત પદ મેળવે છે, તે બધુ સમ્યકત્વનુજ ફળ છે તથાપિ હે રાજન્! જગતમા એક અદ્દભુત અને સમ્યકત્વના ફળને સ્પષ્ટ દર્શાવનારૂ અર્હદ્દાસ શેઠનુ દૃષ્ટાત છે, તે સાંભળ —

આ ભરતક્ષેત્રમા સ્વર્ગના પ્રદેશતુલ્ય, જ્યા ઘણા દાતારો વિલાસ કરી રહ્યા છે, સજ્જનોને આનદ આપનાર એવી રાજ્ય વ્યવસ્થા જ્યા ચાલી રહી છે અને સ્વર્ગના એક પ્રદેશ સમાન મગધ નામનો દેશ છે ત્યાં સમગ્ર લક્ષ્મીના ધામરૂપ અને જગદ્ગુરૂ શ્રી વીરપરમાત્માના ચરણકમળના રજ પુજથી પવિત્ર થએલ એવુ રાજગૃહ નામે નગર છે જ્યા માણસો સારા આશયવાળા છે, જેઓ નિર્હેતુક ઉપકારીપણુ તથા વિવેકમા કલહ સની ઉપમાને ભજે છે, અને પરસ્ત્રીઓ સાથે સમાગમ તથા અસત્યપ્રિયતાને જેઓ સેવતા નથી, તેમજ તેઓ જિનેશ્વરની મર્યાદાનો—તેમના માર્ગનો ત્યાગ પણ કદી કરતા નથી. જે નગરમા સત્પાત્રદાનના સૌભાગ્યને અહીંજ સાક્ષાત્ દર્શાવ નાર અને સદા દેવતાઇ ભોગનો ઉપભોગ લેનાર એવો **શ્રી શાલિભદ્ર** શેઠ હતો, તેમજ જ્યા યૌવન અવસ્થામા પણ મધુરભાષિણી આઠ પ્રિયાઓને ત્યાગીને નવ બ્રહ્મગુપ્તિનો આશ્રય કરનાર એવા ભાગ્યવત ધન્ય મુનિ હતા સતીઓમા શિરોમણિ, સમ્યકત્વરૂપ સુવર્ણના એક નમુનારૂપ

અને ગુણોથી ત્રણે જગતની સ્ત્રીઓમા મુગટ સમાન એવી **સુલસા** નામે સતી જ્યા નિવાસ કરતી હતી તે દેશમા શુદ્ધ સમ્યક્ત્વરૂપ સુવર્ણની વર્ણિકાના એક કસોટી પાષણ સમાન અને વિનયની જેમ ગુણવૃદ્ધિની ભૂમિકારૂપ એવો **શ્રી શ્રેણિકરાજા** રાજ્ય કરતો હતો જેણે શ્રી વીરના ચરણકમળની રજને પોતાના ભાલમા તિલકરૂપે સ્થાપી હતી, જેનો પ્રભાવ વિસ્તૃત હતો અને સમગ્ર શત્રુઓને જેણે દાસ બનાવી દીધા હતા, તેમજ જે શ્રીમાન્ આ ભરતક્ષેત્રમા આવતી ઉત્સર્પિણીમા સુવર્ણસમાન કાંતિવાળા એવા **પદ્મનાભ** નામે પ્રથમ તીર્થંકર થવાના છે, તેને જાણે સાક્ષાત્ દેવી વસુધાપર આવી હોય એવી, પ્રશસ્તગુણોથી ઉત્કૃષ્ટ, પ્રેમવતી અને સતી—એવી **ચિલ્લણા** નામે પ્રિયા હતી. જેના અભિમાનરહિત એવા મનરૂપ માનસસરનો, શ્રી દેવ અને ગુરૂની અનુપમ ભક્તિરૂપ હ સીએ સદાને માટે આશ્રય કર્યો હતો સાક્ષાત્ બૃહસ્પતિ જેવો, રાજ્યધુરાને વહન કરનાર તથા પવિત્ર એવો **અભયકુમાર** નામનો તે રાજાને મ ત્રી હતો જે બને વખત આવશ્યક ક્રિયા કરતો હતો. લોકોની સર્વ આપત્તિઓને જે દૂર કરતો હતો, ત્રણે કાલ જિનપૂજામા જે સાવધાન હતો અને જે પોતે એક પરમ શ્રાવક હતો, જે પ્રાય સર્વ પર્વમા પૌષધ કરતો હતો અને જેણે સર્વમા શ્રેષ્ઠ '**મજ્જાજૈન**' (શરીરના રોમેરોમમા જૈનત્વથી રગાયેલ) એવો ઇ'કાબ મેળવ્યો હતો. તેજ નગરમા જિનધર્મનો પ્રભાવક, અત્યત ઉત્કટ એવા મિથ્યાત્વરૂપ અધકારનો નાશ કરવામા ભાસ્કરસમાન, પોતાના ભુજબળથી ઉપાર્જન કરેલ એવા અનેક કોટિદ્રવ્યનો સન્માર્ગે વ્યય કરવાથી ઉજ્વલ થયેલ અને સમ્યક્દૃષ્ટિ જીવોમા વધારે પ્રસિદ્ધ થયેલ એવો શ્રીમાન્ **અર્હદ્દાસનામે** શ્રેષ્ઠી રહેતો હતો તેને **મિત્રશ્રી, ચ દશ્રી, વિષ્ણુશ્રી, નાગશ્રી, પદ્મલતા, સ્વર્ણલતા, વિદ્યુલ્લતા** અને **કુ દલતા,** એ નામની જાણે દેહધારી અષ્ટસિદ્ધિયો હોય એવી આઠ સ્ત્રીઓ હતી, તેમા પ્રથમની સાત સમ્યક્ત્વરૂપ સુશોભિત રગમડપમા એક વાટિકાતુલ્ય હતી અને કુ દલતા મિથ્યાત્વમા મોહિત હતી અતિચા

રરહિત ગૃહાચારને પાળતા, ગુણોને ધારણ કરતા અને તે કમનીય કાતાઓની સાથે ભોગ ભોગવતા અર્હદ્દાસશેઠ લક્ષ્મીને સફળ કરવા લાગ્યો કેટલાક પ્રાણીઓને પુણ્યથી લભ્ય આ મનુષ્યભવ અવકેશી (પુષ્પ ફળ રહિત) વૃક્ષતુલ્ય હોય છે, કેટલાકને વિષવૃક્ષસમાન છે અને કેટલાકને કલ્પવૃક્ષસમાન પણ થાય છે કોઇક પુરૂષને લક્ષ્મી બાળવૃક્ષતુલ્ય હોય છે, કોઇને જાતિવૃક્ષસમાન છે, કોઇને કદલીવૃક્ષ સમાન અને કોઇને આમ્રતરૂસદૃશ હોય છે કહ્યુ છે કે —

" काचिद्बालकृतन्महीतलगता मूलच्छिदा कारणं,
द्रव्योपार्जनपुष्पिताऽपि विफला काचित्तु जातिप्रभा ।
काचित् श्री' कदलीव भोगसुभगा सत्पुण्यबीजोज्झिता,
सर्वांग सुभगा रसालतिकावत् कस्य संपद्यते " ॥ १ ॥

" કોઇકિ લક્ષ્મી, બાલવૃક્ષની જેમ પૃથ્વીતલમા જઇને સમૂળ નાશનુ કારણ થાય છે, કોઇક જાતિતરૂની માફક દ્રવ્યોપાર્જનથી તેને પ્રફુલ્લિત કરતા પણ વિફલ નીવડે છે, કોઇક કદલીની જેમ માત્ર ભોગસુખમાજ સારી લાગે છે, પરતુ સત્પુણ્યના બીજથી તે રહિત હોય છે અને કોઇક તો આમ્રલતાની જેમ સર્વાંગે સુદર હોય છે, એવી લક્ષ્મી તો કોઈ ભાગ્યશાળીને પ્રાપ્ત થાય છે "

હવે એવા અવસરમા સર્વ દેવતાઓના મસ્તકપર જેમના ચરણ મુગટસમાન શોભે છે, ત્રિજગજ્જનના અભીષ્ટ પૂરવામાં જે કલ્પવૃક્ષસમાન છે અને મહર્ષિઓની શ્રેણીથી પરવરેલા એવા ચરમ તીર્થંકર સર્વજ્ઞ શ્રી વીરપરમાત્મા વૈભારપર્વતપર સમોસર્યા. તે વખતે આકાશમા દેવદુદુભિનો ગભીર અને મધુર નાદ સાભળીને તેમજ અન્યોન્ય વિરૂદ્ધ પ્રાણીઓનો પણ સ્નેહપૂર્વક થતો સગમ જોઇને ઉદ્યાનપાલક મનમા આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો — " અહા! આ કોઈ એવી અદ્ભુત રચના છે, કે જે મને અત્યારે હર્ષવિહ્વલ બનાવી મૂકે છે " આ પ્રમાણે વિચારમાને વિચારમા આગળ આગળ ચાલ્યો જાય છે, એટલામા વિ

સ્મયયુક્ત મનથી, ત્રણ ભુવનની અદ્દ્ભુત રાજ્યલીલાને સૂચવનારા ત્રણ છત્ર, ઉજ્વલ અને ચચલ એવા ચામરોની શ્રેણી, વિવિધ વર્ણની નાની નાની ધ્વજાઓ સહિત ઇંદ્રધ્વજ, મણી, સ્વર્ણ અને રજતમય ત્રણ વપ્ર ( કિલ્લા ), પાદપીઠ સહિત અને સ્ફટિકરત્નમય એવુ સિહાસન, સુરાસુરની વિચિત્ર એવી વિમાનશ્રેણીયુક્ત તથા સમગ્ર વિશ્વના તાપને તરત દૂર કરનાર એવો ચૈત્યવૃક્ષ, વિકસ્વર ચદ્રના જેવા મુખવાળી દેવાગનાઓ, સર્વઋતુના ફળ અને પુષ્પોથી અભિરામ તથા જ્યા અનેક વૃક્ષોની શ્રેણીઓ ભગવાનને નમસ્કાર કરતી દેખાય છે એવો બગીચો, જાણે નિર્વાણ સ્થાનપર જવાની નિશ્રેણી હોય એવી તથા વિશેષ રચનાથી યુક્ત એવી સોપાન રચના—આવા પ્રકારની સમૃદ્ધિસપન્ન તથા ત્રણે લોકમા અતિશ્રેષ્ઠ તથા પવિત્ર ચરિત્રયુક્ત, દેવોના પણ દેવ, ઇંદ્રોને વદ્ય, જગતને પાવન કરતા એવા તથા સર્વત અસાધારણ અને મહોદયવાળી લક્ષ્મીથી શોભાયમાન એવા શ્રી વર્દ્ધમાનસ્વામીને તેણે જોયા જોતાજ તેના મનમા આ પ્રમાણે વિચાર આવ્યો કે -" વિરોધી પ્રાણીઓનો સ્નેહપૂર્વક સમાગમ જે મારા જોવામા આવ્યો, તે આ મહાત્માનોજ પ્રભાવ છે કહ્યું છે કે —

" सारगी सिंहशाव स्पृशति सुतधिया नदिनी व्याघ्रपोत,
मार्जारी हसबालं मणयपरवशा केकिकाता भुजगम् ।
वैराण्याजन्मजातान्यपि गलितमदा जंतवोऽन्ये त्यज्यन्ति,
श्रित्वा साम्यैकरूढं प्रशमितकलुषं श्रीजिन क्षीणमोहम्" ॥१॥

" જેમણે પાપને શાત કર્યા છે, મોહને ક્ષીણ કર્યો છે અને એક સમતામાજ જે લીન છે એવા શ્રી જિનેશ્વર ભગવતનો આશ્રય લઇને જન્મથી સ્વાભાવિક વૈરને પણ પ્રાણીઓ મદ રહિત થઇ આ પ્રમાણે તજી દે છે પોતાના બાલકની ધારણાથી હરણ સિહના બચ્ચાનો સ્પર્શ કરે છે, ગાય પણ તેવીજ રીતે વાઘના બચ્ચાને ચાટવા જાય છે, પ્રેમવશ થયેલી બિલાડી હસના બાલને અડકે છે અને પ્રે

માળ મયૂરી ભુજગને રમાડે છે ” હવે આ હૃદયને આનદ આપ નાર શ્રીજિનેદ્રના આગમન વિગેરેની હકીકત, રાજાને નિવેદન કરી હુ કૃતકૃત્ય થાઉં ” આ પ્રમાણે વિચાર કરી તે ચતુર વનપાલકે હાથમા પુષ્પો અને ફળો લઇ રાજસભામા જઇને જિનેશ્વરના આગ મનની ખબર રાજાને નિવેદન કરી કાનમા અમૃતનુ સિચન કરનાર એવુ તેનુ વચન સાભળીને રાજાએ પોતાના એક મુગટ શિવાય બીજા બધા અલકારો શરીરપરથી ઉતારી તે વનપાલને બક્ષીસ કરી દીધા પછી ચતુરગિણી સેનાસહિત થઇને વિશાલ વસુધાને પણ સ કીર્ણ બનાવતો એવો તે રાજેદ્ર આવા પ્રકારના આડબરથી ભાવ પૂર્વક પ્રભુને નમસ્કાર કરવાને ચાલ્યો તે વખતે પોતાના સ્વામી પાસેથી પ્રસન્નતા જેમણે મેળવી છે, બખ્તરથી જેમના શરીર સજ્જ છે અને હાથમા જેમણે વિચિત્ર પ્રકારના શસ્ત્રો રાખેલ છે, એવા પ દાતિઓ આગળ આગળ ચાલવા લાગ્યા તે પછી જેમણે શત્રુઓને ખડિત કર્યા છે અને પાચ વર્ણની પતાકાઓથી જે મડિત છે, પર્વ તના જેવા ઉંચા શરીરવાળા અને સારી કાતિવાળા એવા હાથીઓ ચાલવા લાગ્યા ત્યારબાદ વેગથી ઉદ્ધત બનેલા અને સ્વચ્છદ હેષા રવ ( હણહણાટ ) ના પડઘાથી આકાશ અને પૃથ્વીને એક શબ્દમય કરી મૂકતા એવા અશ્વો ચાલવા લાગ્યા અનતર જાણે જયલક્ષ્મીના એક મનોરથ હોય એવા અને પોતાના ચક્ર સમુદાયના ચીત્કારથી દિશાઓને જેમણે વાચાલ બનાવી દીધી છે એવા રથો ચાલવા લાગ્યા પાલખીઓમા સુખે બેઠેલી એવી ચિલ્લણાદિક મહારાણીઓ પણ જાણે વીરના વદનને માટે અતિ ઉત્સુક થઇ હોય એમ આગળ આ ગળ જવા લાગી નાના પ્રકારના વાજીત્રોના અવાજથી તથા બદીજ નોના જયજ્યારવથી તે વખતે કાને પડેલુ પણ કઇ કોઇના સાભળ વામા આવતુ નહિ તે અવસરે ચતુરશિરોમણિ અને આનદથી ઉદ્ ભવેલ રોમાચયુક્ત એવો અર્હદ્દાસ શેઠ પણ પોતાની સર્વસમૃદ્ધિ ના આડબરથી પ્રભુને વદન કરવાને આવ્યો પછી શ્રેણિક રાજા ત્રણ પ્રદક્ષિણા ફરીને બહુ ભક્તિથી ભવ્યોના ભયને હરણ કરનારા એવા

શ્રી જિનેશ્વરની આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યો –" હે નાથ ! હે સદ્ધર્મબાધવ ! હે ત્રિભુવનાધિપતે ! હે રાજાઓને પૂજ્ય ! આજે અત્યારે આપના ચરણકમળના વદનથી મારો નરભવ સફલ થયો હે દેવ ! નવા નવા અદ્ભુત ભાવથી જેઓ તમારા ચરણની સેવાના કરવાવાળા છે, તેઓજ આ પૃથ્વીપર ધન્ય છે બીજા પ્રાણીઓ તો પરમ સુવર્ણસમાન દેહથી વસુધાને ભારભૂત જેવા છે, એમ હુ માનુ છુ " આ પ્રમાણે જિનેશ્વરની સ્તુતિ કરીને ભાસ્કર સમાન દેદીપ્યમાન શ્રેણિકરાજા પોતાને યથોચિત સ્થાને બેઠા ધર્મથી ભાવિત અને શ્રેષ્ઠીઓમા વૃષભ સમાન એવા અર્હદ્દાસ વિગેરે પણ આનંદદાયક જિનેશ્વરને નમીને યથાક્રમે બેઠા પછી કર્ણમા અમૃત સિંચનાર અને પાત્રીશ ગુણોથી ઉદાર એવી વાણીથી **વીર** ભગવાન્ આ પ્રમાણે દેશના દેવા લાગ્યા –" આ અસાર સસારમા મરૂભૂમિમા કલ્પવૃક્ષની જેમ ઘણા ભાગ્ય એકત્ર થાય, ત્યારે પ્રાણીઓ ધર્મ પ્રાપ્ત કરી શકે છે તેની ઉત્પત્તિને માટે વસુધાપીઠસમાન મનુષ્યજન્મ દુર્લભ ગણાય છે, તેમા પણ વૃક્ષનુ મૂળ કારણ જેમ બીજ, તેમ ડાહ્યા માણસોએ ધર્મરૂપ વૃક્ષનુ મૂળ કારણ સમ્યકત્વ કહેલ છે, સુસાધુ એવા ગુરૂનો સમાગમ થવો એ બહુધા અનુકૂલ પવન સમાન છે હૃદય નિર્મલ વિવેકની જાગ્રતિ એ વિશાલ કયારા તુલ્ય છે, શુદ્ધ સમ્યકત્વ એ તેના વિસ્તારનુ મુખ્ય કારણ છે, અર્થાત્ મૂળ છે, તત્ત્વાતત્ત્વનો વિચાર એ તેનો મનોહર સ્કધ ( થડ ) છે, દાન, શીલ, તપ અને ભાવ એ ચાર તેની મુખ્ય શાખાઓ છે અને સમતા, મૃદુતા વિગેરે પ્રશાખાઓ પ્રસિદ્ધ છે, વિવિધ કળાઓ સહિત સમસ્ત લક્ષ્મીની લીલાઓ તે એના પલ્લવો છે, મનુષ્ય અને દેવતાઈ સુખની સપત્તિઓ તે એના રમણીય પુષ્પો છે અને શુકલધ્યાનરૂપ ઋતુના ઉલ્લાસથી પરિપકવ થયેલ સિદ્ધિસુખરૂપ તેનુ ફળ છે, જેનો આસ્વાદન કરતા કદી કલેશનો લેશ પણ ન થાય પૂર્વ પુણ્યના યોગથી આવા પ્રકારનો ધર્મ કલ્પવૃક્ષ પ્રાપ્ત થતા પણ જળસિચન વિના તે ક્ષણે ક્ષણે ક્ષીણ થઈ જાય છે શ્રી જિનેન્દ્રની અર્ચના તેજ તેનુ જળ

સિચન કહેલ છે માટે દરેક પ્રાણીએ તે પૂજન વિધિમા અતિશય આદર કરવો જે માણુસ સ્વલ્પ સમયમા શિવરૂપ ફળની ચાહના કરે છે, તેણે પ્રભુની યત્નપૂર્વક ત્રિકાલ પૂજા કરવી જોઈએ. જે નિર્દોષ એવા જિનેન્દ્ર ભગવતની ત્રિકાલ પૂજા કરે છે, તે પ્રાણી ત્રીજા ભવમા અથવા સાત આઠ ભવમા સિદ્ધિ પામે છે આ પૂજા વિવેક પૂર્વક જો સ્વલ્પ કરી હોય, છતા અવસરની મેઘવૃષ્ટિની જેમ લોકોને તે મહા ફળ આપે છે કહ્યુ છે કે —

" जिनपूजन जनाना, जनयत्येकमपि सपदः सकला । जलमिव जलदविमुक्त, काल शस्यश्रियो निखिला ॥१॥

" એકવાર કરેલ જિનપૂજન પણ માણુસોને સમસ્ત પ્રકારની સપત્તિઓ આપે છે કારણ કે વખનપર વરસાદનુ પાણી સમગ્ર ધાન્ય સમૃદ્ધિને નીપજાવે છે " એ પૂજાજ કૂર કર્મરૂપ વૃક્ષોના બગીચાને મૂળથી ઉખેડી નાખવા સમર્થ છે, જગતના તમામ ઐશ્વર્યનુ તે મૂળ કારણ છે અને સસારસમુદ્રમા તે સેતુસમાન છે વધારે શુ કહીએ ? અરિહતની પૂજા વિબુધ પુરૂષોએ આઠ પ્રકારની કહી છે અને તે તે ફળની સાક્ષાત્ પ્રાપ્તિને માટે તે માહાત્મ્યયુક્ત છે કહ્યુ છે કે —

" पुष्पात्पूज्यपदं जलाद्विमलता सद्धूपधूपाद् द्विप—
द्दग्ध्वंसविधिस्तमोपहनन दीपाद् घृतात् स्निग्धता ।
क्षम चाक्षतपात्रत' सुरभिता वासात्फलाद्रूपता,
नृणां पूजनमष्टधा जिनपतेरौचित्यलभ्य फलम् " ॥ १ ॥

" પ્રાણી, પુષ્પથી જિનપતિની પૂજા કરતા પૂજ્યપદવી પ્રાપ્ત કરે છે, જળથી વિમળતા, સદ્ધૂપના ધૂમથી આતર શત્રુઓના ધ્વસને, દીપથી આતર તમનો નાશ, ઘતથી સ્નિગ્ધતા, અક્ષતપાત્રથી કુશલતા, વાસક્ષેપથી સુરભિતા, અને ફળથી રૂપતા—આ પ્રમાણે અષ્ટપ્રકારની પૂજાથી પૂજક તે તે વસ્તુને ઉચિત ફળ મેળવી શકે છે સંક્ષેપથી દ્રવ્ય અને ભાવ—એવા બે પ્રકારે પૂજા થઈ શકે છે દ્રવ્યથી

તેના અનેક ભેદો છે અને ભાવથી તો અનંતા ભેદો છે દ્રવ્ય-પૂજાથી ઉત્કૃષ્ટ અચ્યુત દેવલોક સુધીનું ફળ પ્રાપ્ત થાય છે અને ભાવ-પૂજાનું ઉત્કૃષ્ટ ફળ તો અંતર્મુહૂર્ત્તમાં મોક્ષની પ્રાપ્તિ થાય છે કહ્યું છે કે —

> " उक्कोस दव्वथय, आराहिय जाइ अच्चुय जाव ।
> भावत्थएण पावइ, अतमुहूत्तेण निव्वाण " ॥ १ ॥

" દ્રવ્યપૂજા કરતા પ્રાણી ઉત્કૃષ્ટ બારમા દેવલોક સુધીની સંપત્તિ પામે અને ભાવપૂજાથી અંતર્મુહૂર્ત્તમાં નિર્વાણ પામે છે "

આ પ્રમાણે પ્રભુની દેશના સાભળીને અને મનમાં ભાવ ધારીને અનેક ભવ્ય પ્રાણીઓએ દેવપૂજાનું વ્રત અંગીકાર કર્યું તે વખતે સુધાસમાન જગદ્ગુરૂની વાણીને પ્રમાણ કરીને કાર્યકુશળ, વિકસ્વર થયેલા રોમાંચયુક્ત, આસ્તિકશિરોમણિ અને ચતુર્વિધ શ્રેષ્ઠી અર્હદ્દાસશેઠ અંજલિ જોડી પ્રણામ કરીને પ્રભુને આ પ્રમાણે વિનતિ કરવા લાગ્યો —" હે ત્રણ લોકના નાથ ! વિશુદ્ધ ભક્તિપૂર્વક મારે ત્રણે કાલ જિનેંદ્રની પૂજા કરવી, તેમાં પણ ચતુર્દશી પ્રમુખ મુખ્ય પર્વના દિવસોમાં તો નગરમાં સમગ્ર જિનપ્રતિમાઓની અર્ચના કરવી, તથા ચાતુર્માસિક અને વાર્ષિક વિગેરે પ્રસિદ્ધ પર્વોમાં પ્રભુ પોતાના કુટુંબસહિત મહોત્સવોપૂર્વક શુદ્ધ બુદ્ધિથી સ્નાત્રપૂજા કરવો, તેમજ પોતાના ઘરચૈત્યમાં વિધિપૂર્વક અર્ચના કરીને સમગ્ર જિનાલયો જુહારવા અને ગૃહચૈત્યે રાત્રે સંગીત કરવું હે નાથ ! આપના પ્રસાદથી એ રીતે મારો નિશ્ચય નિરંતર સ્થિર રહો " તે વખતે વીરપરમાત્માએ પ્રશંસાપૂર્વક કહ્યું કે —" હે શ્રાદ્ધ ! વ્રતમાં સ્થિર ચિત્તવાળો થજે '

ત્યારપછી વિધિપૂર્વક જિનેશ્વર પ્રભુને નમસ્કાર કરીને અં-જલિ જોડી શ્રેણિકરાજાએ આ પ્રમાણે વિજ્ઞપ્તિ કરી કે પ્રભો ! ધર્મનું સર્વસ્વ અને સર્વોત્કૃષ્ટ સુખને આપનાર વિત્તપૂજાનું સ્વરૂપ મને કાંઈક વિસ્તારથી કહો " આ પ્રમાણે ભૂપતિની વિજ્ઞપ્તિથી હર્ષો

વિગેરેની બાર પર્ષદા સમક્ષ દેવાનદાના નદન વીરભગવાન્ આ પ્રમાણે કહેવા લાગ્યા —સર્વ જિનભગવતોએ ધર્મનુ આદિ સાધન સમ્યક્ત્વ કહ્યુ છે અને તે અનેક પ્રકારનુ છે કહ્યુ છે કે —

"एगविह दुविह तिविह, चउहा पंचविह दसविह सम्म ।
एगविह तत्तरुई, निस्सग्गुवएसओ भवे दुविह" ॥ १ ॥
खइयं खओवसमिय, उवसमिय इय तिहा नेय ।
खइयाइसासणजुअ, चउहा वेअगजुअ च पचविह" ॥ २ ॥

"એક પ્રકાર, બે પ્રકાર, ત્રણ પ્રકાર, ચાર પ્રકાર, પાચ પ્રકાર, અને દશ પ્રકાર—એવા સમ્યક્ત્વના અનેક ભેદો કહેલા છે તેમા તત્ત્વપર રૂચિ તે એકવિધ સમ્યક્ત્વ, સ્વાભાવિક યા ઉપદેશથી પ્રગટે તે દ્વિવિધ, ક્ષાયિક, ક્ષાયોપશમિક અને ઔપશમિક—એ ત્રિવિધ, ક્ષાયિક, ક્ષાયોપશમિક, ઔપશમિક અને સાસાદન—એ ચતુર્વિધ, અને તે સાથે વેદક, મેળવવાથી તે પચવિધ થાય છે આભિગ્રહિક ભેદોથી મિથ્યાત્વ પાચ પ્રકારે કહેલ છે તેમજ અધર્મમા ધર્મસજ્ઞા વિગેરે ભેદોથી મિથ્યાત્વ દશ પ્રકારનુ છે સસારના મૂલ બીજરૂપ એ મિથ્યાત્વના, સમ્યક્ત્વની શુદ્ધિ ઇચ્છિનારા સુજ્ઞ પુરૂષે કરવુ, કરાવવુ અને અનુમોદવુ—એ ત્રણે પ્રકારને મન, વચન અને કાયાથી તજી દેવા જોઇએ કહ્યુ છે કે —

"ता मिच्छत्त भवबुड्ढिकारण सव्वहा विवज्जिज्जा ।
त पुण समएभिहियं, णेगहा दुक्खतरुबीअ" ॥ १ ॥

"મિથ્યાત્વ ભવવૃદ્ધિનુ કારણ હોવાથી તેનો સર્વથા ત્યાગ કરવો જોઇએ શાસ્ત્રમા એમ કહ્યુ છે કે, તે મિથ્યાત્વ—અનેક પ્રકારના દુ ખરૂપ વૃક્ષનુ બીજ છે" તેમજ—'હે ભગવન્' કેટલા પ્રકારના મિથ્યાત્વ કહ્યા છે ? ' 'હે ગૌતમ ! દશ પ્રકારના, તે આ પ્રમાણે—અધર્મમા ધર્મસજ્ઞા, ધર્મમા અધર્મસજ્ઞા, ઉન્માર્ગમા સન્માર્ગસજ્ઞા, માર્ગમા ઉન્માર્ગસજ્ઞા, અજીવમા જીવસજ્ઞા, જીવમા અજીવસજ્ઞા, અ

સાધુમા સાધુસજ્ઞા, સાધુમા અસાધુસજ્ઞા, ઉત્સૂત્રમા સૂત્રસજ્ઞા અને સૂત્રમા ઉત્સૂત્રસજ્ઞા તેજ પાચ પ્રકારે મિથ્યાત્વ આ પ્રમાણે છે --

"आभिगहिय अणभिगहिय, तह अभिनिवेसिअ चेव ।
ससइयमणाभोग, मिच्छत्त पचहा भणिअ" ॥ १ ॥

" આભિગ્રહિક, અનભિગ્રહિક, અભિનિવેશિક, સાશયિક અને અનાભોગ--એ પાચ પ્રકારે મિથ્યાત્વ કહેલ છે " દેવપૂજા, તપ, દાન અને શીલ વિગેરે જો સમ્યકત્વ સાથે આચરેલા હોય, તોજ તે માણસોને યથાર્થરીતે ફળદાયક થાય છે કહ્યુ છે કે --

"दानानि शीलानि तपासि पूजा, सत्तीर्थयात्रा प्रवरा दया च ।
सुश्रावकत्व व्रतधारण च, सम्यक्त्वमूलानि महाफलानि" ॥ १ ॥

" દાન, શીલ, તપ, સત્તીર્થયાત્રા, શ્રેષ્ઠદયા, સુશ્રાવકપણુ અને વ્રતધારણ વિગેરે જો સમ્યકત્વ મૂળપૂર્વક હોય, તો મહાફળ આપવાવાળા થાય છે " શકારહિત આઠ આચારથી જેનુ અત કરણ પવિત્ર થયેલુ છે, તેજ સજ્જનોમા સમ્યગ્દષ્ટિ તરીકે પ્રસિદ્ધ થાય છે જેમ જેમ જિનેશ્વર અને સદ્ગુરૂની ભાવપૂર્વક ભક્તિ થાય છે, તેમ તેમ સમ્યક્ત્વની નિર્મલતા વધતી જાય છે પાચ અતિચારને વર્જવાથી જેનુ સમ્યકત્વ શુદ્ધ થયેલુ છે, તે ભવોભવ અધિક અધિક સુખને પામે છે, અને તે જિનેદ્રપદ, ચક્રવર્ત્તિપદ, ઇંદ્રપદ, મોટુ રાજ્યપદ અને છેવટે શિવપદ પણ પ્રાપ્ત કરી શકે છે "

આ પ્રમાણે તત્ત્વનો પ્રકાશ કરવામા દીપિકાસમાન એવી જિનેશ્વરની દેશના સાભળીને મિથ્યાત્વ અધકારનો ધ્વસ થવાથી જેનુ હૃદય વિશુદ્ધ થયુ છે એવા શ્રેણિક રાજાએ ક્ષપકશ્રેણીપર આરૂઢ થઇને સાત પ્રકૃતિનો ક્ષય કરી ક્ષાયિક સમ્યકત્વને દૃઢ કર્યુ તે વખતે અર્હદ્દાસ શેઠ પણ દીપક સમ્યકત્વને નિર્મળ કરી જગદ્ગુરૂને નમસ્કાર કરીને આ પ્રમાણે વિજ્ઞપ્તિ કરવા લાગ્યો --" હે નાથ ! ઔપશમિક વિગેરે સમ્યકત્વોનુ ભિન્ન ભિન્ન સ્વરૂપ કૃપા

કરીને મને સમજાવો " આ પ્રમાણે તેની વિજ્ઞપ્તિથી ભગવત પુન તેની આગળ આ પ્રમાણે કહેવા લાગ્યા –" જ્યા પ્રદેશથી પણ મિથ્યાત્વના દળિયા વેદવામા નથી આવતા તે ઔપશમિક સમ્યકત્વ કહેવાય છે, અને તે પ્રસન્ન ( કચરો નીચે બેસી ગયેલ નિર્મળ ) જળસમાન હોય છે હે શ્રેષ્ઠિન્ ! જ્યા મિથ્યાત્વના દળિયા પ્રદેશથી વેદવામા આવે છે, તે ક્ષાયોપશમિક સમ્યક્ત્વ કહેલ છે, તે કઈક કલુષિત નીર સમાન હોય છે મિથ્યાત્વના ત્રણે પુજનો ક્ષય થતા ક્ષાયિક સમ્યકત્વ પ્રગટ થાય છે, તે સર્વથા શુદ્ધ પાણીના પૂર સમાન હોય છે સમ્યકત્વથી પતિત થતા અને મિથ્યાત્વને નહિ પ્રાપ્ત થયેલ એવા પ્રાણીને સાસાદન સમ્યકત્વ હોય છે, તે વમન થતા અન્નના અનુભવસમાન છે જ્યા સમ્યકત્વનો આસ્વાદ ઉત્કર્ષથી વેદવામા આવે, અર્થાત્ ક્ષાયિક સમ્યકત્વ જે સમયે થવાનુ છે તેના પૂર્વ સમયમા જે સપૂર્ણ સમ્યકત્વમોહનીના દલ વેદવામા આવે તે વેદક સમ્યકત્વ કહેલ છે બીજા જીવોનુ સમ્યકત્વ જેનાથી સતેજ થાય, તે દીપક સમ્યકત્વ કહેવાય છે સાસાદન અને ઔપશમિક સમ્યકત્વ જીવોને આખા સસારમા માત્ર પાચ વારજ પ્રાપ્ત થાય છે, ક્ષાયોપશમિક અસખ્યાત વાર પ્રાપ્ત થાય છે અને ક્ષાયિક તથા વેદક આખા સસારમા એકજ વાર પ્રાપ્ત થાય છે છેવટના બે સમ્યકત્વ એટલે ક્ષાયિક અને વેદક શિવાય બીજા સમ્યકત્વો પ્રતિપાતી અને આવ્યા-જ પણ જાય છે ક્ષાયોપશમિક અને ઔપશમિક સમ્યકત્વમા એટલોજ તફાવત છે કે—ઔપશમિક સમ્યકત્વી પ્રદેશથી મિથ્યાત્વને ન વેદે અને ક્ષાયોપશમિકવાળો પ્રદેશથી મિથ્યાત્વ વેદે ક્ષાયોપશમિક કલુષિત જળસમાન, ઔપશમિક પ્રસન્ન જળસમાન અને ક્ષાયિક નિર્મલ જળ સદશ હોય છે ઉત્કૃષ્ટ અને જઘન્યથી મિશ્રસમ્યકત્વ તેમજ બીજા સર્વે અતર્મુહૂર્ત્ત સુધી રહે છે, ઔપશમિક પાચ વાર અને ક્ષાયોપશમિક અસખ્યાત વાર પ્રાપ્ત થાય છે "

આ પ્રમાણે સાભળીને અર્હદ્દાસશેઠે પ્રભુ આગળ એવો અભિગ્રહ લીધો કે —" જિન અને જિનમતમા રહેલા શિવાય અન્યને હુ

નમવાનો નથી " પછી શાસનનો ઉદ્યોત કરવામા સાવધાન એવા શ્રેણિકરાજા વિગેરે સર્વે પ્રભુને નમસ્કાર કરીને આનદસહિત પોત પોતાને સ્થાને ગયા સર્વ આતરિક શત્રુઓને ત્રાસ આપનાર અને સૂર્યની જેમ ઉદ્યોત કરવાવાળા એવા શ્રી ચરમ તીર્થંકર પણ વસુધાને પાવન કરતા શુભ પ્રદેશવાળા બીજા દેશમા વિહાર કરી ગયા ત્યારથી અવનીપતિ કરતા પણ જેની સપદા અધિક છે એવો અર્હદ્દાસશેઠ પણ ઘેર આવીને ભક્તિપૂર્વક ત્રિકાલ જિનપૂજન કરતો, બને વખત ષડાવશ્યક કરતો, તત્ત્વાતત્ત્વનો હૃદયમા વિચાર કરતો અને સત્પાત્રે દાન દેતો એવો તે મોટા મોટા ઉત્સવોથી આર્હત શાસનની ઉન્નતિ કરવા લાગ્યો

॥ इति श्री सम्यक्त्वकौमुद्या तपागच्छनायकश्रीसोमसुंदरसूरिश्रीमुनिसुदरसूरिश्रीचद्रसूरिशिष्यपडितजिनहर्षगणिकृतायां प्रथमः प्रस्तावः ॥





# દ્વિતીયપ્રસ્તાવ..



હવે તે મગધદેશમા રાજાની આજ્ઞાથી સમસ્ત લોકોને આનંદ આપનાર અને જગપ્રસિદ્ધ એવો કૌમુદીમહોત્સવ થતો હતો સિંહસ્થ વર્ષની જેમ તે બાર વર્ષને અંતે થાય, કારણ કે લોકોમા જે એક પ્રકારનો દેશરિવાજ પડી ગયો હોય છે, તેનુ અતિક્રમણ કરવુ દુષ્કર છે ઇંદ્રને સંતોષ આપનાર એવો તે મહોત્નવ પણ કાર્તિક માસમા પ્રાણીઓની શાંતિને માટે ચાતુર્માસિકના દિવસે કરવામા આવતો હતો. તે મહોત્સવમા સમસ્ત સ્ત્રીઓ કસુંબી રંગના બે વસ્ત્રો ધારણ કરે છે, અનેક ભોગની સામગ્રીવિશેષથી શોભા અને પોતાના સૌભાગ્યનો ઉત્કર્ષ કરે છે, ઉદાર એવા શૃંગારરસમા ચાલાક અને પોતાના સ્વામીને અતિવલ્લભ એવી તેઓ વનમા જઇને કુળદેવતાઓની પૂજા કરે છે, પોતાની સખીઓ સાથે ગીત ગાય છે, વિચિત્ર પ્રકારની ક્રીડા કરે છે, હર્ષપૂર્વક સુંદર નૃત્ય કરે છે અને મોટા કૌતુકથી તેઓ પરસ્પર અપરિમિત દાન આપે છે જો આ મહોત્સવ દેશમા ન થાય, તો લોકમા તરત મોટો ઉપદ્રવ પેદા થાય છે કારણ કે પૂજ્યોની પૂજાનો વ્યતિક્રમ એ પ્રાણીઓના મંગલનો નાશ કરે છે

હવે વખત આવતા એક દિવસે રાજાએ સર્વત્ર નગરની અંદર કૌમુદીમહોત્સવને માટે આ પ્રમાણે પટહની ઉદ્‌ઘોષણા કરાવી — ' હે નાગરિક જનો ! તમે પ્રમોદ અને ઉત્સાહ લાવીને મહોત્સવ પૂર્વક કૌમુદીપર્વ કરો આ વખતે નગરની તમામ મહિલાઓ શરીરને શોભાવીને અને દેવાંગનાઓ પણ શરમાઈ જાય એવા સુશોભિત

નેપથ્ય ધારણ કરીને સત્વર ઉદ્યાનમા જાઓ, અને ત્યા હૃદયને આનદ આપનાર એવા તાજા નૈવેદ્યની ભેટપૂર્વક દેવીચરણની અર્ચા કરીને આનદદાયક એવી વિચિત્ર ગીત નૃત્યાદિક યથેચ્છ ક્રીડા કરતા દિવસ અને રાતભર ત્યાજ રહો, અને માણસો બધા નગરની અદર વિવિધ પ્રકારની ક્રીડા કરો આ કાયદાનો જે ભગ કરશે, તે રાજાનો ગુન્હેગાર થશે " કહ્યું છે કે —

" आज्ञाभगो नरेंद्राणां, गुरूणा मानखंडना ।
वृत्तिच्छेदो द्विजातीना–मशस्त्रवध उच्यते " ॥ १ ॥

"રાજાઓની આજ્ઞાનો ભગ કરવો, વડીલોનુ અપમાન કરવુ અને બ્રાહ્મણોની આજીવિકા તોડવી, એ શસ્ત્ર વિનાનો વધ કહેવાય છે" આ પ્રકારની ઉદ્ઘોષણા સાભળીને લલનાઓ અલકારો ધારણ કરીને ઉપવનમા જવાને માટે આ પ્રમાણે બીજી સામગ્રી સજવા લાગી — "હે બાલે! જમીનપરથી ઉઠાવીને દૂર્વાકુરને ઝટ થાળમા રાખ. હે ચદને! દેવતાઓને આનદ આપનાર એવુ ચદન તુ તૈયાર કર હે કલ્યાણિ! કુટુબના કલ્યાણને માટે, જેનાથી દેવાગનાઓ પણ ખુશ થાય એવા મધુ અને દધિને તુ તૈયાર કર હે વયસ્યે! તુ પ્રશસ્ત પુષ્પો લાવ હે વિદગ્ધે! તુ ચદ્રમા સમાન સુશોભિત એક મુગટ બનાવ હે વિધુરે! બાલસૂર્યના જેવુ અરૂણ સિદૂરનુ પૂર પાસે લઇ આવ, કે જેથી હુ સ્ત્રીઓને પ્રિય એવુ સીમતનુ મડન કરૂ હે સખિ! બીજા કામ પડતા મૂકીને કસ્તૂરી વાટ, કે જેથી ગાલપર હુ પત્રવલ્લિકાની રચના કરૂ હે કુતલે! કુતલાલકાર સરસ રીતે તુ તૈયાર કર, કે જેથી હુ તરત તેમા સારા સારા પુષ્પોને ગોઠવીને વધારે સુશોભિત બનાવુ હે ભદ્રે! મનોહર જળથી કુકુમને તરત પલાળ, કે જેથી હુ આનદિત થઇને પોતાના અગને રગમય બનાવી દઉં હે તન્વગિ! મને સારા સારા વસ્ત્રો સત્વર આપ હે શતપત્રાક્ષિ! પવિત્ર એવી પાદુકા મારા પગમા પહેરાવ. હે જામે! સારૂ પાણી મેળવીને કાજળ તરત તૈયાર કર હે બાલે! તુ આખે આજવાને માટે એક સળી તૈયાર

રાખ હે ચતુરે! અદ્ભુત એવો કસ્તૂરીનો વિસ્તાર તૈયાર મૂક હે સાનંદે! કેમ જરી ખસતી નથી? હે મુગ્ધે! અત્યારે વૃથા આલસ્ય કરે છે હે કર્પૂરિ! ઘણા કપૂરના પૂરથી પૂરિત એવુ પાત્ર લાવ અને હે લીલાવતિ! તુ રસિક તામ્બૂલને લીલાપૂર્વક લાવ ”

આ પ્રમાણે અન્યોન્ય આલાપથી ઉતાવળ કરતા અને સર્વ સામગ્રી તૈયાર કરીને ઉદ્યાનમા જતા એવા સ્ત્રીસમુદાયને જોઇ ને અચલ ધર્મબુદ્ધિવાળો એવો અર્હદ્દાસ શ્રાવક વિચાર કરવા લાગ્યો —“ અહા ! પરિવારસહિત જિનપૂજા મારે કેમ થશે ? આજે સર્વ સત્કર્મનુ કારણભૂત એવુ ચાતુર્માસિક પર્વ છે, જે પર્વમા દેવ તાઓ પણ સ્નાત્ર મહોત્સવ કરે છે આજે વિવેકી પુરૂષે અતિ ઉત્સાહપૂર્વક જિનાર્ચના કરવી જોઇએ અને મે પણ જિનેશ્વર સમક્ષ એ પ્રમાણે નિશ્ચય ( નિયમ ) કર્યો છે રાજાની આજ્ઞાથી મારી સ્ત્રીઓ પોતાના પરિવારસહિત કૌમુદી મહોત્સવની ઇચ્છાથી વનમા જાય છે ચાદનીરહિત ચદ્રમા અને વીજળીરહિત જેમ પયોધર ન શોભે, તેમ ગૃહસ્થો પણ સ્ત્રી વિના શોભતા નથી ” આ પ્રમાણે મનમા વિચાર કરીને તાત્કાલિક બુદ્ધિવાળા એવા તે શેઠે વિવિધ મણિઓથી સમુજ્જ્વલ અને વિશાલ એવો સોનાનો થાળ હાથમા લઇને સુભટોથી સકીર્ણ એવા રાજમદિરે જઇને રાજાની આગળ ભેટણુ મૂકીને જેટલામા પ્રણામ કર્યા, તેટલામા રાજા આનદિત થઇ બોલ્યો —“ હે શેઠ ! તમારૂ અહીં શા પ્રયોજનથી આવવુ થયુ, તે નિવેદન કરો ” પછી જેણે પોતાના શરીરને નમાવેલ છે અને પોતાના મુખકમળને જેણે પ્રસન્ન રાખેલ છે એવા શ્રેષ્ઠીએ પોતાના બન્ને હાથ મસ્તક સુધી ઉચા રાખી નમસ્કાર કરીને આ પ્રમાણે નિવેદન કર્યું —“ હે નૃદેવ ! આજે સર્વ પાપનો ઘાત કરનાર ચતુર્માસી પર્વ છે, જેમા દેવતાઓ પણ નદીશ્વરદ્વીપે જઇને યાત્રા કરે છે મે પણ પ્રથમ શ્રી વીરપાસે પર્વને દિવસે વિધિપૂર્વક નગરના સર્વ ચૈત્યનુ પૂજન કરવાનુ વ્રત લીધુ છે, અને વિશ્વના બધુસમાન એવા સાધુઓને પોતાના સમગ્ર કુટુબની સાથે આ દિવસે વદન કર

વાનો અભિગ્રહ લીધો છે રાત્રે એક એક ચૈત્યમા જગદ્ગુરૂની પૂજા કરીને ગીત, નૃત્યાદિ કરવુ હે રાજન્! મારા આગમનનુ આ મુખ્ય પ્રયોજન છે અત્યારે કૌમુદીમહોત્સવ માટે આપનો પ્રજામા આદેશ ફરેલો છે, તો નૃપાલક! એવી રીતે કામ પાર ઉતરે કે આપની આ જ્ઞાનુ અપમાન ન થાય અને મારા વ્રતનો લેશ પણ ભગ ન થાય હે શ્રાવકગણભૂષણ! આપ એવી રીતે આદેશ કરો કે જેથી મારી મનોભાવના ફલિત થાય" આ પ્રમાણે સાભળીને સર્વ લોકના મનોરથ પૂરવામા કલ્પવૃક્ષ સમાન, પ્રબલપ્રમોદના પૂરથી જેના રોમાચ વિકસિત થયા છે અને રાજાઓની શ્રેણીમા ઇંદ્રસમાન એવો શ્રેણિક રાજા મનમા આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો —"અહો! મહામોહને કરનાર અને વિશ્વને વિસ્મય પમાડનાર આ મહોત્સવના મોહને મનમાથી દૂર કરીને આ મહાત્મા સર્વજ્ઞના ધર્મમા આ પ્રમાણે પોતાની વિશુદ્ધ બુદ્ધિને ધારણ કરે છે ખરેખર! જિનેદ્ર પૂજામા ભાવિત મનવાળા અને સુદર આચારવાળા એવા આ પુણ્યાત્માએ મારા આ દેશને, નગરને અને આ સકલ ગૃહને પવિત્ર કર્યા છે આવા પ્રકારના ઘણા પુરૂષો જો મારા નગરમા હોય, તો આ મારૂ સમગ્ર રાજ્ય સફલ થાય" આ પ્રમાણે પોતાના મનમા ભાવના ભાવીને પછી નરાધીશ પ્રગટ રીતે શેઠને કહેવા લાગ્યો —"હે શેઠ! તુ ધન્ય છે, તુ કૃતકૃત્ય છે અને તારોજ જન્મ શ્લાધ્ય છે કારણ કે જગત્ને એક પ્રમાદનુ સ્થાન એવો આ મહોત્સવ ચાલુ છતા તુ ધર્મકર્મમાજ આદરભાવ ધરાવે છે પ્રમાદથી પરાધીન થયેલો પ્રાણી આવા સાસારિક મહોત્સવમા પ્રાય વિશેષતાથી ધર્મવિમુખ થાય છે ત્યાસુધી વ્રત રહે છે, ત્યાસુધી ક્રિયા અને નિયમનુ ધૈર્ય પણ ત્યાસુધીજ છે, કે જ્યાસુધી પ્રાણીઓને સાસારિક કાર્યનો પ્રસગ આવતો નથી મારા આ સમગ્ર સામ્રાજ્યમા તારે લીધેજ વિશેષતા છે માટે સર્વ પ્રકારની સામગ્રીથી નિ શક થઇને પૂજનવ્રતને આચર તારી સ્રીઓ પણ હે મહાભાગ! તારી સાથે ઘેર રહીને જિનપૂજાના મહોત્સવને અધિકતાથી દીપાવે તારી અનુમોદના કરવાથી મને પણ તેવા પવિત્ર

પુણ્યનો લાભ મળે કારણ કે કર્ત્તા અને સહાયક એ બંનેને શાસ્ત્રમા સરખુ ફળ કહેલ છે " આ પ્રમાણે કહીને રાજાએ તે મણિસ્થાલ તેને પાછો સોપ્યો કારણ કે મહાપુરૂષો ધર્મકાર્યમા કોઇને વિઘ્નભૂત થતા નથી પછી રાજાએ પોતાની અતિશય પ્રસન્નતા દેખાડીને શેઠને સન્માનપૂર્વક તરત વિસર્જન કર્યો

પછી ઘેર આવીને વનમા જવાને ઇચ્છતી એવી પોતાની સ્ત્રીઓને ભગવતની અર્ચા કરવાની ઇચ્છાથી અટકાવીને પોતાના પરિવાર સાથે સ્નાનાદિક ક્રિયા કરીને શ્રેષ્ઠીએ સર્વને આશ્ચર્ય ઉપજાવે તેવો સ્નાત્રમહોત્સવ કર્યો કર્પૂર, અગરૂ વિગેરે ધૂપની ધૂમલહરીથી જેનો મધ્યભાગ વ્યાપ્ત છે એવા જિનગૃહમા તે શ્રાવકવર્ય અર્હદ્દાસ શેઠ જે વખતે સ્નાત્રોત્સવ કરતો હતો, તે વખતે કેટલાક શ્રાવકો શ્રદ્ધાપૂર્વક દુરિતને નાશ કરનાર એવુ નાટ્ય કરવા લાગ્યા, કેટલાક અતિ આદરભાવથી સુધા સમાન એક મધુર એવી ગીતકળા કરવા લાગ્યા, તે વખતે કેટલાક ભગવતની પાસે અનેક પ્રકારના વાજીંત્ર વગાડવા લાગ્યા, કેટલાક ભાવિક જિનપ્રતિમાની અષ્ટપ્રકારી પૂજા કરવા લાગ્યા, કેટલાક વિચક્ષણ શ્રાવકો પ્રતિમાને ચદનના દ્રવનો લેપ કરવા લાગ્યા અને કેટલાક અખડાક્ષતથી સાક્ષાત્ અષ્ટમગલ રચવા લાગ્યા પછી સર્વ ચૈત્યોની પરિપાટીપૂર્વક સમગ્ર જિનવરોની વિધિપૂર્વક પૂજા કરતા શ્રેષ્ઠીએ તે દિવસ સફળ કર્યો પછી રાત્રિએ પોતાના ગૃહચૈત્યમા ઇદ્રની જેમ ભક્તિભાજન થઇ વિધિપૂર્વક પૂજા રચીને ચતુરશિરોમણિ એવો તે શેઠ પોતાના આત્માને નિર્મળ કરવા સગીતપૂજા કરવા પુન આનદથી વાદ્ય વગાડવા લાગ્યો તે વખતે પ્રગટ ભાવવાળી એવી શેઠની આઠે પતિવ્રતા સ્ત્રીઓ આદરપૂર્વક દિવ્યગીત, નૃત્યાદિક કરવા લાગી

હવે તે વખતે નગરની બધી લલનાઓ ઉદ્યાનમા પોતાની ઈચ્છા પ્રમાણે વિનોદપૂર્વક ઉત્સવની ક્રીડા કરી રહી છે એવા અવસરમા રાજાએ જાગ્રત થઈ છડીદાર મારફતે મત્રીને બોલાવીને ક્રીડાવશ થઇને તેણે આ પ્રમાણે કહ્યુ —" હે મત્રીશ્વર ! જે લીલા વનમા

અત્યારે લલનાઓ લીલાપૂર્વક વિલાસ કરી રહી છે, ત્યા વિનોદને માટે આપણે જઇએ પોતાની મરજી મુજબ આનંદથી લીલા કરતી લલનાઓ અત્યારે એક ક્ષણવારમાજ યોગીના મનરૂપ મૃગને પણ આકર્ષી લે તેમ છે કહ્યુ છે કે —

"सुभाषितेन गीतेन, युवतीना च लीलया ।
मनो न भिद्यते यस्य, स योगी ह्यथवा पशुः" ॥ १ ॥

"સુભાષિત સગીત અને યુવતીઓની લીલાથી જેનુ મન ન ભેદાય, તે યોગી છે અથવા તો પશુ છે" નિર્ભય અને નીતિનિપુણ એવા અભયકુમાર મત્રીશ્વરે રાજાનુ કથન સાભળીને આ પ્રમાણે નિવેદન કર્યું —"હે પ્રભો ! અત્યારે વનમા સ્ત્રીઓ ક્રીડા કરે છે, માટે ત્યા જવાથી લગભગ સમગ્ર પ્રજાની સાથે દુર્ધર વિરોધ થશે જેમ બળવાન્ દાવાનળ વનનો નાશ કરે છે, તેમ ઘણાઓની સાથે વિરોધ કરતા રાજ્યભ્રષ્ટતા થવા સભવ છે કહ્યુ છે કે —

"बहुभिर्न विरोधव्य, दुर्जयो हि महाजन ।
स्फुरतमपि नागेंद्र, भक्षयति पिपीलिकाः" ॥ १ ॥

"ઘણા માણસોની સાથે વિરોધ ન કરવો કારણ કે મહાજન દુર્જય હોય છે ઘણી કીડીઓ સાથે મળી જાગતા સર્પનુ પણ ભક્ષણ કરી જાય છે" આ પ્રમાણે મત્રીના વચનપર ધ્યાન ન આપતા અતિશય ગર્વથી એક પર્વત સમાન એવો મગધેશ્વર અવજ્ઞાપૂર્વક આ પ્રમાણે કહેવા લાગ્યો —"હે મત્રીશ ! સમગ્ર શત્રુઓની લાખો શાખાઓને ઉખેડી નાખવાથી જેનો પ્રતાપ બહુ વધતો જાય છે એવો સમૃદ્ધ હુ ગજા જો ક્રોધાયમાન થાઉ, તો તેઓ બિચારા શુ કરી શકવાના હતા ?" આ પ્રમાણે રાજાની વાણી સાભળીને પ્રમાણિક એવો મત્રીશ્વર ન્યાયમાર્ગનો પ્રકાશ કરવાવાળી વાણી વિસ્તારવા (કહેવા) લાગ્યો —"વસુધાધવ ! પ્રત્યેક પ્રાણી કદાચ અસમર્થ હોય, પણ તૃણના સમુદાયની જેમ ઘણા માણસોનો સમુદાય દુર્જય થઇ પડે છે કહ્યુ છે કે —

' बहूनामप्यसमर्थानां, समुदायो हि दुर्जयः ।
तृणैरावेष्टिता रज्जु–र्जायते नागबंधनम् " ॥ १ ॥

" બહુ અસમર્થ માણસોને પણ સમુદાય મળે, તો તે દુર્જય થઈ પડે છે ઘણા તૃણથી બનાવેલી દોરડી હાથીને પણ બાધી મૂકે છે " વળી હે ધરાધીશ ! જ્યારે માણસનુ ભાગ્ય ફરી જાય, ત્યારે તેને સમુદાયની સાથે વિરોધ કરવાની મતિ ઉત્પન્ન થાય છે મ હાજનની સાથે વિરોધ કરવાથી રાજાને પણ રાજ્યભ્રષ્ટ થવુ પડે છે આ સ બધમા હે ભૂપ ! એક સુયોધન રાજાની કથા છે તે સાભળો —

## સુયોધન રાજાની કથા.

ભરતક્ષેત્રમા હસ્તિનાગપુર નામના નગરમા પ્રજાનુ રક્ષણ કરવામા કુશલ એવો સુયોધન નામે રાજા રાજ્ય કરતો હતો તેને કમળના જેવા નિર્મળ રૂપ અને શોભાવાળી, કમળના જેવા મુખવાળી, પ્રાણની માફક પ્રિય અને અ ત પુરમા અગ્રેસર એવી કમલશ્રી નામની પ્રાણપ્રિયા હતી તેમને સ પત્તિનુ એક પાત્ર અને પોતે બહુ લઘુ છતા અધિક તેજથી રત્નની માફક શ્લાઘ્ય એવો ગુણપાલ નામે પુત્ર હતો રાજકાર્ય કરવામા સ્વતત્ર, બલવાન, શત્રુઓને તાબે કરવામા કુશળ અને સત્યભામા ( પ્રતિભા તથા લક્ષ્મી ) થી સમન્વિત એવો પુરૂષોત્તમ નામે તેને મ ત્રીશ હતો સદાચારી, વિપુલ ઉદયવાળો શાતિકર્મ કરવામા પ્રેમી અને રાજાનુ હિત કરનાર એવો કપિલ નામનો તેને પુરોહિત હતો બલિષ્ટ, પ્રચ ડ અને લોકમા રહેલો તસ્કરધ્વનિ જેનાથી ત્રાસ પામીને શા સ્રમા છુપાઇ ગયો એવો યમદ ડ નામે તેને કોટવાળ હતો અતિ શય ન્યાયયુક્ત અને એક પોતાની છત્રછાયાતળે રાજ્ય કરતા અતિશય ભાગ્યવ ત એવો તે રાજા બહુ સુખ અનુભવવા લાગ્યો

એક દિવસ તે સભામ ડપને શણગારીને બેઠો હતો, તેવામા બ્રહ્મચારી એવા ચરપુરૂષોએ આવીને આ પ્રમાણે અરજ કરી – " હે દેવ ! મદોન્મત્ત હાથી જેમ વનને ઉપદ્રવ કરે, તેમ પવિત્ર

પ્રદેશવાળા તમારા દેશને શત્રુરાજા ઉપદ્રવ કરે છે હે વિભો ! તમે સુખસાગરમા મગ્ન થઇ દેશના ભગનો અને પ્રજાની પીડાનો કદી વિચાર કરતા નથી, તે બિલકુલ યુકત નથી. દેહ, ગેહ, રૂપ કે લીલાથી રાજા શોભતો નથી, પણ કેવલ પ્રજાનુ રક્ષણ કરવાથીજ તે શોભે છે જે રાજા એક ભાગીદારની માફક પ્રજા પાસેથી ધન લઇને પોતે સુખે સુવે છે, સુખે ભોગ ભોગવે છે અને લીલાપૂર્વક સુખે ક્રીડા કરે છે, તે રાજા નિર્લજ્જ સમજવો જે પોતે તેજ રહિત થઇ દેશના ભગને અને પ્રજાના ઉપદ્રવને જોયા કરે છે, તે રાજાને રૌરવ—નરક શિવાય બીજુ સ્થાન મળતુ નથી " આ પ્રમાણે તે ચરના વચનો સાભળીને રાજા મદોત્કટ થઇને બોલ્યો —" હે ચર ! જ્યાસુધી આલસ્યની નિદ્રાથી મારા પરાક્રમને પ્રચ્છન્ન કરી બેઠો છુ, ત્યાસુધી હરિણ જેવા એ શત્રુઓ સ્વેચ્છાથી ફર્યા કરે છે, પણ સિહની માફક હુ જ્યારે કુપિત થઇશ, ત્યારે એ બિચારા શુ માત્ર છે ? " કહ્યુ છે કે -

" तावत्स्वैरममी चरंतु हरिणा स्वच्छंदसचारिणो,
निद्रामुद्रितलोचनो मृगपतिर्यावद् गुहां सेवते ।
उन्निद्रस्य विधूतकेशरसटाभारस्य निर्गच्छतो,
नादे श्रोत्रपथ गते हतधिया सन्त्येव दीर्घा दिशः"॥ १ ॥

"જ્યાસુધી નિદ્રાથી લોચન બધ કરીને મગપતિ ગુફામા સૂતો છે, ત્યાસુધી સ્વચ્છદચારી હરણો ભલે પોતાની મરજી પ્રમાણે ફર્યા કરે, પણ જ્યારે તે આખ ઉઘાડશે, પોતાની કેશરસટાના સમૂહને ફરકાવશે અને ઘોર ગર્જના કરશે, ત્યારે તે નાદ સાભળતાજ તે બિચારા હરણોની બુદ્ધિ હણાઈ જશે અને ભાગતા તેમને દિશાઓ પણ લાબી થઇ પડશે " આ પ્રમાણે કહીને તે ચરપુરૂષોને પારિતોષિક આપ્યુ પછી ઉગ્રસગ્રામમા પણ નિપુણ એવા સુભટોને રાજા આ પ્રમાણે કહેવા લાગ્યો —"હે વીરો ! જેમના બને પક્ષ વિશુદ્ધ છે એવા અને ગુણશાલી એવા તમને અત્યારે જયશ્રી વરવાનો સમય છે, અને એટલા માટે નિષ્કપટભાવથી રાજ્યલક્ષ્મીનો સારી રીતે વ્યય કરીને કુળક્રમથી આવેલા એવા તમને હુ આટ

લી ઉંચી હદસુધી લાવ્યો છુ લક્ષ્મીના નિધાનરૂપ એવા સગ્રામ વિધિ માટે જે જે વસ્તુની જરૂર પડે, તે તે વસ્તુ પ્રયત્નપૂર્વક લાવીને તમે સજ્જ થઈ જાઓ જે સુભટ રાજાની સાથે વિલાસ કરીને સગ્રામમા આડુ સુખ કરે છે, તે સ્વર્ગે ગયેલા પોતાના સાત પૂર્વજોને નીચે પાડે છે " કહ્યુ છે કે —

"शीतभीताश्च ये विप्रा, रणभीताश्च क्षत्रियाः ।
तेन पापेन लिप्येऽहं, यन्न हन्या जयद्रथम्" ॥ १ ॥

"જો હુ જયદ્રથનો વધ ન કરૂ, તો શીતથી ડરતા બ્રાહ્મણોને અને રણથી ડરતા ક્ષત્રિયોને જે પાપ લાગે, તે પાપથી હુ લિપ્ત થાઉં " આ પ્રમાણે રણકર્મને માટે સુભટોને પાણી ચડાવીને વૈરીનો વિજય કરવા રાજા બધી સામગ્રી તૈયાર કરાવવા લાગ્યો. તે વખતે શાતિકર્મ કરતો પુરોહિત રાજમદિરે દિવ્ય અસ્ત્ર, ગજ અને અશ્વ સબધી પૂજનના ઉત્સવો કરવા લાગ્યો. વિઘ્નની ઉપશાતિને માટે સુભટો પાત્રોને દાન દેવા લાગ્યા અને વિવિધ રીતે દેવતાઓનુ અર્ચન કરવા લાગ્યા સર્જનો ગુરૂઓની પૂજા કરવા લાગ્યા અને વડીલોને માન દેવા લાગ્યા, તથા સુવર્ણના દાનથી બદિલોકોને, ચારણોને અને યાચકોને સતુષ્ટ કરવા લાગ્યા કરોડો સોનામહોરો આપતા પણ ન માનતી એવી પોતાની પ્રિયાઓને સુભટો માત્ર પગે પ્રણામ કરવાથીજ શાત કરવા લાગ્યા વૈરીની સાથે લડવાને રાજાએ પણ એકહજાર હાથી અને સાતહજાર અશ્વો સજ્જ કરાવ્યા આ પ્રમાણે સગ્રામને માટે બધી સામગ્રી તૈયાર કરીને જવાને ઇચ્છતા એવા ભૂપાલે દુર્ગપાલને બોલાવીને આ પ્રમાણે કહ્યુ —" હે ભદ્ર ! તમારે કાલજીપૂર્વક પ્રજાનું રક્ષણ કરવુ, તેમજ કિલ્લાનુ રક્ષણ કરવામા પણ બરાબર સાવધાન રહેવુ જયલક્ષ્મીને હાથ કરીને જ્યા સુધી હુ ઘેર આવુ, ત્યાસુધી મોટા રાજકાર્યો અને બીજા પણ કર્ત્તવ્ય તમારે બજાવવા " આ પ્રમાણે દુર્ગપાલને સમજાવીને મહીપાલે ચતુરગબલથી પ્રચડ બનીને જયયાત્રાને માટે તે નગરમાથી

પ્રયાણ કર્યું તે દિવસથી માડીને બહુજ કાલજીપૂર્વક રક્ષણ કરી લોકોને આનદ આપનાર એવા તે દુર્ગપાલે સહુ કોઇને સુખી સુખી કરી દીધા, એટલુજ નહિ પણ તેણે રાજાના પુત્રો વિગેરેને પણ થોડા વખતમા પ્રસન્ન કરી દીધા અને નગરના મોટા શ્રેષ્ઠીઓને તેણે મધુર ભાષણથી પોતાને વશ કરી લીધા

હવે જે સારી મતિવાળો મિથ્યાત્વને દૂર કરી જેમ સમ્યક્ત્વ પામે, તેમ શત્રુવર્ગનો જય કરી તેમના દેશમા પોતાની આજ્ઞા પ્રવર્ત્તાવી જયલક્ષ્મીના સગમથી અધિક દેદીપ્યમાન એવો તે રાજા કેટલેક દિવસે જ્યા પગલે પગલે ઉત્સવ થઇ રહ્યા છે એવી પોતાની તે રાજધાનીમા આવ્યો તે વખતે આનદને ધારણ કરી વિવિધ ભેટણા સહિત નગરના બધા લોકો રાજાની સન્મુખ ગયા ત્યા ભેટણા આગળ મૂકીને વિનયપૂર્વક તેઓ રાજાના આપત્તિને દળનારા એવા ચરણે નમ્યા એટલે આનદપૂર્વક રાજાએ તેમને યથોચિત સન્માન દઇ આ પ્રમાણે પૂછ્યુ —"હે મહાજનો! તમો બધા કુશળ છો?" આ સાભળી તેઓ બોલ્યા કે —"સ્વામિન્! ન્યાયના મહાસાગર તુલ્ય એવા દુર્ગપાલની કૃપાથી અમો અત્યારે બહુજ સુખી છીએ" આ પ્રમાણે તેમનુ કથન સાભળી રાજા મનમા વિચાર કરવા લાગ્યો કે — "આ લોકોની કહેવામા ભૂલ થઇ છે કે મારા સમજવા ફેર થયો?" પછી તાબૂલ દેવરાવીને થોડા વખત વ્યતીત કરીને ફરી રાજાએ તેમને પૂછ્યુ, એટલે તેઓએ પૂર્વ પ્રમાણેજ જવાબ આપ્યો આથી રાજાના અતરમા કોપ પ્રગટ્યો, પણ ભસ્મથી આચ્છાદિત અનલની જેમ બહારથી તાપ ન દેખાડતા મહાજનોને તેણે વિસર્જન કર્યા પછી વાજીત્રના નિર્ઘોષથી દિશાઓને શબ્દમય બનાવતા એવા રાજાએ ઉંચે લટકાવેલ પતાકાઓથી અદ્ભુત લાગતી એવી પોતાની નગરીને અલકૃત કરી. પછી ત્યારથી રાજાને મનમા આ પ્રમાણે ચિંતા થવા લાગી કે —"અહો! એણે નગરના બધા લોકોને વશ કરી લીધા છે, માટે એ નિશ્ચય દુષ્ટ અને રાજ્યદ્રોહી છે" નીતિશાસ્ત્રમા કહ્યુ છે કે — 'અધિક ગુણવાળા સેવકપર રાજાઓ પ્રાય' દ્રોહ કરે છે'"માટે કોઇ

પણ ઉપાયથી મારે એનો નિગ્રહ કરવો જો એમ નહિ કરીશ, તો મારી રાજ્યલક્ષ્મીનો મૂલથી નાશ થશે ” કહ્યુ છે કે —

“ नियोगिहस्तार्पितराज्यभारास्तिष्ठति ये स्वैरविहारसारा. ।
बिडालहस्तार्पितदुग्धपूरा', स्वपति ते मूढधियः क्षितींद्राः” ॥१॥

“ જેઓ સેવકના હાથમા રાજ્યભાર આપીને પોતે યથેષ્ટ વિલાસ કરતા વિચરે છે, તે રાજાઓ બિલાડાના હાથમા દૂધ આપીને સુઇ જનારના જેવા મૂર્ખ છે ” આ પ્રમાણે વિચાર કરતા તેનુ છળ મેળવવાની ઇચ્છાથી રાજાએ ઘણો વખત ગાળ્યો, પણ તે હકીકત તેણે કદી કોઈની પાસે પણ જણાવી નહિ કહ્યુ છે કે —

“ अर्थनाश मनस्ताप, गृहे दुश्चरितानि च ।
वचन चापमानं च, मतिमान्न प्रकाशयेत् ” ॥१॥

“ અર્થ—ધનનો નાશ, મનનો તાપ, ઘરના દુરાચાર, વચન અને અપમાન—એટલી બાબત મતિમાને કોઈની પાસે પ્રકાશવી નહિ ”

હવે કોઈ દિવસે ઇંગિતાકાર જાણવામા વિચક્ષણ એવા તે કોટવાળે તે વાત જાણીને પોતાના મનમા વિચાર કર્યો કે —“ અહો! જન્મથી માંડીને રાજાના મોટા મોટા કાર્યો કર્યા, તથાપિ તે પોતાનુ દુષ્ટપણુ મૂકતો નથી કદાચ સેકડો મહત્ત્વના કાર્યો કરી બતાવી રાજાને પ્રસન્ન કર્યો હોય, તો પણ તે યમની જેમ કદી સૌજન્ય ભજતો નથી ” કહ્યુ છે કે —

“ काके शौच द्यूतकारेषु सत्य, सर्पे क्षाति स्त्रीषु कामोपशाति ।
क्लीवे धैर्य मद्यपे तत्त्वचिंता, राजा मित्र केन दृष्ट श्रुत वा” ॥१॥

“ કાગડામા શૌચ, જુગારીમા સત્ય, સર્પમા ક્ષમા, સ્ત્રીઓમા કામોપશાતિ, નપુસકમા ધૈર્ય, દારૂડીયામા તત્ત્વનો વિચાર અને રાજામા મિત્રતા—આટલી બાબતો કદી કોઈના જોવામા કે સાભળવામા આવી છે?” આ પ્રમાણે કેટલોક વખત ગયા પછી રાજાએ સચિવ અને પુરોહિતને બોલાવીને પોતાનો અભિપ્રાય જણાવ્યો તે

વાત પણ દૈવયોગે તેમણે રાજાની મરજી મુજબ કબૂલ રાખી કારણ કે લોકમા પણ એવી પુરાતન કહેવત સાભળવામા આવે છે કે —

"तादृशी जायते बुद्धि–र्व्यवसायाश्च तादृशाः ।
सहायास्तादृशा ज्ञेया, यादृशी भवितव्यता" ॥ १ ॥

"જેવી ભવિતવ્યતા હોય તેવી બુદ્ધિ ઉત્પન્ન થાય છે, તેવા પ્રકારનો ઉદ્યમ કરવાની મરજી થાય છે અને સહાયકો પણ તેવાજ પ્રકારના મળે છે"

એક દિવસે તે ત્રણેએ સાથે કપટથી કોઇક ઇલાજ શોધીને રાત્રે રાજાના ભડારમા ચોરી કરી ભડારમા જે સારી સારી વસ્તુઓ હતી, તે ગુપ્તરીતે બીજા ઘરમા રાખી મૂકી પછી છાનીરીતે જતા જતા તેમના પાપકર્મના યોગે રાજાની બે મોજડી, મત્રીની પોતાના નામવાળી મુદ્રિકા અને પુરોહિતની જનોઇ–ત્યાજ ભૂલથી રહી ગઇ પછી પ્રાત કાલે કપટના એક સ્થાનરૂપ એવા રાજાએ દુર્ગપાલને બોલાવીને અતિરોષ બતાવીને આ પ્રમાણે કહ્યુ —"હે દુષ્ટ ! મારા પ્રસાદથી તુ કોટવાલની પદવી ભોગવે છે, છતા લોક કે રાજકુળની બરાબર સભાળ કરતો નથી આજે મારા ભડારમાથી કોઇક ચોર સપત્તિમાથી સારભૂત વસ્તુઓ ચોરી ગયો છે, માટે ચોર સહિત તે વસ્તુઓ સત્વર લાવીને મારી પાસે હાજર કર જો તેમ નહિ બને તો તને ચોરને યોગ્ય શિક્ષા કરીશ " આ પ્રમાણે રાજાનો હુકમ ઉઠાવીને યમદડ કેટલાક માણસો સાથે જેટલામા ખાતર જોવાને ગયો, તેટલામા ભાગ્યયોગે ત્યા ખાતરના મુખ આગળ રાજા, પ્રધાન વિગેરેની પાદુકા અને મુદ્રિકા વિગેરે તેના જોવામા આવી પછી તે વસ્તુઓ લઇને અને રાજા વિગેરેને ચોર સમજીને મનમા અતિશય ખેદ પામી વિચાર કરવા લાગ્યો —"અહો ! જ્યારે ન્યાયના ભડાર એવા રાજાએ પોતે પ્રધાન વિગેરેની સાથે પોતાના ખજાનાની ચોરી કરી છે, તો અહીં કંઇક મોટુ કારણ હોવુ જોઇએ પ્રાય ભાગ્યના વિપર્યયથીજ મોટાઓને આવી ચેષ્ટા સૂઝે છે જ્યા રાજા પોતે ચોર

છે અને પ્રધાન વિગેરે તેના મદદગાર છે, તો એ સ્વરૂપ મારે કોની પાસે નિવેદન કરવુ પછી કોલાહલ સાભળીને સમગ્ર મહાજન તેજ વખતે રાજમદિરના દ્વાર આગળ આવ્યો એટલે કોપના આટોપથી રકત થઈને રાજાએ તે બધો વૃત્તાત વિનયથી નમ્ર એવા મહાજનને કહી સભળાવ્યો પછી રાજાની આજ્ઞાથી તે ખાતરનુ સ્થાન જોઇને વિસ્મય પામતા મહાજને રાજાને નમસ્કાર કરીને આ પ્રમાણે વિજ્ઞપ્તિ કરી —" હે રાજન્ ! આસુરીભાવ ( કોપ ) નો ત્યાગ કરીને ચોરની તપાસ કરવા માટે દુર્ગપાલને સાત દિવસની અવધિ આપો હે મહીપતે ! સાત દિવસમા જો એ સમસ્ત વસ્તુઓ અને ચોરને પકડી ન આપે, તો તે પછી કાર્યાકાર્યનો વિચાર કરીને તમારે એને શિક્ષા ( દડ ) કરવી " આ પ્રમાણે મહાજનનુ વચન રાજાએ મહાકષ્ટે કબૂલ રાખ્યુ એ રીતે મબધ કરીને અને ભૂપતિને નમીને નગરવાસીઓ યમદડની સાથે પોતાને ઘેર ગયા

ત્યારપછી દુર્ગપાળે પણ રાજસુત અને મત્રીપુત્ર વિગેરેને ખાતરનો સમસ્ત વૃત્તાત યુક્તિથી જણાવ્યો, એટલે તેઓ કહેવા લાગ્યા કે —"હે યમદડ ! તમારે કોઇપણ પ્રકારની ધાસ્તી કરવી નહિ કારણ કે અમે સત્ય પક્ષનુ સ્થાપન કરનારા છીએ રાજાના પક્ષનુ કે તમારા પક્ષનુ જે યુક્ત—સત્ય હશે, તેજ કરશુ કારણ કે ન્યાયનિષ્ઠ અને ગુણશ્રેષ્ઠ એવા તમે બહુજ બારીકાઇથી પ્રજાનુ રક્ષણ કરતા હોવાથી આ નગરમા કદાપિ ચોરીનુ નામ પણ ન હતું અત્યારે તમારા કે રાજાના ભેદથી નગરના રાજભડારમા ચોરનો પ્રચાર થયો, માટે ગુણ, દોષની બરાબર પરીક્ષા કરીને અમે તો રાજાની સમક્ષ પણ ન્યાયમાર્ગનુજ પ્રતિપાદન કરશુ " આ પ્રમાણે તેમના વચનામૃતનુ પાન કરીને તે સતુષ્ટ થઇને બોલ્યો —'આપના પ્રસાદથી મારે સારૂજ થશે ' હવે પોતે બધુ જાણે છે, છતા ધૂર્તતા દેખાડતો એવો કોટવાલ નગરમા ચોરની તપાસ કરવા લાગ્યો

પછી પહેલે દિવસે પ્રભાતે રાજસભામા આવીને તે કોટવાળે જેટલામા પ્રણામ કર્યા, તેટલામા રાજા કહેવા લાગ્યો —"રે દુષ્ટમતિ!

દુષ્ટ અને ક્રૂર એવો તે ચોર ક્યા તારા જોવામા આવ્યો ?" તેણે કુપિત થયેલા રાજાને આ પ્રમાણે જણાવ્યુ —"હે સ્વામિન્! નગરમા તમામ ઠેકાણે મે તપાસ કર્યો, પરતુ શુદ્ધ ધર્મના પ્રણેતાની જેમ તે ક્યા પણ મારા જોવામા આવ્યો નહિ " આ સાભળી રાજાએ તે દુર્ગપાલ સેવકને આ પ્રમાણે કહ્યુ —"જ્યારે ચોરનો પત્તો ન મળ્યો, તો આટલો બધો વખત તે નિરર્થક ક્યા ગાળ્યો ?" તેણે કહ્યુ —"હે મહાદેવ! રસ્તામા એક કથાકાર, સાભળતા આનદ ઉપજાવે તેવી કથા કહેતો હતો, હે વિપુલાધિપ! તે વાત સાભળતા મને આટલો વખત લાગ્યો કારણ કે કથારસ એ પ્રાય સર્વ રસોનો અવધિ કહેલ છે " આથી રાજાએ હસતા હસતા કહ્યુ —"જે કથા સાભળતા તુ પોતાનુ મરણ પણ ભૂલી ગયો, તે કથા તુ અત્યારે સ્વસ્થ થઈને મારી પાસે કહે " આ પ્રમાણે રાજાનો આદેશ થતા તે પ્રસન્ન થઈને સભાસદોને પ્રિય એવી તે કથા આ પ્રમાણે કહેવા લાગ્યો —

## રાજહસની કથા

"ઉદ્વેગ વિનાના પૃથ્વીના એક ભાગમા મોટા પુરુષોનુ જાણે ઘર હોય, તેમ સર્વ પ્રાણીઓને ઉપકાર કરનારૂ એવુ એક વન છે જે વનમા સમગ્ર જનોને અભીષ્ટ એવી સર્વ ઋતુના ફળની સમૃદ્ધિથી વૃક્ષો પોતાના કુલીનપણાને કૃતાર્થ કરી રહ્યા છે ગ્રામ્ય લોકોની જેમ નાના પ્રકારના પક્ષીઓ જ્યા સર્વત્ર યથેષ્ટ ભક્ષણ, પાન અને વિલાસ કરી રહ્યા છે જ્યા તાપસો પોતાનો વિનીતાકાર દર્શાવી પાણીમા સ્નાન કરતા પણ પોતાના વેતસાચર ( નેતરના જેવી નમ્રતા ) નો પ્રાય કદી ત્યાગ કરતા નથી જ્યા વિનયથી ઉજ્વલ થયેલા એવા મુનિઓ પ્રાણીઓપરના પ્રીતિભાવથી તાપ અને તૃષાને દૂર કરનારી એવી ધર્મોપદેશરૂપ પિયૂષપ્રથા ( પરબ) નુ સારી રીતે રક્ષણ કરે છે ત્યા રાજહસોની શ્રેણીથી શોભાયમાન, શ્રમને દૂર કરનાર અને પાણીથી ભરેલુ એવુ એક પવિત્ર સરોવર હતુ તે સરોવરની નજીક પ્રોન્નત છતા ફળગૌરવની સપત્તિથી અધિક નમી ગયેલુ એવુ સાલ નામનુ એક વિશાલ વૃક્ષ હતુ જે સદા નમ્ર

રહીનેજ માણુસોને નિર્વિશેષ ફળો આપવાથી કઇક ઉત્તમ જનોની ઉપમાને પામ્યુ હતુ તે વૃક્ષ ઉપર પોતાના પુત્ર, કલત્રાદિ કુટબથી મગરૂર મનવાળા એવા સેકડો રાજહસો વાસ કરીને રહ્યા હતા. સુ ગધથી મનમા મુદિત થનારા ( શ્રેષ્ઠ આગમથી ઉંચા મનવાળા, ) કવિઓમા પ્રસિદ્ધ કાતિવાળા ( વિસ્તૃત અતર પ્રભાવાળા, ) સારી ગતિવાળા ( સન્માર્ગ ગામી ) અને જેઓ વિવેકવત છે, તેઓ સ ર્વત્ર પ્રખ્યાત કેમ ન થાય ?

એક દિવસે સર્વ પક્ષીઓમા વૃદ્ધ એવા એક રાજહસે વૃક્ષના મૂળમા ઉત્પન્ન થયેલ એક લતાના નવા અકુરને જોઇને હિતબુદ્ધિથી તરૂણ હસોને કહ્યુ–' જે આગામી કાલનો વિચાર કરવો, એજ વૃ દ્ધોમા વૃદ્ધત્વ છે '—" હે વત્સો ! આ લતાનો અકુર ભવિષ્યમા તમોને અનર્થકર્ત્તા થશે, માટે અત્યારે એ અ પપ્રયાસે સુમાધ્ય હો વાથી સત્વર તેને ઉખેરી નાખો જો અત્યારે તમો તેનીઉપેક્ષા કરશો, તો ભવિષ્યમા તમો બધાને એ દુખનુ કારણ થશે નીતિશાસ્ત્રમા કહ્યુ છે કે—' વૈરી, વ્યાધિ અને વિષાકુરનો આદિથીજ ઉચ્છેદ કરી નાખવો " આ પ્રમાણે તે વૃદ્ધનુ કથન સાભળીને દુર્વિગ્ધ એવા તરૂણ હસોએ કહ્યુ —" અહો તમે વૃદ્ધ થઇ છતા હજી મૃત્યુથી ભય પામો છો હે વૃદ્ધ ! અકસ્માત્ ભયની અમારે શામાટે કાલજી રાખ ખવી ? કારણ કે ભવિષ્યમા શુ થશે, તે કોણ જાણે છે ? " આ રી તનુ તેમનુ વચન સાભળીને વૃદ્ધ રાજહસે વિચાર કર્યો કે — " અહો યૌવનના ઉ માદથી મત્ત અને મહામૂર્ખ બની ગયેલા એવા આ તરૂણ હસો ગુણકારી એવો મારો હિતોપદેશ માનતાજ નથી, એટલુજ નહિ પણ ઉલટા ક્રોધે ભરાય છે કહ્યુ છે કે —

" प्रायः समति कोपाय, सन्मार्गस्योपदेशनम् ।
निलूननासिकस्येव, विशुद्धादर्शदर्शनम् "॥ १ ॥

" જેની નાસિકા છેદાઇ ગઇ હોય એવા માણુસને વિશુદ્ધ આ રસી બતાવવાથી જેમ તે ગુસ્સે ભરાય છે, તેમ સામાન્ય (અયોગ્ય)

જનને સન્માર્ગનો ઉપદેશ આપવા જતા પ્રાય તેને કોપનુ કારણુ થાય છે " અત્યારે એઓ કદાચ નહિ માને પણુ જ્યારે બુરૂ ફળ મળશે, ત્યારે સમજ આવી જશે " આ પ્રમાણે બોલી તે વૃદ્ધ રાજ હસ વિચાર કરતો કોઇ બીજા વૃક્ષપર મૂગો બેસી રહ્યો વખત જતા પક્ષીઓના ક્ષીણુ થયેલા ભાગ્યયોગે તે લતાકુર વધીને વૃક્ષ ઉપર ફે લાઇ ગયો એકદા કોઇ અધમ શિકારીએ પોતાના દુષ્ટ અભિપ્રાયથી તે લતામડપને આધારે ચડીને ત્યા જાળ માડી હવે તે હસો પૃથ્વી પીઠ પર સ્વચ્છદ ગીતે ફરી ફરીને વિશ્રામ લેવાને માટે આજે પુન તે વૃક્ષપર આવ્યા વિવેક વિનાના હૃદયવાળા જનો જેમ સ્ત્રીઓના અગ ઉપર પડે, તેમ કપટજાળની ખબર ન હોવાથી તેઓ તરત ત્યા સપડાઇ ગયા પછી પાશથી પરવશ થયેલા અને પોકાર કરતા એવા તે સર્વેને એક બાજુ પરના વૃક્ષપર બેઠેલા તે વૃદ્ધ રાજહસે કહ્યુ —" હે વત્સો! અક્કલ વિનાના એવા તમને અત્યારે મતિ આવી, પણુ જો પૂર્વે મારો હિતોપદેશ માન્યો હોત, તો આ વખત ન આવત કહ્યુ છે કે —

" वर बुद्धिर्न सा विद्या, विद्यातो बुद्धिरुत्तमा ।
बुद्धिहीना विनश्यति, यथा ते सिंहकारकाः " ॥ १ ॥

" વિદ્યા કરતા બુદ્ધિ હમેશા ઉત્તમ ગણાય છે, બુદ્ધિહીન મા ણુસોને તે સિહ બનાવનારાઓની જેમ વિનાશ પામવાનો વખત આવે છે " સ્વચેષ્ટિતને ધિક્કારતા એવા તેઓ ગદ્દગદ સ્વરે આ પ્ર માણે કહેવા લાગ્યા —" હે તાત! હવે પ્રસન્ન થઇને અમને જીવ વાનો ઉપાય બતાવો ", આ સાભળી તે દયાળુ અને ચતુરશિરોમણિ એવો તે વૃદ્ધ રાજહસ બોલ્યો —" હે વત્સો!, પ્રયોજનનો વિનાશ થતા ઉપાય બહુ દુર્લભ હોય છે કહ્યુ છે કે —

" अज्ञानभावादथवा प्रमादादुपेक्षणाद् व्यत्ययभाजि कार्ये ।
पुसं प्रयासो विफलः समस्तो, गतोदके कः खलु सेतुबधः" ॥१॥

" અજ્ઞાનભાવથી, પ્રમાદથી કે ઉપેક્ષાથી કાર્યનો વિનાશ થતા પાણી ગયા પછી પાળ બાધવાની જેમ માણુસનો સમસ્ત પ્રયાસ વિફ્લ થાય છે " તથાપિ તમે તમારા શરીરના સાધાઓ શિથિલ કરી મૃતની જેમ પડ્યા રહો નહિ તો એ વ્યાધ તમારૂ ગળુ મરડી નાખશે " તે બિચારાઓએ તેના કહ્યા પ્રમાણે કર્યું કારણ કે મૂર્ખ લોકો તો હાર્યા પછીજ માને છે હવે પ્રાત કાલે તેમને લેવાને માટે તે શિકારી ત્યા આવ્યો, અને ચેષ્ટારહિત એવા તે રાજહ સોને મૃત વત્ જાણીને તે મૂઢાત્માએ પણુ તેમને વૃક્ષની નીચે લાવીને મૂક્યા પછી જેટલામા તેણે જમીનપર તેમને મૂક્યા, તેટલામા તે સર્વે વૃદ્ધના કહ્યા પ્રમાણે ઉડીને ચારે દિશાઓમા ચાલ્યા ગયા, એટલે તે વ્યાધ પણુ નિરાશ થઇને પોતાને ઘેર ચાલ્યો ગયો કારણુ કે પાપીઓના પ્રાય સપૂર્ણ મનોરથ થતા નથી પછી પ્રમોદથી મધુર મધુર બોલતા એવા તે પક્ષીઓ વૃદ્ધ રાજહસના ચરણુકમળને પ્રણામ કરીને આ પ્રમાણે કહેવા લાગ્યા —" હે વિભો ! આપના પ્રસાદરૂપ પીયૂષની અખડધારાના અભિષેકથી અમો ભુવનમા વલ્લભ એવુ જીવન પામ્યા અહો ! મહૌષધરસની જેમ શરૂઆતમા વૃદ્ધોપદેશ કટુતાયુક્ત લાગે છે, પણ પરિણામે તો તે શીતલ હોય છે અત્યત સ્વાદુ અને શીત તથા સુધાસમાન એવા વૃદ્ધોપદેશનુ જે સુજ્ઞ માણુસો આદરપૂર્વક પાન ( શ્રવણુ ) કરે છે, તેઓ ચદ્રગુપ્ત રાજાની જેમ રાજ્ય, જીવિત અને સમૃદ્ધિના સુખો સત્વર પ્રાપ્ત કરી શકે છે કહ્યુ છે કે —

" वृद्धवाक्य सदा कार्य, प्राज्ञैश्च गुणशालिभि' ।
पश्य हसान् वन बद्धान्, वृद्धवाक्येन मोचितान् " ॥१॥

" પ્રાજ્ઞજનો અને ગુણીજનોએ સદા વૃદ્ધના કહ્યા પ્રમાણે કરવુ જુઓ, વનમા બધાઇ ગયેલા હસો વૃદ્ધવાકયથી મુક્ત થયા " પછી સ્વેચ્છાએ આનદ કરનારા અને વૃદ્ધોપદેશ પાળવામા નિષ્ઠાવાળા એવા તે હસો તે વખતે આ પ્રમાણે એક શ્લોક બોલ્યા —

" दीर्घकाल स्थिता यस्मिन्, पादपे निरुपद्रवे ।
मूलादेवोद्गता वल्ली, शरणाद्भयमागतम् " ॥१॥

" ઉપદ્રવરહિત જે વૃક્ષમા ઘણા વખત સુધી રહ્યા, ત્યા મૂળ માથીજ લતા ઉગી વિસ્તાર પામી, તેથી અમને શરણથી ભય પ્રાપ્ત થયુ " ' કાર્ય મૂળથીજ વિનષ્ટ થયુ છે, એ રીતે દુર્ગપાલે પોતાનો અભિપ્રાય સૂચિત કર્યો, પરતુ રાજા તે સમજી ન શકયો "

આ પ્રમાણે કથા કહીને તે પોતાને ઘેર ગયો અને રાજા પણ તેજ દુષ્ટ અભિપ્રાયને મનમા કાયમ રાખી અત પુરમા ચાલ્યો ગયો

પછી બીજે દિવસે શ્રેયને ઇચ્છતા એવા મહીપતિએ દેવપૂજા, દયા, દાન અને પરમેષ્ઠીજાપ વિગેરે યથોચિત પ્રાત કર્મ કરીને અને અનેક કીમતી શૃગારની રચનાથી શરીરને વિભૂષિત કરીને રાજસભાને અલકૃત કરી તે વખતે સમસ્ત રાજવર્ગે પણ પોતાની અભીષ્ટ સિદ્ધિને માટે દેવની જેમ રાજાને પ્રણામ કરી પ્રસન્ન કર્યો. પછી યમદડ કોટવાલે વધારે કાલક્ષેપ કરી, નાવિક જેમ સરિત્પતિને નમે તેમ ત્યા આવીને નૃનાથને પ્રણામ કર્યા, એટલે રાજાએ તેને પૂછ્યુ કે —' અરે ! તે તસ્કર કયા તારા જોવામા આવ્યો કે નહિ ? ' જવાબમા તેણે જણાવ્યુ કે –' હે પ્રભો ! મે બહુ તપાસ કરી, પણ તે કયાય મારા જોવામા આવ્યો નહિ ' રાજાએ કહ્યુ કે —' તો પછી તારે આટલો બધો કાલક્ષેપ શાને થયો ? ' તે બોલ્યો —' એક કુભાર કથા કહેતો હતો, તે સાભળતા વિલબ થયો ' નરનાથ બોલ્યો —' અરે ! જે કથા સાભળતા તુ દુરત એવા મરણના ભયને પણ ભૂલી ગયો, તે કથા અત્યારે મને કહી બતાવ ' આ પ્રમાણે રાજાનો આદેશ થતા સભાજનના દિલને ખેચતો એવો દુર્ગપાલ આ પ્રમાણે કથા કહેવા લાગ્યો —

## કુભકારની કથા

" આજ નગરમા યતિયશસ્વી અને વિવિધ વિજ્ઞાનમા વિચક્ષણ એવો પાહણ નામનો કુભકાર છે સર્વ આશ્રમોનુ પોષણ કરનાર અને વર્ણોમા અધિક ( નામમા ચાર વર્ણો ) હોવાથી રાજાઓ અને

"અજ્ઞાનભાવથી, પ્રમાદથી કે ઉપેક્ષાથી કાર્યનો વિનાશ થતા પાણી ગયા પછી પાળ બાધવાની જેમ માણસનો સમસ્ત પ્રયાસ વિફલ થાય છે" તથાપિ તમે તમારા શરીરના સાધાઓ શિથિલ કરી મૃતની જેમ પડ્યા રહો. નહિ તો એ વ્યાધ તમારૂ ગળુ મરડી નાખશે" તે બિચારાઓએ તેના કહ્યા પ્રમાણે કર્યું કારણ કે મૂર્ખ લોકો તો હાર્યા પછીજ માને છે હવે પ્રાત કાલે તેમને લેવાને માટે તે શિકારી ત્યા આવ્યો, અને ચેષ્ટારહિત એવા તે રાજહસોને મૃત વત્ જાણીને તે મૂઢાત્માએ પણ તેમને વૃક્ષની નીચે લાવીને મૂકયા પછી જેટલામા તેણે જમીનપર તેમને મૂકયા, તેટલામા તે સર્વે વૃદ્ધના કહ્યા પ્રમાણે ઉડીને ચારે દિશાઓમા ચાલ્યા ગયા, એટલે તે વ્યાધ પણ નિરાશ થઇને પોતાને ઘેર ચાલ્યો ગયો કારણ કે પાપીઓના પ્રાય સપૂર્ણ મનોરથ થતા નથી પછી પ્રમોદથી મધુર મધુર બોલતા એવા તે પક્ષીઓ વૃદ્ધ રાજહસના ચરણકમળને પ્રણામ કરીને આ પ્રમાણે કહેવા લાગ્યા —"હે વિભો ! આપના પ્રસાદરૂપ પીયૂષની અખડધારાના અભિષેકથી અમો ભુવનમા વલ્લભ એવુ જીવન પામ્યા અહો ! મહૌષધરસની જેમ શરૂઆતમા વૃદ્ધોપદેશ કટુતાયુક્ત લાગે છે, પણ પરિણામે તો તે શીતલ હોય છે અત્યત સ્વાદુ અને શીઘ્ર તથા સુધાસમાન એવા વૃદ્ધોપદેશનુ જે સુજ્ઞ માણસો આદરપૂર્વક પાન (શ્રવણ) કરે છે, તેઓ ચદ્રગુપ્ત રાજાની જેમ રાજ્ય, જીવિત અને સમૃદ્ધિના સુખો સત્વર પ્રાપ્ત કરી શકે છે કહ્યુ છે કે —

" वृद्धवाक्य सदा कार्यं, प्राज्ञैश्च गुणशालिभि' ।
पश्य हसान् वन बद्धान्, वृद्धवाक्येन मोचितान् " ॥१॥

"પ્રાજ્ઞજનો અને ગુણીજનોએ સદા વૃદ્ધના કહ્યા પ્રમાણે કરવુ જુઓ, વનમા બધાઇ ગયેલા હસો વૃદ્ધવાકયથી મુક્ત થયા" પછી સ્વેચ્છાએ આનદ કરનારા અને વૃદ્ધોપદેશ પાળવામા નિષ્ઠાવાળા એવા તે હસો તે વખતે આ પ્રમાણે એક શ્લોક બોલ્યા —

" दीर्घकालं स्थिता यस्मिन्, पादपे निरुपद्रवे ।
मूलादेवोद्गता वल्ली, शरणाद्भयमागतम् " ॥१॥

" ઉપદ્રવરહિત જે વૃક્ષમા લાબા વખત સુધી રહ્યા, ત્યા મૂળ
ીજ લતા ઉગી વિસ્તાર પામી, તેથી અમને શરણથી ભય પ્રાપ્ત
" ' કાર્ય મૂળથીજ વિનષ્ટ થયુ છે, એ રીતે દુર્ગપાલે પોતાનો
ભિપ્રાય સૂચિત કર્યો, પરંતુ રાજા તે સમજી ન શકયો "

આ પ્રમાણે કથા કહીને તે પોતાને ઘેર ગયો અને રાજા પણ
દુષ્ટ અભિપ્રાયને મનમા કાયમ રાખી અંત પુરમા ચાલ્યો ગયો

પછી બીજે દિવસે શ્રેયને ઇચ્છતા એવા મહીપતિએ દેવપૂજા, દયા,
અને પરમેષ્ઠીજાપ વિગેરે યથોચિત પ્રાત કર્મ કરીને અને અનેક
તી શૃગારની રચનાથી શરીરને વિભૂષિત કરીને રાજસભાને અલંકૃત
તે વખતે સમસ્ત રાજવર્ગે પણ પોતાની અભીષ્ટ સિદ્ધિને માટે
ી જેમ રાજાને પ્રણામ કરી પ્રસન્ન કર્યો પછી યમદંડ કોટવાલે
રે કાલક્ષેપ કરી, નાવિક જેમ સરિત્પતિને નમે તેમ ત્યા આવીને
ાથને પ્રણામ કર્યો, એટલે રાજાએ તેને પૂછ્યુ કે —' અરે ! તે
ર કયા તારા જોવામા આવ્યો કે નહિ ? ' જવાબમા તેણે જણા-
કે —' હે પ્રભો ! મે બહુ તપાસ કરી, પણ તે કયાય મારા જો
ા આવ્યો નહિ ' રાજાએ કહ્યુ કે —' તો પછી તારે આટલો
ા કાલક્ષેપ શાને થયો ? ' તે બોલ્યો —' એક કુભાર કથા કહેતો
, તે સાભળતા વિલબ થયો ' નરનાથ બોલ્યો —' અરે ! જે
ા સાભળતા તુ દુરંત એવા મરણના ભયને પણ ભૂલી ગયો, તે કથા
ારે મને કહી બતાવ ' આ પ્રમાણે રાજાનો આદેશ થતા સભાજ
ા દિલને ખેચતો એવો દુર્ગપાલ આ પ્રમાણે કથા કહેવા લાગ્યો —

## કુંભકારની કથા

"આજ નગરમા યતિયશસ્વી અને વિવિધ વિજ્ઞાનમા વિચક્ષણ
ેવો પાલ્હણ નામનો કુંભકાર છે સર્વ આશ્રમોનુ પોષણ કરનાર
ને વર્ણોમા અધિક ( નામમા ચાર વર્ણો ) હોવાથી રાજાઓ અને

મુનિઓ કરતા પણ એ પ્રજાપતિપણાથી શા માટે પ્રશસ્ય ન થાય ? તે પોતાની આજીવિકાને માટે નગરની પાસેની એકજ માટીની ખાણમાથી મૃત્તિકા લાવી લાવીને નિરતર સુશોભિત ભાજનો બનાવીને મધુર બોલનાર એવો તે વિવિધ વસ્તુઓને બદલે તે વેચે છે એકદા શમરૂપ જળના સાગર અને જ્ઞાનવત તથા ક્રિયાવતમા શ્રેષ્ઠ એવા કોઈ સાધુ સાયકાળે નિવાસને માટે તેને ઘેર આવ્યા વિનયથી તેમને નમસ્કાર કરીને શુભ ભાવથી સેવા કરતા તે કુભકારે તેમને પુણ્ય પાપનુ સ્વરૂપ પૂછ્યુ, એટલે કરૂણારૂપ ક્ષીરના સાગર એવા તે મહર્ષિ તેને કહેવા લાગ્યા કે —“ હે ભદ્ર ! આ તારી જિજ્ઞાસા આસન્નસિદ્ધિપણાને સૂચવનારી છે અજ્ઞાન કષ્ટથી ક્રિયાનુષ્ઠાન કરવામા તત્પર અને સારાસારનો વિચાર કરવામા જડબુદ્ધિવાળા એવા પ્રાણીઓ ધર્મના નામે અધર્મનુજ સેવન કરે છે કહ્યુ છે કે —

“ धर्मार्थे क्लिश्यते लोको, न च धर्मं परीक्षते ।
कृष्णा नील सित रक्त, कीदृश धर्मलक्षणम् ”॥१॥

“ ધર્મને અર્થે લોક કલેશ સહન કરે છે, પણ ધર્મનુ લક્ષણ કૃષ્ણ, નીલ, શ્વેત કે રક્ત, કેવુ હોય છે ? તેની કોઈ તપાસ કરતા નથી. ” કોઇકિ વેદોને પ્રમાણ માને છે, કોઈકિ ઇશ્વરને જગત્કર્ત્તા માને છે, કોઈકિ સ્નાન કરવામા ધર્મ સમજે છે, કોઈકિ જાતિવાદના અભિમાનને ઉત્કૃષ્ટ માને છે અને કોઈકિ પાપનો નાશ કરવાને સતાપ અને આરભને મુખ્ય માને છે—જ્યા જ્ઞાનનો પ્રધ્વસ થઈ ગયો છે એવી જડતાના એ પાચ અગો છે જેઓ વધને ધર્મ, જળને તીર્થ, ગૌ–ગાયને નમસ્કાર કરવા યોગ્ય, ગૃહસ્થને ગુરૂ, અગ્નિને દેવ અને કાકપક્ષીને પાત્ર માને છે, તેઓની સાથે પરિચય કરવો શા કામનો ? જે ધર્મનો સભવ અહિંસાથીજ છે, તે હિંસાથી કેમ સભવે ? કારણ કે પાણીથી ઉત્પન્ન થતા પદ્મો, અગ્નિથી કદી ઉત્પન્ન થતા નથી. વેદના મત્રોચ્ચારપૂર્વક યજ્ઞમા હોમેલા જતુઓ જો સ્વર્ગે જતા હોય, તો સ્વર્ગની ઇચ્છાવાળા એવા ઇષ્ટ માતપિતાદિ

કેનુ યજ્ઞ શા માટે નથી કરતા ? કેટલાક નિર્દય લોકો નિર્જીવ એવા પર્વતોને નમે છે અને જીવતા પ્રાણીઓનો વધ કરે છે વળી તેમા કેટલાક તો દવાગ્નિ દેવામા પણ પુણ્ય માને છે તેમા અભણુ લોકો તો દૂર રહો, પણ વિવિધ શાસ્ત્રોને જાણનારાઓ પણ મદાંધની જેમ વિચાર વિનાની પ્રવૃત્તિ કરે છે ત્યા ઉદુબર અને ઉદૂખળ વિગેરેને દેવની જેમ માને છે અને પ્રથમ પિંડ આપવાને કાગડાઓમા પાત્રતા માને છે જેઓ પુન પુન સ્ત્રીઓની કુક્ષિમા પરવશપણે ઉત્પન્ન થાય છે, તેવા દેવતાઓથી જે અજ્ઞજનો મોક્ષપદની ઇચ્છા રાખે છે જેમને સ્ત્રી, ધન, ધાન્યાદિ પરિગ્રહ છે, તેઓ ગુરૂ થઇને ઘણાઓને ભવથી તારવા માટે પ્રયત્ન કરે છે કહ્યુ છે કે —

" अन्धो यथा विलगितः पथि यत्र धूर्तै-
स्तस्य स्वरूपमविदन्नपि तेन याति ।
तद्वद्यदि मवरिवर्ति विचारवन्ध्य,
सल्लोचनोपि तदसौ खलु दैवदोष" ॥ १ ॥

"જેમ માર્ગમા આંધળો ધૂતારાઓને ભેટે અને તેમના સ્વરૂપને જાણ્યા શિવાય તેઓ લઈ જાય ત્યા જાય છ, તેમ સારા લોચનવાળો છતા જો વિચાર વિના પ્રવર્ત્તન કરે, તો ખરેખર ! ત્યા દૈવનોજ દોષ છે " જ્યા બિલકુલ અધર્મ છે, યા તો જ્યા સ્વલ્પ ધર્મ છે, જ્યા બહુ ધર્મ અને અલ્પ પાપ છે અને જ્યા બિલકુલ શુદ્ધ ધર્મ છે—એ ચાર પ્રકારનુ અનુષ્ઠાન કહેલ છે અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ—એ પાચ સર્વ ધર્મવાળાઓમા પવિત્ર ગણાય છે યોગીઓને એ પાચ વ્રત સર્વથા પાળવાના હોય છે અને ગૃહસ્થોને અમૂક ભાગે છૂટ રાખીને પાળવાના હોય છે આવા પ્રકારનો ધર્મજ સર્વ સુખને આપે છે " આ પ્રમાણે દેશના સાભળીને તે કુભકાર એક તત્ત્વવેત્તા શ્રાવક થયો અને પાપભીરૂ થઇને તેણે ક્રૂર આરભનો પ્રયત્ન કરવો છોડી દીધો.

હવે એક દિવસે તેજ ખાણમા ખોદતા ખોદતા પુણ્યના પ્રભાવથી તેને સુખનુ કારણભૂત એવુ ધનથી ભરેલુ નિધાન મળી ગયુ

તેના પ્રભાવથી તે ધનવાન થઈ ગયો, અને જ્ઞાતિજનોમા વધારે માન્ય થયો તથા પોતાના ઘરને અનુસારે દીનજનોને દાન પણ દેવા લાગ્યો તેણે કૈલાસ પર્વત જેવુ એક નવુ મદિર કરાવ્યું, અને તેમા જુદા જુદા દેશથી આવનારા માણસોને રહેવાને માટે એ ભૂમિકા બનાવી અનુક્રમે પોતાના પુત્ર પૌત્રાદિક સતતિને લોકોના લોચનને આશ્ચર્ય ઉપજાવે તેવા મોટા ઓચ્છવપૂર્વક પરણાવી પછી તે રાજાની કૃપાથી સર્વ કારીગરોમા મોટી પદવી પામ્યો કારણ કે ધનથી બધુ સાધ્ય થાય છે કહ્યુ છે કે —

" यस्यास्ति वित्त स नर कुलीन', स पडित' स श्रुतिमान् गुणज्ञ. ।
स एव वक्ता स च दर्शनीय., सर्वे गुणा काचनमाश्रयति " ॥१॥

" જેની પાસે ધન હોય તે માણસ કુલીન, તે પડિત, તે શાસ્ત્રજ્ઞ, તે ગુણજ્ઞ, તે વક્તા અને તેજ રૂપાળો કહેવાય છે કારણ કે ધનમા બધા ગુણો રહેલા છે " આમ હોવા છતા કુલક્રમાગત પોતાનુ શિલ્પકર્મ તે મૂકતો નથી. કારણ કે પ્રાય પોતાના વશને અનુસારે માણસોને કર્મપ્રવૃત્તિ સૂઝે છે

એકદા તે બધી સામગ્રી સજીને માટી લાવવાને માટે તેજ ખાણ આગળ ગયો અને સર્વ સુખોને ઉત્પન્ન કરનારી તથા જનનીની જેમ માનનીય એવી તે ખાણને કુશ વિગેરેથી જેટલામા તે ખોદવા લાગ્યો તેટલામા ' મેજ આટલી ઉચ્ચ સ્થિતિએ પહોચાડયો, છતા હજી કૃતઘ્નની જેમ આ દુષ્ટબુદ્ધિ મને ખોદ્યા કરે છે,' એમ જાણે વિચાર કર્યો હોય, તેમ એક વિકટ આકારવાળી કોર તેની ઉપર તરત તૂટી પડી સ્વામિદ્રોહી અને કૃતઘ્ન શુ કયા પણ સુખી થયા છે ? તે દુમ્નટી પડતા તેની કેડ તરતજ એવી રીતે ભાગી ગઇ કે, તે સાજો થયો છતા પણ લાકડી વિના ઉઠી શકતો નહિ પછી મહા આપત્તિમા પડેલ એવા તે કુભકાર સર્વ લોકોની સમક્ષ આ પ્રમાણે એક ગાથા બોલ્યો —

" जेण भिक्खं वलिं देमि, जेण पोसेमि अप्पय ।
तेण मे कडिया भग्गा, जायं सरणओ भय " ॥१॥

" જેના પ્રતાપે હુ ભિક્ષુકોને દાન દઉં છુ અને જેના પ્રતાપે હુ મારા પિંડનુ પોષણ કરૂ છુ, તેણે મારી કટી ભાગી નાખી અહો ! મને શરણથી ભય ઉત્પન્ન થયુ "

આ પ્રમાણે કથાના મિષથી તે દુર્ગપાલે પુન પોતાનો અભિપ્રાયજ સૂચિત કર્યો, છતા અદેખાઇથી અધ થયેલા અત કરણવાળા એવા રાજાએ તે તરફ લક્ષ્ય ન દીધુ એ રીતે સર્વ સભાજનને રસભાજન બનાવીને રાજાને પ્રણામ કરી તે પોતાને ઘેર ગયો રાજા પણ સચિવ વિગેરેની સાથે રાજ્યકારભારની મસલત કરીને થોડીવાર સભામા બેસી પોતાના મહેલમા ચાલ્યો ગયો

હવે ત્રીજે દિવસે સભામા આવીને રાજાએ તેવીજ રીતે ઈર્ષ્યાયુક્ત ચિત્તથી તેને પૂછ્યુ, એટલે તે આ પ્રમાણે કથા કહેવા લાગ્યો —

## સુધર્મરાજાની કથા.

" આજ ભરતક્ષેત્રમા વસુધાવધૂના તિલક સમાન અને સમસ્ત કલ્યાણથી પરિપૂર્ણ એવો પચાલ નામનો દેશ છે ત્યા સ્વર્ગલોકની એક પ્રગટ વર્ણિકારૂપ, માણસોના આનદનુ એક સ્થાન અને ભૂલોકરૂપ કમળની એક કર્ણિકા સમાન એવુ વરશક્તિ નામનુ નગર છે ત્યા કૃપાલુ જનોમા મડનરૂપ અને સુમનવ્રજમા ( દેવગણમા ) સૌધર્મેદ્રની માફક અગ્રેસર એવો સુધર્મ નામનો ભૂપાલ હતો જે રાજા જૈન સાધુની જેમ પ્રજાપ ( પ્રજાપાલક–પ્રકર્ષ જાપ કરનાર ) સમિતિપ્રષ્ઠ–( રાજસભામા અગ્રેસર–પાચ સમિતિયુક્ત ) ક્ષમાભાર ધુરધર ( પૃથ્વીનો ભાર ઉપાડવામા સમર્થ–ક્ષમા ધારણ કરવામા ધુરધર ) અને ધર્મવત ( ધનુર્ધારી ) પુરૂષોમા મુખ્ય હતો જેના સમ્યક્ત્વથી વાસિત અને વિમલ એવા જેના માનસમા ( સરોવરમા ) જિનધર્મરૂપ રાજહસ સદા લીલા કરી રહ્યો હતો જે પુણ્યવત રાજા અર્હત્પૂજા, દયા, દાન, તીર્થયાત્રા અને યોગ્ય વડીલોની ભક્તિ વિગેરે કરવાથી જૈન શાસનનુ

ગૌરવ વધારતો હતો તેને દેવીની જેમ દિવ્ય સ્વરૂપવાળી, શ્રી જૈનશાસનરૂપ કમળમા એક લક્ષ્મી સમાન અને સતી એવી **જિનમતિ** નામની મહારાણી હતી પાત્રને દાન, ગૃહાચારમા કુશલતા અને પતિની ભક્તિ—એ વિગેરે બાહ્ય ભૂષણયુક્ત છતા જે સમ્યક્ત્વ વિગેરે અતરઆભૂષણને ધારતી હતી. વળી તે રાજાને ચાર્વાકમતથી વાસિત અને સર્વજ્ઞના ધર્મરૂપ વૃક્ષને ખડિત કરવામા દાતરડા જેવી ચેષ્ટા કરનાર એવો જયદેવ નામનો મત્રી હતો જે દેવ, ગુરૂ અને ધર્મ, તથા સ્વર્ગ અને મોક્ષના સુખ વિગેરેની ( મા ) મિથ્યાત્વોદયને લીધે મૂઢાત્મા બનેલો હોવાથી કોઇ રીતે શ્રદ્ધા રાખતો ન હતો પરતુ નરેદ્રના સસર્ગથી મગશેલીઆ પાષાણના જેવા હૃદયવાળો એવો તે ધર્મકર્મમા કપટથી બાહ્ય રાગતા દેખાડતો હતો

એક દિવસે ધર્મ અને નીતિ પ્રમાણે નિરતર રાજ્યનુ પાલન કરતા એવા તે રાજાને ચરપુરૂષોએ આવીને વિનયપૂર્વક વિજ્ઞપ્તિ કરી કે —" હે વિભો ! પોતાની વિક્રમશ્રીથી પ્રખ્યાત થયેલો તથા ક્રૂર દૃષ્ટિ અને બળથી ઉત્કટ બની ગયેલો એવો મહાબલ નામનો લુટારો ચોર ગુફામા કેસરીસિહની જેમ મહાપલ્લીમા નિવાસ કરતા સ્વર્ગના પ્રદેશસદૃશ આપના દેશમા અત્યારે મદગ્રહની જેમ ઉપદ્રવ કરી રહ્યો છે " આ પ્રમાણે સાભળતા સિહની જેમ ગર્જના કરતા અને અતિશય ગર્વના ભારથી ગરિષ્ઠ થયેલા એવા નરેદ્રે આ પ્રમાણે કહ્યુ —" પ્રચડ બાહુદડવાળો અને પોતાના આટોપથી મારી પ્રજાને ભય પમાડતો એવો તે ચરટ ( ચોર ) ત્યાસુધી ભલે ગજેદ્રની જેમ ગર્જના કર્યા કરે, કે જ્યાસુધી અખિલ શત્રુઓને દબાવનાર અને ચતુરગ સેનાથી ઉત્કટ બનેલો એવો હુ આલસ્ય નિદ્રાથી મુક્ત થઈ તેની સન્મુખ ગયો નથી " કહ્યુ છે કે —

" तावद् गर्जंति मातगा, वन मदभरालसा ।
कोपस्फुरितलाङ्गूलो, यावन्नायाति केसरी " ॥ ९॥

" કોપથી પોતાના પુચ્છને ફરકાવનાર એવો કેસરી જ્યાસુધી ન આવે, ત્યાસુધીજ મદભરથી મદ થએલા એવા હાથીઓ વનમા

ગગનભેદક ગર્જના કરે છે " પછી તે ચરપુરૂષોને અભીષ્ટ દાનથી સતોષીને રણમાર્ગીને માટે સેનાપતિને આદેશ કરીને રાજા પોતે હૃદયમા વિચાર કરવા લાગ્યો કે —" જે રાજા પોતાના દેશમા પણ પ્રજાપર પડતા ઉપદ્રવની ઉપેક્ષા કરે છે, તે પાપાત્મા મરીને ધીવરો કરતા પણ અધમ ગતિમા જાય છે જેના જીવતા શત્રુઓ પોતાના દેશને આક્રમણ કરે ( ઘેરી લે ), તે રાજા પોતાને ક્ષત્રિયોમા શા માટે ગણાવતો હશે ? ઉપદ્રવથી પ્રજાનુ પ્રયત્નપૂર્વક રક્ષણ કરવુ, એજ પ્રજાપાલનુ તપ, એજ જપ અને ઉત્કૃષ્ટ મન પણ તેનુ એજ કહેલ છે " આ પ્રમાણે વિચાર કરીને ચતુરગ બલથી બલિષ્ઠ થઈ, જિનેશ્વરની અષ્ટપ્રકારી પૂજા કરીને અને સદ્ગુરૂ પ્રમુખ તથા નગરજનનું સન્માન કરીને તેજસ્વી એવા તે રાજાએ વૈરીના વિજયને માટે પ્રયાણ કર્યુ જયયાત્રાને માટે જતા એવા તેનુ સૈન્ય ગગા નદીના જળપૂરની માફક પગલે પગલે સાથે ભળી જતી એવી બીજી સેનાઓથી વધવા લાગ્યુ જયશ્રીમા લપટ બનેલા સુભટો સેનાપતિની આજ્ઞા ન માનતા રસ્તામા પહેલા ચાલતા પોતાના ઉપરીઓનુ પણ ઉલ્લઘન કરી ગયા ત્યા રસ્તામા કેટલાક સુભટો અમૃત જેવુ નાળીયેરનુ પાણી પીવા લાગ્યા, કેટલાક શરીરના તાપની શાતિને માટે દ્રાક્ષારસ પીવા લાગ્યા, કેટલાક શરીરના ઉન્માદનુ એક કારણ એવા તાલવૃક્ષના રસને પીવા લાગ્યા અને કેટલાક ખજૂરીનુ સુલભ મદ્ય પીવા લાગ્યા પછી અનુક્રમે પોતાના દેશની હદ સુધી જઈને રાજાના હુકમથી સેનાપતિએ વિશ્રાતિને માટે ત્યા છાવણી નખાવી " જો તુ પોતાને સુભટ માનતો હોય, તો પ્રભાતે રણભૂમિમા આવીને તારુ મુખ બતાવજે હુ સવારે ત્યા આવ્યોજ છુ એમ સમજજે " આ પ્રમાણે ભૂપતિએ તે શત્રુરાજા ( ચોરના રાજા ) ને કહેવરાવ્યુ પછી રણકર્મને માટે રાત્રિએજ બધી સામગ્રી તૈયાર કરીને જયલક્ષ્મીને વરવાને ઉત્સુક મનવાળા, પ્રૌઢ હાથીપર બેઠેલા ઇદ્ર અને ઉપેદ્રની જેમ ઉત્કટ, ચાલતા એવા ચામરોથી શોભાયમાન, લટકતા કુડલથી વિભૂષિત, દિવ્ય અને નૂતન એવા છત્રથી દિવસ્પતિના તાપને વાર

નારા, તેજસ્વી છત્રીશ પ્રકારના આયુધોથી લીલાપૂર્વક શ્રમ કરનારા અહં પૂર્વિક રીતિથી યાચકોને દાન દેતા, શસ્ત્રની અધિષ્ઠાયક દેવીનુ પોતાના મનમા સ્મરણ કરતા, સુવર્ણના બખ્તરની દીપ્તિથી દીપ્ય માન શરીર શોભાવાળા, કોપના આટોપથી ઉત્કટ બનેલા અને ચતુરંગ સેનાથી પરિવૃત એવા તે બને રાજાઓ પ્રાત કાલે ત્યા આવીને અખિલ ભૂતલને ક્ષોભ પમાડનાર અને પ્રધાન પુરૂષોનો સહાર કર વામા પ્રલયકાલ સમાન એવા પ્રબલ યુદ્ધને કરવા લાગ્યા. પછી રાત્રિ જેમ અધકારને વિસ્તારે, તેમ મોહિની વિદ્યાથી શત્રુઓના સમસ્ત સૈન્યને વિહ્વલ બનાવીને સુધર્મરાજાએ તે ઉત્કટ ચરટને હાથી ઉપ રથી નીચે પાડીને કાચબધનથી બાધી રણભૂમિમા નાખી દીધો તે વખતે દુષ્ટને શિક્ષા આપવાથી દેશની અધિષ્ઠાયક દેવીએ સતુષ્ટ થઇને રાજાના મસ્તકપર પુષ્પવૃષ્ટિ કરી, અને સૈનિકો પ્રસન્ન થઇને જય જ્યારવ કરવા લાગ્યા તથા જયદુદુભિઓના નાદથી સમગ્ર વિશ્વ શબ્દમય થઇ ગયુ પછી શિવદેવ સચિવ, નાના પ્રકારના ભેટણા સાથે મહાબલરાજાના પુત્ર બલદેવને આગળ કરીને વિનયથી નીચે નમવા પૂર્વક ભૂતલપર મસ્તક રાખી રાજાના ચરણને પ્રણામ કરીને મીઠા વચનોથી રાજાને સતુષ્ટ કરીને પોતાના સ્વામીને છોડાવ્યો કારણ કે આપત્તિમા રાજાઓને પ્રધાનનુજ બળ હોય છે પછી તેના ઘરનુ સર્વસ્વ લઇને દેશને આનદ પમાડતો ભૂપાલ પોતાની રાજધાનીને પાદર આવ્યો હર્ષ અને ભેટણા સહિત આવેલા એવા નગરવાસીઓ સાથે તે રાજા જેટલામા પોતાના નગરમા પ્રવેશ કરે છે, તેટલામા તરતજ દુસ્તટીની જેમ ઉત્પાતને સૂચવનારી વિપ્રપ્રતોલિકા (કિલ્લાના મુખ્ય દ્વારનો ઉપરનો ભાગ) અકસ્માત્ સર્વ પડી ગઇ તેને પડેલી જોઇને અપશુકનની આશકાથી તે દિવસે રાજા પુરની બહાર જ રહ્યો પછી તત્કાલજ રાજાએ તે નવી કરાવી લીધી કારણ કે સ્વર્ગવાસી દેવોનુ અભીષ્ટ જેમ મનમા સકલ્પ થતા સિદ્ધ થાય છે, તેમ રાજાઓનુ અભીષ્ટ વચન બોલતા સિદ્ધ થાય છે બીજે દિવસે પ્રવેશ કરતા પુન તે પડી ગઇ, એટલે રાજાએ તરત તે પાછી નવી

કરાવી ત્રીજે દિવસે પણ વિવિધ ઉપાય અને યત્ન કરી સ્થિર કરતા પણ જ્યારે તે તેવીજ રીતે પડી ગઇ, ત્યારે રાજાએ બહાર રહીનેજ પ્રધાન વિગેરેને પૂછયુ કે —" હવે આ શી રીતે સ્થિર થાય ? " પછી પરસ્પર વિચાર કરીને તેમણે રાજાને નિવેદન કર્યું કે —" હે દેવ ! દિવ્યચક્ષુવાળા નિમિત્તજ્ઞ પુરૂષો એમ કહે છે કે—નગરના અધિષ્ઠાયકનો તમારી ઉપર કોપ થવાથી તે બલિદાન લેવાની ઇચ્છાથી દરરોજ એ પ્રતોલીને પાડી નાખે છે, " માટે હે રાજન્ ! જો એક મનુષ્યનુ બલિદાન એને આપવામા આવે, તોજ એ પ્રતોલિકા નિશ્ચલ થાય તેમ છે " આ પ્રમાણે તેમનુ વચન સાભળીને રાજા મનમા વિચારવા લાગ્યો કે —" અહો ! આ પાપીઓની કેટલી બધી મૂર્ખાઇ છે? અર્હદ્વચનરૂપ દીપક જેમના આતરતમ—અજ્ઞાનને ભેદતો નથી, તે પડિતો પણ પ્રાય અજ્ઞ સમજવા મિથ્યાત્વરૂપ અધકારમા મુઝાઇ ગયેલા પ્રાણીઓ સમ્યગ્માર્ગને ન જાણતા મદ્ય પીનારાઓની જેમ વિવેક રહિત ચેષ્ટા કરે છે " આ પ્રમાણે ચિતવીને કૃપારૂપ સુધાથી સકલિત એવા રાજાએ તેમને કહ્યુ કે —" જેને માટે દુર્ગતિ આપવાવાળી એવી જીવહિંસા કરવામા આવે, તેવા એ નગરથી વિષની જેમ મારે કાઇ પ્રયોજન નથી કારણ કે કાનને છેદી નાખનાર સુવર્ણની શોભા શા કામની ? નરકમા ઘસડી જનાર એક જીવવધના પાતકથી સુવર્ણ કોટીનુ દાન કરતા પણ માણસ શુદ્ધ ન થઈ શકે કહ્યુ છે કે —

" मेरुगिरिकणयदाणं, धन्नाण देइ कोडिरासिओ ।
इक वहेइ जीव, न छुट्टए तेण पावेण " ॥१॥

" માણસ મેરૂપર્વતના જેટલા સુવર્ણનુ દાન આપે, અથવા ધનની કોટિઓ આપે, તો પણ એક જીવના વધથી થયેલ પાપથી તે મુક્ત થઇ શકતો નથી " માટે સર્વ પ્રજા સહિત હુ જ્યા આવાસ કરીશ, ત્યા વિચિત્ર આવાસથી વિભૂષિત એવુ નગર બની રહેશે જે કોઇ મતિમાન્ પુરૂષ પોતાના હિતની ઇચ્છા રાખે છે, તેણે મન, વચન અને કાયાથી જીવરક્ષા કરવી કહ્યુ છે કે —

" न कर्त्तव्या स्वय हिंसा, प्रवृत्ता ता निवारयेत् ।
जीवित बलमारोग्य, शश्वद्वांछन महीपति " ॥१॥

" જીવિત, બલ, અને આરોગ્યની સતત ઇચ્છા રાખનાર રાજાએ પોતે હિસા કરવી નહિ, તેમજ બીજે ક્યા તે થતી હોય તો અટકાવવી " જો હિસા કરતા સુખની પ્રાપ્તિ સભવે, તો વિષભક્ષણથી જીવિત શામાટે ન મળે ? કહ્યુ છે કે —

" स कमलवनमग्नेर्वासर भास्वदस्ता—
दमृतमुरगवक्त्राज्जीवित कालकूटात् ।
रुगपगममजीर्णात्साधुवाद विवादा—
दभिलषति वधात्र प्राणिना सौख्यमिच्छेत् " ॥१॥

" જે પુરૂષ પ્રાણિવધથી સુખની ઇચ્છા રાખે છે, તે અગ્નિથી કમલવન, સૂર્યના અસ્તથી દિવસ, સર્પમુખથી અમૃત, વિષથી જીવિત, અજીર્ણથી આરોગ્ય અને વિવાદથી સાધુવાદ મેળવવાના પ્રયત્ન જેવુ કરે છે, કૃપાધર્મના પ્રભાવથી માણસોને આરોગ્ય, રૂપ, સૌભાગ્ય, બલ અને ઐશ્વર્ય વિગેરે સપત્તિઓ અવશ્યમેવ પ્રાપ્ત થાય છે જીવહિસાથી વિરમવાનુ ગુરૂની સમક્ષ પૂર્વે મે દ્વિવિધ ત્રિવિધ રૂપ જે વ્રત અગીકાર કર્યું છે, તેનુ ખડન હુ પ્રાણાતે પણ કદી કરવાનો નથી કારણ કે વ્રતભગ કરવાથી ઘોર નરકની વેદના પ્રાપ્ત થાય છે મોટા પુરૂષો પણ જ્યારે નીચ ( સાધારણ ) માણસોની જેમ દુ ખ પડતા પોતાના વ્રતને મૂકી દે ( વ્રતભગ કરે ) તો પછી તેમનામા સ્ફુટ વિશેષતા શુ રહી ? " આ પ્રમાણે રાજાની વ્રતદઢતા જોઇને સચિવાદિક અધિકારીઓ નગરના લોકોને બોલાવી કહેવા લાગ્યા —" જો કોઇપણ પ્રાણીના રૂધિર અને માસના દાનથી ગજા પોતે વિધિપૂર્વક દેવીને બલિદાન આપે, તો પૂર્વદ્વારની પ્રતોલિકા સ્થિર થાય નહિ તો નૈવેદ્યાદિક આપવુ તે બધુ વૃથા છે છતા રાજા કદાગ્રહથી ઘેરાયેલો હોવાથી પોતે કદી પ્રાણીહિસા કરવાનો નથી એટલુજ નહિ, પણ તેમ કરવા માટે તે અનુમતિ માત્ર પણ આપતો

નથી ' જ્યા હુ ત્યા નગર ' એમ દઢાગ્રહથી બોલતો તે છાવણીને ઠેકાણે નવુ નગર વસાવવા ઇચ્છે છે આ પ્રમાણે સમજીને સર્વ કાર્યમા ધુરધર એવા તમારે રાજાને યુક્તિપૂર્વક વિજ્ઞપ્તિ કરવી હવે તમને યોગ્ય લાગે તેમ કરો " આ પ્રમાણે લક્ષ્યપૂર્વક સાભળીને તેઓએ પણ મહીપતિને નમસ્કાર કરીને વિજ્ઞપ્તિ કરી કે —" હે સ્વામિન્ ! ઘણાને માટે એક જતુના વધને સુજ્ઞ પુરૂષોએ માન્ય રાખેલ છે કહ્યુ છે કે —

" त्यजेदेक कुलस्यार्थे, ग्रामस्यार्थे कुल त्यजेत् ।
ग्राम जनपदस्यार्थे, आत्मार्थे, पृथिवीं त्यजेत्" ॥ १ ॥

" સમસ્ત કુળનો બચાવ થતો હોય તો એક પ્રાણીનો ભોગ આપવો, સમસ્ત ગામને માટે કુળનો ભોગ આપવો ( ત્યાગ કરવો ), આખા દેશને માટે ગામનો ભોગ આપવો અને એક આત્માને માટે આખી પૃથ્વીનો ત્યાગ કરવો " જો તમારે જીવહિસા ન કરવાનુ વ્રત હોય, નગરને માટે તે બધુ કરવા અમે તૈયાર છીએ " પછી રાજાએ કહ્યુ કે —" પ્રજા જે કાઇ શુભાશુભ કરે છે, તેનો છઠ્ઠો ભાગ રાજાને નિશ્ચય મળે છે કહ્યુ છે કે —

" यथैव पुण्यस्य सुकर्मभाजा, षष्ठांशभागी नृपतिः सुवृत्तः ।
तथैव पापादिकुकर्मभाजा, षष्ठांशभागी नृपतिः कुवृत्तः" ॥१॥

"જેમ સદાચારી રાજાને પુણ્યવત પ્રજાના પુણ્યનો ષષ્ઠાશ ભાગ મળે છે, તેમ દુરાચારી રાજાને પાપી પ્રજાના પાપનો ષષ્ઠાશ ભાગ મળે છે " આથી પ્રજાએ ફરી પણ વિજ્ઞપ્તિ કરી કે —" હે ભૂપતે ! પાપનો બધો ભાગ ભલે અમને મળે, આપ માત્ર પુણ્યભાગના ભાગીદાર થાઓ " અકાર્ય કરવામા તત્પર એવી પ્રજાના આ પ્રમાણે વાક્યો સાભળીને સત્કર્મમા સમર્થ મતિવાળા અને કૃપાલુ એવા રાજાએ મનમા વિચાર કર્યો કે —" આરોગ્ય, ઇદ્રિયબળ, શરીરપટુતા, સૌભાગ્ય, આયુ અને અતુલ સર્વાધિપત્ય—એ અખિલ પ્રાણીની દયારૂપ કલ્પલતાના ફળો છે, એમ જગદીશ્વર જિનેશ્વરો કહે

છે તથાપિ કુગુરૂના વચનમા મોહિત થઇ જિનેશ્વરના વચનનો આ દરપૂર્વક સ્વીકાર ન કરના લોકો નિંદ્ય, પાપનુ એક સ્થાન અને મહાપીડાને ઉત્પન્ન કરનારી એવી હિંસાને મંગલને માટે માને છે” આ પ્રમાણે વિચાર કરતો રાજા જેટલામા મૌન રહ્યો, તેટલામા ‘ નિષેધ ન કર્યો માટે સ્વીકાર થયો ’ એવી બુદ્ધિથી તેઓ કામ કરવાના ઇરાદાથી ધન મેળવવા ( ઉઘરાણી કરવા ) લાગ્યા કારણ કે પ્રાય બધા પ્રાણીઓ પાપ કર્મને માટે પ્રયત્ન કરે છે પછી તે ધનથી નાના પ્રકારના અલંકારયુક્ત અને સર્વાંગસુંદર આકારવાળો એક મોટો સુવર્ણપુરૂષ બનાવીને અને તેને શકટપર આરૂઢ કરીને પાપથી ઘેરાયલા એવા તે લોકો અખિલ નગરમા ભમતા ભમતા આ પ્રમાણે ઉદ્દઘોષણા કરવા લાગ્યા કે —“ જે માણસ પોતાનો પુત્ર આપે તેને રાજા ધનલક્ષ સાથે આ સુવર્ણમય પુરૂષ આપવા ધારે છે ”

હવે તે નગરમા સર્વ દરિદ્ર જનોમા એક દષ્ટાંતરૂપ, નિર્દય અને મૂર્ખશિરોમણી એવો વરદેવ નામનો બ્રાહ્મણ રહેતો હતો તેને રૌદ્રઆચારમા તત્પર એવી રૂદ્રદત્તા નામની પ્રિયા હતી, અને તેમને વિનયી એવા સાત પુત્રો હતા હવે તે ઉદ્દઘોષણા સાભળીને લોભાંધ ચિત્તવાળા એવા તે વિપ્રે પોતાની સ્ત્રીને કહ્યુ —“ હે ગૃહેશ્વરી ! સહુથી નાના ઇંદ્રદત્ત પુત્રને આપીને દ્રવ્યસહિત આ હેમ પુરૂષ લઇ લઇએ કારણ કે અત્યારે આપણે ઘેર સાત પુત્રો છે અને વળી હે કાંતા ! જો કુશળતા હશે, તો બીજા પણ પુત્ર થશે પરંતુ સર્વાર્થસાધક એવુ ધન આપણે ઘેર બિલકુલ નથી તે વિના ગૃહસ્થો પુત્ર સહિત હોય, તો પણ શોભતા નથી વળી હે પ્રિયે ! સર્વત્ર ધનનુ અદ્ભુત માહાત્મ્ય તો તુ જો કે જેના પ્રભાવથી નિંદ્ય પણ ક્ષણવારમા વંદ્ય થઇ જાય છે ” આ સાભળી ધનના લોભથી તે માતાએ પણ એ વાત કબુલ રાખી ‘ અહો ! સંસારની અસારતા ! સ્વાર્થજ બધાને પ્રિય હોય છે ’ પછી વરદેવે તે પટહ પકડીને કહ્યુ કે —‘આ બધુ મને આપો, કે જેથી હુ તમને મારો પુત્ર સુપ્રત કરૂં ’ આથી પૌરજનોએ પુન કહ્યુ કે —“ જો તુ રાજાની પાસે પુત્રનુ

ગણુ મરડે, તો એ બધુ તને આપીએ " એટલે લોભના વશથી તેણે તે વાત પણ કબૂલ રાખી અને જનનીએ પણ તે વાતની સમતિ આપી અહો ! સસારના કુચેષ્ટિતને ધિક્કાર થાઓ આ બધુ સ્વરૂપ ઇંદ્રદત્તના જાણવામા આવતા તે વિચારવા લાગ્યો કે —" અહો ! અસાર સસારની નિરમતાનુ કેટલુ વર્ણન કરીએ ? ઇંદ્રજાલ સમાન માતપિતા અને પુત્રાદિકપર મુગ્ધ જનો મહાપત્તિના ઘર તુલ્ય એવો સ્નેહ વૃથાજ કરે છે કારણ કે સસારમા પ્રાય સર્વને સ્વાર્થજ એક વલ્લભ છે પોતાનો અર્થ ન સરે તો સ્વજનો શત્રુ સમાન થઇ જાય છે અથવા તો ક્ષુધાર્ત્ત પ્રાણીનુ મન અયોગ્ય કાર્યમા તરત વળગે એવો કુદરતી સ્વભાવજ છે " આ પ્રમાણે વિચારમા મગ્ન થઈ ગયેલો એવો પોતાનો પુત્ર આપી ધનના લોભી એવા વરદેવ વિપ્રે તે બધુ લઈ લીધુ કહ્યુ છે કે —

" स्नेहमूलानि दु खानि, रसमूलाश्च व्याधयः।
लोभमूलानि पापानि, त्रीणि त्यक्त्वा सुखीभव" ॥१॥

" દુ ખનુ મૂળ સ્નેહ, રોગનુ મૂળ રસ અને પાપનુ મૂળ લોભ–હે મિત્ર ! એ ત્રણેનો ત્યાગ કરીને તુ સુખી થા "

પછી નગરવાસીઓ સારા વસ્ત્ર, તાબૂલ અને ભૂષણાદિકથી તેને વિભૂષિત કરી રાજાની આગળ લાવ્યા અલકાર સહિત સારા આવ કારવાળા અને વિકસ્વર મુખકમળવાળા એવા તેને જોઇને સર્વના દેખતા રાજા આ પ્રમાણે કહેવા લાગ્યો –" હે ભદ્ર ! હે દ્વિજબાલક ! તુ શામાટે હાસ્ય કરે છે ? તુ જો કે હજી લઘુ છે, છતા તને મરણથી પણ શુ ભય નથી ?" આ સાભળના મુદિત મુખ કરીને ઇંદ્રિદત્ત પણ કહેવા લાગ્યો કે –" હે સ્વામિન્ ! મરણ તો અવશ્ય થવાનુજ છે, તો પછી ભીતિ રાખવી શા કામની ? પિતા જ્યારે પુત્રને ખેદ પમાડે ત્યારે તે માતાને શરણે જાય અને માતા ખેદ પમાડે તો તે પિતાને શરણે જાય, તે બનેથી પરાભવ પામે તો તે રાજાનુ શરણ લે અને રાજાથી પરાભવ પામે તો તે મહાજનનો આશ્રય લે, પરતુ રાજા

વિગેરે સર્વને જ્યારે એકજ મતિ સૂઝી, તો પછી મારા જેવા અનાથને કોનુ શરણુ રહ્યુ કહ્યુ છે કે —

' माता यदि विष दद्यात्, पिता विक्रयते सुतम् ।
राजा हरति सर्वस्व, का तत्र परिदेवना " ॥१॥

" માતા પોતે જ્યારે પુત્રને વિષ દે અને પિતા તેનો વિક્રય કરે તથા રાજા સર્વસ્વ લૂટી લે, ત્યા અપશોષ શો કરવો ?" એટલા માટેજ હે વસુધાપતિ ! અત્યારે સર્વના ઉપકારને માટે ધીરતાપૂર્વક મારે મરણુ શરણુ લેવુ એજ શ્રેયસ્કર છે વળી હે દેવ ! દરિદ્રતાનુ સીલ તોડીને કલ્પવૃક્ષ જેવી પ્રસન્નતાથી નિદાનરહિત સમગ્ર ભૂતલને દાન આપતા જેણે દયાની લાગણીપૂર્વક શ ખચૂડ બ્રાહ્મણની ગરૂડથકી રક્ષા કરવાને પોતાના પ્રિય પ્રાણો પણ કુરબાન કર્યા એવા ત્રિલોક શિરોમણી **શ્રીજીમૂત** રાજાનુ સર્વને આશ્ચર્યકારક ચરિત્ર તમારા સાભળવામા નથી આવ્યુ શુ ? હે સ્વામિન્ ! મારે તો રાજાસહિત સમગ્ર લોકના ઉપકારને માટે અત્યારે જીવિત અર્પવાનુ છે માટે હે ભૂપ ! મારૂ હૃદય મહાનદથી છલકાઈ જાય છે કારણ કે કલિકાલમા એવો યોગ માણુસ પુણ્યથીજ પામી શકે છે "

આ પ્રમાણે પ્રશસ્ત મનવાળા એવા તેનુ વચન સાભળીને કૃપારૂપ ક પલતાથી આવૃત થઇને વસુધાધીશ બોલ્યો —' હે પ્રજાજનો ! જેને માટે જો આવુ હુ ખદાયક પાપ જો કરવામા આવતુ હોય, તો તેવી પ્રતોલી કે નગરનુ મારે પ્રયોજન નથી આ પવિત્ર ધરાપીઠપર નવુ નગર રચાવીશ પણ સર્વજ્ઞ મતથી વાસિત થઇને હવે હુ પ્રાણીવધ તો કદી કરવાનોજ નથી સમ્યક્ તત્ત્વને પ્રકાશ કરનારૂ એવુ જિનવચન જાણુતા પણ જે કુમાર્ગે ગમન કરે તે પ્રાણી વસ્તુતાએ અ ધજ છે " આ પ્રમાણે રાજાની ધર્મદઢતા અને વિપ્રસુતનુ પરમ સત્ત્વ જોઇને તે વખતે નગરદેવતા પ્રસન્નતાપૂર્વક પ્રત્યક્ષ થઇ, અને દિવ્યરૂપવાળી એવી તે સર્વ સભા સમક્ષ આ પ્રમાણે કહેવા લાગી —" હે મહીનાથ ! તુ ધન્ય છે અને તારાથી આ જગત્

સનાથ છે જીવરક્ષાનુ વ્રત સાચવવામા જેની સુરાસુર અને મનુષ્યથી અક્ષોભ્ય એવી આવા પ્રકારની દૃઢ બુદ્ધિ હોય, તે ખરેખર ! મહાત્મા છે ! તત્ત્વાતત્ત્વને જાણુતા છતા પણુ કેટલાક સત્ત્વહીન પ્રાણીઓ એક સ્વ૫ કામમા પણુ પ્રાય વ્રતભગ કરવા તૈયાર થઈ જાય છે સમ્યગ્જ્ઞાન અને ક્રિયા જેણે પોતાના પ્રાણુ કરતા પણુ અધિક માન્યા છે, તે પુણ્યાઢ્ય ભૂપતિની જેમ કોને શ્લાધ્ય ન થાય ? સત્ત્વ શાલી પુરૂષોમા અગ્રેસર એવા હે ઈંદ્રદત્ત ! તને નમસ્કાર થાઓ મારા જેવો સામાન્ય જન તો શુ ? પરતુ ઈંદ્રાદિક પણુ તારી જેટલી પ્રશમા કરે, તેટલી ઓછી છે " આ પ્રમાણે પ્રશમાપૂર્વક દેવતાએ તે બનેની ઉપર જગતને આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવી પુષ્પવૃષ્ટિ કરી તથા તે દેવતાએ તરતજ વિશ્વને વિસ્મય પમાડે તેવી સુવર્ણુના જેવા આકારવાળી નવી પ્રતોલી બનાવી આપી પછી ઉંચી ધ્વજાઓથી શોભાયમાન એવા તે નગરમા પ્રજાજનોના આનદ સાથે વસુધાપતિએ પ્રવેશ કર્યો પછી પોતાના સત્ત્વથી ઈંદ્રદત્ત પણુ સર્વત્ર માન્ય થયો કારણુ કે પરોપકારી પુરૂષ અવશ્ય મહોદયને પામે છે અનુક્રમે શત્રુઓને વશ કરનાર એવા પોતાના પુત્રને રાજ્યભાર સોપીને તે રાજાએ દેવતાઓને પણુ દુર્વહ એવી ચારિત્રધુરાને સ્વીકારી પછી સત્તર પ્રકારે સયમનુ આરાધન કરીને તે રાજા માહેદ્ર નામના દેવલોકમા વૈમાનિક દેવતા થયો

આ પ્રમાણે સૂચવેલ આકૂતના અવબોધથી અજ્ઞાત એવા રાજાને નમસ્કાર કરીને કોટવાલ પોતાને ઘેર ગયો રાજા પણુ રાજ્ય સબધી અનેક કાર્યોની ગોઠવણુ કરીને યોગી જેમ અતરાત્માનુ સ્થાન મેળવી આનદ પામે, તેમ તે અતપુરમા જઈને પરમ આનદ પામ્યો

હવે ચોથે દિવસે રાજાએ પુન તેને ચોર સબધી વાત પૂછી એટલે દક્ષ એવો તે કોટવાલ અજલિ રચીને આ પ્રમાણે ઉપાખ્યાન કહેવા લાગ્યો —

## હરિણીની કથા

" ઘણા વૃક્ષોથી સકીર્ણ, પાણીથી ભરેલા એવા સરોવરોથી પરિવેષ્ટિત એવા એક જીર્ણ વનમા સરલ, પોતાની ઇચ્છા મુજબ સ્વાદિષ્ટ તૃણાસ્વાદ અને પય પાનથી પ્રમોદ માનનારી એવી એક બહુ બચ્ચાવાળી હરિણી પોતાના હરિણ સાથે રહેતી હતી મૃગ લાના યૂથ સહિત તે મૃગલી અટવીમા ચ્દા ભ્રમણ કરતી કરતી સ્વેચ્છાએ સૂઇ રહેતી અને સ્વેચ્છાએ પ્રાણપ્રિય સાથે ક્રીડા કરતીહતી

હવે અહીં તે વનની પાસેના મહી મહિલાના મ ડનરૂપ એવા કોઈ નગરમા યથાર્થ નામધારી એવો શત્રુમર્દન ( શત્રુઓનો નાશ કરનાર ) નામે રાજા રાજ્ય કરતો હતો તેને જુદી જુદી રાણીઓથી જન્મ પામેલા વિનયથી શોભતા અને સર્વને પ્રિય લાગતા એવા સુબાહુ પ્રમુખ ઘણા પુત્રો હતા અન્યદા કોઇક માણસે તે વનમાથી ચળકતી કાતિવાળુ એક મૃગબચ્ચુ લઇને વિનોદને માટે રાજાના એક પુત્રને આપ્યુ રાજપુત્રે તે મૃગબાલકને ગ્રીવા શૃગ અને ચરણના ભાગમા રત્ન અને સુવર્ણના અલકારોથી અલકૃત કર્યો પછી રાજપુત્ર રાજ મહેલમા ચારે બાજુ તે બાળમૃગને ફેરવીને કુતૂહલથી લીલા કરતો તેની સાથે રમવા લાગ્યો તે બાળમગની સાથે વિવિધ ગમ્મતપૂર્વક રમતા એવા તે રાજકુમારને જોઇને બીજા રાજપુત્રોનો પણ તેવા મૃગબચ્ચાની સાથે રમવાની ઇચ્છા થઇ કલાવાન્ એવા ચદ્રમાએ પણ જેને ક્રીડાને માટે જાણે ધારણ કર્યો હોય ! શ્રી શાન્તિનાથ ભ ગવતે પણ જેને પોતાના લાછનરૂપે સ્વીકાર્યો અને જેણે સ્ત્રીઓના નયનકમળનુ સૌભાગ્ય પ્રાપ્ત કર્યું, તે સારગ કુરગ ( હરણ ) છતા કોને અરગિત ( આનદિત ) ન કરે ? પછી તેઓએ આખમા આસુ લાવીને ઇર્ષ્યાપૂર્વક રાજાને કહ્યુ કે —" હે તાત ! રગ આપવાવાળા એવા સારગ અમોને લાવી આપો " આથી રાજાએ પણ બધા પા રાધીઓને બોલાવીને પૂછ્યુ કે —

" કોઇ વનમા આવા વિવિધ રૂપધારી મૃગલાઓ છે ? " એટલે

તેમાથી એક જણ બોલ્યો કે —"હે નાથ! જીર્ણ નામના વનમા વિવિધ મૃગોના મોટા ટોળાઓ ફર્યા કરે છે" પછી રાજા પોતે વ્યાધનો વેષ લઇને અને તે વ્યાધને બોલાવીને મૃગલાઓને પકડવા તે વનમા ગયો, હરિણને પકડવાની ઇચ્છિાવાળા એવા તે રાજાએ તે વનને વિષમ જોઇને ધર્મનો વિરોધ કરવાવાળી એવી બુદ્ધિ (યુક્તિ) રચી ચારે દિશાઓમા સરોવરોની પાળો ફોડીને રાજાએ તે ઉદ્યાનને ચારે બાજુ પાણીથી પૂર્ણ કરી દીધુ, અને ઉદ્યાનની ચારે બાજુ ખાડા ખોદાવ્યો, તથા તેમા જીર્ણ પાદડા વિગેરેથી અગ્નિ જગાવ્યો અને સર્વત્ર જીવની આશાનો ધ્વસ કરવાવાળા એવા પાશ માડી દીધા, તેમજ ત્યા ધર્મનો ધ્વસ કરવાવાળા અને વિવિધ આયુધોથી યુક્ત એવા શિકારીઓ ઉભા રાખી દીધા, આ પ્રમાણે રચના રચીને રાજાએ અનેક બાળમૃગોને પકડીને તે પોતાના પુત્રોને આપ્યા કારણ કે મોહ એ પાપનુ સ્થાન છે, આ જોઇને કોઇક વિવેકી પડિત માણસોને પ્રતિબોધ આપવા તે વખતે આ પ્રમાણે એક શ્લોક બોલ્યો —

"रज्ज्वः दिशः प्रवितता सलिल विषेण,
पाशैर्मही हुतभुजा ज्वलिता वनान्ताः ।
व्याधाः पदान्यनुसरति गृहीतचापा,
क देशमाश्रयति डिंभयुता कुरगी" ॥ ? ॥

"દિશાઓમા દોરડીઓ બધાવી, પાણીમા વિષ મેળવ્યુ, પૃથ્વી પર પાશ નખાવ્યા, વનની ચારે બાજુ અગ્નિ સળગાવ્યો, અને પગલે પગલે ધનુર્ધારી શિકારીઓ ઉભા રાખી દીધા—આવી સ્થિતિમાથી પસાર થઇને બચ્ચા સહિત તે બિચારી હરણી કયા પ્રદેશનો જઇને આશ્રય કરે.?" જ્યા રાજા પોતેજ પોતાના સેવકો સાથે ક્રોધી અને ક્રૂર દૃષ્ટિવાળો થાય, ત્યા લોકોને પગલે પગલે પીડા થાય.

આ પ્રમાણે કહેલ કથાના આકૂતથી અજ્ઞાત એવા રાજાને નમસ્કાર કરીને કોટવાળ પોતાને ઘેર ગયો, કરણસ્થિતિ (કાર્યપ્રવૃત્તિ)થી મુક્ત થઈ અને રાજસભા (રજોગુણની રેખા) નો ત્યાગ કરી આત્મા

જેમ પરમાનંદ પામે, તેમ રાજા પણ અંતઃપુરમાં જઈને પરમ સંતોષ પામ્યો.

પછી પાંચમે દિવસે પણ રાજાએ પૂર્વ પ્રમાણે પૂછયું, એટલે કાંતિયુક્ત મુખવાળો એવો તે કોટવાળ નમસ્કારપૂર્વક આ પ્રમાણે કથા કહેવા લાગ્યો —

## ભારતીભૂષણ મંત્રીની કથા

"ગોડદેશની અવનીના લલાટમાં તિલકસમાન એવા **પાડલીપુર** નગરમાં વસુધા પર એક કલ્પવૃક્ષ સમાન એવો **વસ્તુપાલ** નામનો રાજા હતો. પ્રાર્થના કરતાં પણ યાચકોને સદા અધિક દાન આપતા એવા તે ભૂપને જોઈને કલ્પવૃક્ષો લજ્જા પામીને મેરૂપર્વત પર ચાલ્યા ગયા. તે રાજાના હૃદયમાં ભારતીને ભૂષણરૂપ માનનાર, અને વિદ્વજ્જનોમાં મુગટસમાન એવો **ભારતીભૂષણ** નામનો પ્રખ્યાત મંત્રી હતો. રાજા સદા પોતાની બુદ્ધિથી જેમ કવીંદ્ર મહાર્થયુક્ત કાવ્યો બનાવે તેમ નવા નવા ઉલેખો બનાવીને જુદા જુદા દેશોમાંથી આવેલા વિદ્વાનો પાસે તેનો અર્થ કરાવતો અને પ્રસન્ન થઈ ઈચ્છા કરતાં પણ અધિક દાન આપીને તેમને અત્યંત સંતુષ્ટ કરતો હતો. તેથી વિશ્વના મંડનરૂપ એવા વિવિધ પંડિતોથી પરિવૃત થઈ તે રાજા સર્વત્ર બહુજ પ્રખ્યાત થયો. તેવા પ્રકારની વિદ્યા, લક્ષ્મી અને દાન—એ ત્રણ ગુણોથી એક સામાન્ય જન પણ મોટાઈને પામે, તો પૃથ્વીપતિ જગપ્રસિદ્ધ થાય તેમાં શું આશ્ચર્ય? કારણ કે —

"आत्मनो भूषणं विद्या, शरीरस्य हरिप्रिया।
दानस्योदारता शील, पुनः सर्वस्य भूषणम्" ॥१॥

"આત્માનું ભૂષણ વિદ્યા, શરીરનું ભૂષણ લક્ષ્મી (શોભા) દાનનું ભૂષણ ઉદારતા અને શીલ એ સર્વનું ભૂષણ છે."

એકદા સભામાં વિદ્વાનોની સાથે ગોષ્ઠી નીકળતાં તે ચતુર સચિવે પોતાના બુદ્ધિબળથી રાજાનું પદ્ય અનેક રીતે દૂષિત કર્યું (તેમાં

અનેક દોષ બતાવ્યા ) રાજાએ પણ પોતાની બુદ્ધિથી તે કાવ્યમાના દૂષણો સુધાર્યાં, એટલે મત્રીએ પુન વિશેષતાથી તેમા પદે પદે દૂષણ બતાવ્યુ આ પ્રમાણે ગુણદોષના વિચારથી, વિદ્યાના મદથી ઉશ્કેરાઈ ગયેલા ચિત્તવાળા એવા તે બનેનો બહુ વખત સુધી એક ભયકર વિવાદ ચાલ્યો પછી રાજાએ કોપ કરીને તેના બને હાથ બધાવીને રાત્રે તે સચિવને ગગાનદીના પય પૂરમા નાખી દીધો, પણ પૂર્વના પુણ્યયોગે તે સ્થલ ઉપર પડ્યો કારણ કે પ્રાણીને એક ધર્મજ સર્વત્ર સહાયકારક હોય છે હવે ત્યા રહેલા મત્રીએ વિચાર કર્યો કે —"કવિ કવિને મહન ન કરી શકે—આ લોકરૂઢિ રાજાએ સત્ય કરી બતાવી " કહ્યુ છે કે —

"शिष्टाय दुष्टो विरताय कामी, निसर्गतो जागरूकाय चौरः ।
धर्मार्थिने कुप्यति पापवृत्तिः, शूराय भीरु. कवये कविश्च " ॥१॥

" શિષ્ટજન દુષ્ટ, વ્રતીપર કામી, જાગનાર પર ચોર, ધર્મીપર પાપી, શૂરવીરપર બીકણુ અને કવિપર કવિ—એ સ્વાભાવિક રીતે ઈર્ષ્યાળુ હોય છે " પછી ઉપરના પ્રદેશમા વધારે વૃષ્ટિ થવાથી અકસ્માત્ ત્યા દુસ્તર પાણીનો પૂર આવ્યો એટલે તેમા તણાતા તણાતા તે મત્રી હૃદયમા આનદ આપે તેવુ આ પ્રાકૃત પદ્ય બોલ્યો —

" रोहति जेण वीयाइ, जेण तप्पति पायवा ।
तस्स मज्झे मरिस्सामि, जाय सरणओ भय " ॥ १ ॥

" જેનાથી બીયા ઉગે છે અને વૃક્ષો તૃપ્ત થઇ વૃદ્ધિ પામે છે, તેની અદર મારે મરવુ પડશે, માટે શરણથી ભય ઉત્પન્ન થયુ " આ ગાથાના પ્રભાવથી મત્રિના આશ્રિત ભૂમિભાગને છોડી દઇને પાણી નીચે નીચે થઇને જવા લાગ્યુ તે વખતે અધોમાર્ગે જતા જળને જોઈને તે વિસ્મય પામી પુન સુસ્થ મનથી આ પ્રમાણે એક શ્લોક બોલ્યો —

" शैत्य नाम गुणस्तवैव भवतः स्वाभाविकी स्वच्छता,
किं ब्रूमः शुचिता व्रजन्त्यशुचयः सगेन यस्यापरे ।

किं चातः परमस्ति ते स्तुतिपदं त्वं जीवितं देहिनां,
त्वं चेन्नीचपथेन गच्छसि पयः कस्त्वां निरोद्धुं क्षमः." ॥ १

નામથીજ શીતલતા ગુણને અને સ્વાભાવિક સ્વચ્છતા ધારણ કરનારા એવા હે જળ ! અમે શું વધારે કહીએ ? તારા સં ગથી બીજા અશુચિ પદાર્થો પણ પવિત્ર થાય છે, હજી એ કરત કરતા પણ વધારે અમે તારી સ્તુતિ કરવા જઇએ તો પ્રાણીઓ જીવિત પણ તુજ છે માટે હે જળ ! આવા તારામા ગુણો હોવ છતા જો તુ પોતેજ નીચ માર્ગે ગમન કરીશ, તો તને અટકાવવા કોણ સમર્થ છે ? " આ પ્રમાણે સ્તુતિ કરતા તે મંત્રીરાજને તે પુણ્યથી આકૃષ્ટ થઇને સરિદ્દેવીએ તરત તેને બહાર મૂકી દીધે ત્યા નીમવામા આવેલ કોઈ ચરપુરૂષે દેવતાએ કરેલ સહાયતા વિગે મંત્રીનુ બધુ સ્વરૂપ તેજ રાજાને યથાવત્ નિવેદન કર્યું પછી રાજ એ વિચાર કર્યો કે –" અહા ! મે ખોટુ કર્યું, કારણ કે આશ્રિતોમ ગુણદોષની વિચારણા કરવી તે ઉચિતજ નથી કહ્યુ છે કે —

" चन्द्रः क्षयी प्रकृतिवक्रतनुर्जडात्मा,
दोषाकरः स्फुरति मित्रविपत्तिकाले ।
मूर्ध्ना तथापि विधृतः परमेश्वरेण,
न ह्याश्रितेषु महतां गुणदोषचिंता " ॥ १ ॥

" ચન્દ્ર ક્ષયી, સ્વભાવે વક્ર શરીરવાળો, જડ ( જલ ) રૂપ દોષાકર ( રાત્રિ કરનાર–દોષનો આકાર–સ્થાન ) અને મિત્ર (સૂર્ય ના વિપત્તિ ( અસ્ત ) સમયે સ્ફુરાયમાન થાય છે, તથાપિ પરમે શ્વરે ( મહાદેવે ) તેને મસ્તકપર ધારણ કર્યો છે કારણ કે સજ્જ નો–મહાપુરૂષો આશ્રિતોમા ગુણદોષનો વિચાર કરતા નથી "

પછી રાજાએ પ્રસન્ન થઇ તે મંત્રીને બોલાવીને અને બહુ માનપૂર્વક તેનો સત્કાર કરીને પૂર્વની પદવીપર તેને નીમ્યો ' મરક રીના વચન કહીને પણ રાજાને કદી ક્રોધ ઉત્પન્ન કરાવવો નહિ

આ પ્રકારનુ નીતિવાકય સભારતો એવો તે મત્રી રાજકાર્યમા પ્રવૃત્ત થયો પછી અનુક્રમે અવસર મેળવીને રાજ્યભાર પોતાના પુત્રને સોપીને તેણે જૈની દીક્ષા અગીકાર કરી લીધી કારણ કે –

" दुर्लभा धर्मसामग्रीं, यः प्राप्य स्वात्मनो हितम् ।
न कुर्यात्समये किंचि–द्विवेकी स कथ मतः ? " ॥ १ ॥

" દુર્લભ એવી ધર્મસામગ્રી મેળવીને જે અવસરે પણ કઇ આત્મહિત ન સાધે, તે વિવેકી કેમ કહેવાય ? "

" હે મહીનાથ આ પ્રમાણે પડિતોની સભામા કથા સાભળતા મને કાલક્ષેપ થયો કારણ કે શ્રવણેદ્રિય દુર્જય છે " આ રીતે રહસ્ય સ્પષ્ટ પ્રકાશતા પણ તે રાજાના ખ્યાલમા ન આવવાથી દુર્ગપાલ પ્રણામ કરીને પોતાને ઘેર ચાલ્યો ગયો પછી રાજા પણ વિષય (દેશ) ગ્રામ ( સમૂહ ) સબધી ચિતાનો ત્યાગ કરીને સુસાધુની જેમ આત્માવાસ ( પોતાના આવાસ )નો આશ્રય લઇ સમાધિ (સુખ) પામ્યો અર્થાત્ રાજ્યની ચિતાથી મુકત થઇ વિષયસુખમા નિમગ્ન થયો

હવે છઠ્ઠે દિવસે રાજાએ પૂર્વની જેમ પૂછયુ, એટલે કોટવાલ મખ્યામધ કૌતુકથી પરિપૂર્ણ એવુ આખ્યાન કહેવા લાગ્યો —

## વાનરોની કથા.

કુરૂદેશના અવનીખડના મડનરૂપ પડિતોને પ્રિય અને પુન્નાગ વૃક્ષોની શ્રેણીથી શોભાયમાન એવુ નાગપુર નામનુ એક રમ્ય નગર હતુ ત્યા શત્રુઓને ત્રાસ આપનાર અને સજ્જનોની પ્રીતિ વધારનાર તથા વાસુદેવના જેવો પરાક્રમી એવો સુભદ્ર નામનો રાજા રાજ્ય કરતો હતો તેણે પોતાના મનના વિનોદને માટે વારવાર ક્રીડા કરનારા અને અતુલ્ય ચપલતામા વાયુ કરતા પણ વધી જનારા એવા ઘણા વાદરાઓ રાખ્યા હતા જેમ કોઇ કામી સ્ત્રીઓના કટાક્ષથી લલચાઇ તેમની સાથે રમતા પોતાનુ હિત ભૂલી જાય, તેમ

સ્ત્રીલોચનની પાપણો જેવા ચચલ એવા તે વાદરાઓની સાથે આસક્ત થઇને રમતો એવો તે રાજા પણ પોતાનુ હિત ભૂલી ગયો રાજાનો પ્રમાદ પ્રાપ્ત કરેલ હોવાથી નગરમા ઉપદ્રવ કરતા પણ રાજભયથી તે વાદરાઓનુ કોઇ નામ લઇ શકતુ નહિ

હવે રાજાએ અત પુરની ક્રીડાને માટે ચપક અશોક, પુન્નાગ, નારગ, કદલી, તાલ, તમાલ, હિતાલ વિગેરે વૃક્ષો અને ચારે બાજુના કિલ્લાથી સુશોભિત, ભદ્રશાલવનની સમાન મનહર શોભાવાળુ એવુ એક નૂતન ઉદ્યાન કરાવ્યુ તે વનમા રાજા નિરતર પોતાની રાણીઓ સાથે હ સીઓ સાથે હ સની જેમ હર્ષઘેલો થઇને લીલા કરવા લાગ્યો એકદા તે વનમા મદિરાપાનથી મત્ત બનેલા અને ચપલ એવા વાદરાઓ ક્યાકથી આવીને વૃક્ષોનો નાશ કરવા લાગ્યા સર્વત ઉદ્યાનની શોભાનો ધ્વશ કરનારા અને મદોન્મત્ત થયેલા એવા તેઓ વનપાલકોની લેશ પણ ધાસ્તી રાખતા ન હતા વાદરાઓની દુષ્ટ ચેષ્ટાઓથી શોભા રહિત થયેલ વનને જોઇને દિલગીર થયેલા વનપાલકોએ રાજાને તે વાત નિવેદન કરી તે સાભળીને યમની જેમ કુપિત થઈને વનની રક્ષા કરવાને પોતાના ખેલાડી વાદરાઓ ત્યા મોક યા સમાન શીલવાળા અને સજાતીય એવા તે વાદરાઓની સાથે ઘણે કાલે મળવાથી આન દમગ્ન થઇને અત્યત ભાગતોડ કરતા એવા તે વાદરાઓ પણ તાડની મદિરા પીને તેવીજ રીતે ચેષ્ટા કરવા લાગ્યા અને કૃતઘ્નની જેમ રાજાનો ઉપકાર તેઓ ભૂલી ગયા અન્યાય કરવાવાળા છતા રાજાના પ્રસાદપાત્ર હોવાથી તે વનગામીઓને લેશ પણ શિક્ષા કરવાને કોઈ સમર્થ ન હતુ કારણકે —

' राजा वा राजमान्यो वा, यदन्यायपरो भवेत् ।
तदा सामान्यलोकेन, निषेद्धु शक्यते कथम् ?" ॥ १ ॥

"રાજા પોતે યા તો કોઈ રાજમાન્ય જ્યારે અન્યાય કરવા તત્પર થાય, તો સામાન્ય લોકથી તેનો અટકાવ કેમ થઇ શકે ?" આ પ્રમાણે વાદરાઓનુ ચેષ્ટિત જોઇને કોઇક ઉદ્યાનપાલક તે વખતે આ એક ગાથા બોલ્યો —

" आरामरक्कया मक्कडा, सुरा रक्कया सुडा ।
अजरक्कया वघाओ, मूलविणट्ठ तु त कज्ज " ॥ १ ॥

" જ્યા આરામની રક્ષા માટે વાદરાઓ રાખવામા આવે, મદિરાથી રક્ષા માટે સુડા ( દારૂડીયા વા હાથી ) રાખવામા આવે અને બકરાઓની રક્ષા માટે વાઘ રાખવામા આવે-તે કાર્ય મૂળથીજ નષ્ટ થયેલુ સમજવુ " જો રાજા પોતેજ નિર્વિવેકી થઇ પોતાનુ હિત ન સમજે, ત્યા અન્ય બુદ્ધિમાન્ તત્ત્વોપદેશક પણ શુ કરી શકે ? કહ્યુ છે કે —

" एक हि चक्षुरमल सहजो विवेक-
स्तद्वद्भिरेव सह सवसतिर्द्वितीयम् ।
एतद्द्वय भुवि न यस्य स तत्त्वतोन्ध-
स्तस्यापमार्गचलने ननु कोपराधः ?" ॥१॥

" સ્વાભાવિક વિવેક એ એક નિર્મલ ચક્ષુ છે અને વિવેકવત સાથે સમાગમ એ દ્વિતીય નેત્ર છે દુનીયામા આ બનેથી જે રહિત છે, તે ખરેખર ! અધજ છે, તે કદાચ ઉન્માર્ગે ચાલે, તો તેમા અપરાધ શો ? " ફલિત વૃક્ષોવાળુ વન કયા ? અને વાદરાઓથી તેનુ રક્ષણ કયા ? વિચાર વિના બોલતા તે કુબુદ્ધિરાજાને કોણ અટકાવી શકે ? "

આ પ્રમાણે કથાના મિષથી ચમદડ પણ રાજામા ચોરપણુ સ્થાપીને પોતાને ઘેર ગયો એટલે મહત્ત્વવાળા છત્રીશ ગુણોથી સયુકત એવા આચાર્યની જેમ છત્રીશ રાજગુણોથી દીપ્ત એવો રાજા પોતાના મહેલમા જઈ લલનાઓની લાલિત્ય ભરેલી ક્રીડામા નિમગ્ન થયો

હવે સાતમે દિવસે પણ રાજાએ તેજ પ્રમાણે પૂછયુ, એટલે વિદગ્ધ એવો કોટવાળ રસની એક વિશાળ પ્રપા ( પરબ ) સમાન એવી કથા આ પ્રમાણે કહેવા લાગ્યો —

## ધનશ્રીની કથા.

"અવંતીદેશના મધ્યભાગમા એક સુશોભિત મેખલા સમાન, ખળપુરૂષોથી રહિત અને પુણ્ય સંપત્તિથી સ્વર્ગને જીતનાર એવી ઉજ્જયિની નામની નગરી છે ત્યા ચળકતી કીર્તિ વાળો, સંપત્તિઓનું સ્થાન અને પુણ્યકર્મથી પવિત્ર એવો **યશોભદ્ર** નામનો સાર્થવાહ હતો સમ્યગ્દર્શનથી પવિત્ર આત્માવાળા, સાત ક્ષેત્રમા ધનનો વ્યય કરનાર, સદા સ્વદારસંતોષી અને જગતમા એક ઉત્તમ એવા તેને સતીઓમા શ્રેષ્ઠ અને પુણ્ય–પવિત્ર લાવણ્યરસની એક વાપી સમાન એવી **યશોદા** અને **યશોમતી** નામની બે સ્ત્રીઓ હતી, અને ગૃહવ્યવહારની સંભાળ રાખનારી, ધર્મતત્ત્વથી વિમુખ અને કપટનુ એક સ્થાન એવી **ધનશ્રી** નામની તેની એક વૃદ્ધ માતા હતી તે વ્યવહારથી દેવપૂજાદિક ક્રિયાઓ કરતી પણ વિધવા છતા તે શબ્દાદિક વિષયમા સ્પૃહાવાળી હતી કહ્યુ છે કે —

"પટકુળ પહેરવા, તાબૂલભક્ષણ, નાટક જોવા, શૃંગારરસના ગીત ગાવા કે સાભળવા, દૂધ, દહીં વિગેરેથી ભોજન કરવુ, કર્પૂર કે સુગંધી પુષ્પોનો ઉપભોગ લેવો, મનહર વસ્તુઓ જોવી, સિંદૂર, કાજળ, અળતો અને કુંકુમ વિગેરેથી શરીરને શણગારવુ, સીમંત કરવુ, દ્યૂત કે જળ ક્રીડા કરવી, મશ્કરીમા બોલવુ ઘણા અને મનહર અલંકારો પહેરવા, માથામા પુષ્પ વિગેરેની રચના કરવી, એકલા ફરવુ, પરને ઘેર જવુ એકાંતમા પુરૂષોને મળવુ, ઘરના દ્વાર આગળ રમવુ અને પલંગ વિગેરે કોમળ અને મોહક શય્યામા શયન કરવુ, આ આચરણો યૌવનવયમા ઉન્માદના હેતુ હોવાથી કારણ વિના કુલીન વિધવાને કદી પણ કલ્પે નહિ (તેમા પ્રવૃત્તિ કરવી યોગ્ય નથી.)"

એકદા વ્યવસાયને માટે દૂરદેશાંતરમા જનારે એવા સાર્થવાહે વિવિધ પ્રકારના કરિયાણુ લીધા પછી સાજે વાળુ કરવા રાત પડી જવાના ભયથી અત્યંત ઉતાવળથી એકાકીજ પોતાને ઘેર આવવા

તેણે અશોકવાડીમા એક વૃક્ષના થડ ઉપર પડેલી સ્ફટિકસમાન ઉજ્વલ એવી પોતાની માતાની સાડી જોઈ 'શુ આ માતા અહીં ભૂલી ગઇ હશે ? અથવા તો બીજુ કોઈ અહીં લાવેલ હશે ?' આ પ્રમાણે તર્ક કરી તે છાની રીતે તેને જેટલામા જુએ છે, તેટલામા તેણે કોઇક વૃદ્ધપુરૂષની સાથે મળેલી, રાગના આવેશમા આવેલી અને લજ્જારહિત એવી પોતાની જનનીને ત્યા દીઠી તેને જોતાજ પુણ્ય સપત્તિઓના નિવાસરૂપ એવો તે વિચાર કરવા લાગ્યો કે — " અહો ! કદર્પ ( કામ ) દેવનુ શાસન દુરતિક્રમ છે કારણ કે આ યૌવનાતીત ( વૃદ્ધા ) છે, જરાથી આક્રાંત છે અને તપસ્વિની છે, છતા ભૂતાવિષ્ટની જેમ વિષયથી વિહ્વલ બની ગઇ લાગે છે રકથી રાજાપર્યત સર્વ કોઇ શરીરધારી પ્રાણી સ્મર (કામ) ગ્રહથી વિડબના પામી વ્યાકુલ બની જાય છે કહ્યુ છે કે —

" किमु कुवलयनेत्रा॰ सति नो नाकनार्य–
स्त्रिदशपतिरहिल्या तापसीं यात्सिषेवे ।
हृदयतृणकुटीरे दीप्यमाने स्मराग्ना–
वुचितमनुचित वा वेत्ति कः पंडितोपि " ॥ १ ॥

' કુવલય જેવા નેત્રવાળી એવી દેવાગનાઓની શુ ઇંદ્રને ખોટ હતી ? કે તે અહિલ્યા તાપસીમા આસક્ત થયો ખરેખર ! હૃદયરૂપ પર્ણકુટીમા સ્મરાગ્નિ દીપ્યમાન થતા પડિત પણ કોણ ઉચિત કે અનુચિતને સમજી શકે છે ?" તેમજ વળી —

" सव्वगहाण पभवो, महागहो सव्वदोसपायट्ठि ।
कामग्गहो दुरप्पा, जेणभिभूय जग सव्व " ॥१॥

"સર્વ ગ્રહોનુ ઉત્પત્તિસ્થાન, સર્વ દોષોનો ભડાર એવો કામગ્રહ તે મહાગ્રહ છે જે દુરાત્મા સર્વ જગતને પરાભવ પમાડે છે " આધારભૂત માનેલી એવી સાસુ વૃદ્ધ છતા જ્યા દુરાચારિણી દેખાય, ત્યા કુળવધૂઓની શી દશા થાય ? કારણ કે —

" मूलविणट्ठा वल्ली, ज जाणह त करिज्ज सुण्हाओ ।
अत्थाए पगुरण दिट्ठ एरडमूलम्मि " ॥१॥

" હે સુજ્ઞો ! વેલડી મૂળમાથી વિનષ્ટ થઇ છે માટે જેમ યોગ્ય લાગે તેમ કરો કારણ કે એરડના મૂળમા પોતાનુ વસ્ત્ર મૂકીને વિલાસ કરતી અબાને મે જોઈ "

આ પ્રમાણે સ્વરૂપ વિચારીને જાગ્રત થયેલા વૈરાગ્યથી રગિત એવા તે સાર્થવાહે ન્યાયોપાર્જિત પોતાની સર્વ સપત્તિને યોગ્યસ્થાને વાપરીને પોતાની બને પ્રિયા સાથે જિનચદ્ર ગુરૂની પાસે સર્વ સુખની સખી તુલ્ય એવી આર્હતી દીક્ષા અગીકાર કરી લીધી પછી તપસ્યાને આચરતા, પચમહાવ્રત પાળવામા ધુરધર, ત્રણ ગુપ્તિથી પવિત્રાત્મા, નિરતર પચસમિતિમા સાવધાન, પોતાના આત્માની જેમ છકાય જીવની રક્ષાકરનાર, શિક્ષામા વિચક્ષણ, બેતાલીશ દોષ રહિત શુદ્ધ આહાર લેનાર, ત્રણ દડથી નિવૃત્ત, ચાર કષાયને સારી રીતે જીતનાર, નવ વાડસહિત શશી સમાન નિર્મળ શીળનુ પાલન કરનાર, સામ્યામૃતના સરોવરમા મગ્ન અને પરીષહોને સહન કરનાર, એવા તે મુનિ કેવળજ્ઞાન પામીને પરમ પદ પામ્યા હે રાજન્! આ પ્રમાણે સાર્થવાહની કથા સાભળતા રસાવેશને વશ થવાથી મને વધારે વખત થઈ ગયો "

આ પ્રમાણે સાતમે દિવસે તો રહસ્યને સૂચવનાર એવો તે યમદડ નગરવાસીઓને તે વૃત્તાન પ્રકાશીને પોતાને ઘેર ગયો પછી રાજા બહુ વખત વિષય ( દેશ ) વિગેરેનો વિચાર કરી મધ્યમ પ્રાણી જેમ સવેગમા જાય, તેમ તે પોતાના આવાસમા ગયો

પછી આઠમે દિવસે ક્રોધાગ્નિથી અધિક જાજ્વલ્યમાન થતો, અનેક રાજાઓ, સામતો, મત્રીઓ અને શ્રેષ્ઠીઓથી પરવરેલો અને વાસુદેવની જેમ ઉદ્ધત એવો રાજા દેવપૂજાદિક યથોચિત પ્રાત કર્મ કરીને સિહાસનપર આવી બિરાજમાન થયો તે વખતે યમદડને બોલાવીને અને નીતિમાર્ગનુ ઉલ્લઘન કરીને મદોન્મત્ત એવો રાજા પુરલોકોની સમક્ષ તેને આ પ્રમાણે પૂછવા લાગ્યો —

રે દુષ્ટ! હે દુરાચાર! નગરની લક્ષ્મીને ચોરનાર અને પાપનો પૂર એવો ચોર ક્યાંઇ પણ તારા જોવામા આવ્યો?" એટલે જેની અદીન વદનકાંતિ છે એવો તે દુર્ગપાલ બોલ્યો કે —"હે સ્વામિન્! બરાબર તપાસ કરતા પણ તે મારા જોવામા ક્યા આવ્યો નહિ" પછી રાજાએ નગરના સર્વ લોકને બોલાવીને રોષના સભારરૂપ સિંદૂરથી લોચનને રક્ત કરી તેમને કહ્યુ કે —"હે નગરજનો! ધૂર્તતાથીજ હુ વિગેરેની અવજ્ઞા કરતા પોતાની ચતુરાઈ દેખાડીને એણે સાત દિવસો ગુમાવ્યા હવે જો ચોર સહિત તે રાજવસ્તુઓ એ અર્પણ નહિ કરે, તો હુ એનો નિગ્રહ કરીશ" આ પ્રમાણે રાજાનુ લુચ્ચાઈ ભરેલુ વચન સાભળીને ચોરના ચિન્હો લાવીને તરત તેણે હાજર કર્યાં રાજાની બે પાદુકા, મત્રીની મુદ્રિકા અને પુરોહિતની સુવર્ણ સૂત્રમય જનોઇ —'હે ભૂપતે! તમે પ્રસન્ન મનથી અવલોકન કરો, આ બધી ચોરને ઓળખવાની ચીજો છે' એ પ્રમાણે તેણે કહ્યુ પોતાની પાસે પડેલી તે ચીજોને જોઇને રાજા વિગેરેના મુખકમળ મ્લાન થઈ ગયા અને મનમા તેઓ અધિક સાશક બની ગયા હવે રાજપુત અને મત્રીસુત વિગેરે તથા સામત અને શ્રેષ્ઠી લોકો પૂર્વે પણ એ વૃત્તાતને જાણતા હોવાથી આ પ્રમાણે નિર્ણય કરવા લાગ્યા —"આ ચિન્હોથી મ્લાન મુખ કમલવાળા અને ક્રૂર કર્મ કરવાવાળા એવા રાજા, મત્રી અને પુરોહિતજ ચોર લાગે છે" જ્યા મત્રી અને પુરોહિત સાથે રાજા પોતે ચોરી કરે, ત્યા લોકોને ખરેખર! વનનુ શરણ લેવુ યોગ્ય છે ચેટક વૃત્તિવાળો રાજા ન્યાયપાલક અને ખ્યાતિશાળી એવા ભૃત્યવર્ગ ઉપર પ્રાય અદેખાઈ કરે છે પછી મહાજને ત્યા પરસ્પર વિચાર કરીને નિર્ણય કર્યો કે —"નગરમા જો આ દુરાચારી હશે, તો ભવિષ્યમા આપણને કુશળતા મળવાની નથી માટે કોઈ ઉપાયથી દુરાશયોને દૂર કરીને તેમને સ્થાને તેમના આ મહાશય પુત્રોને સ્થાપન કરવા વધારે ઉચિત છે કહ્યુ છે કે —

"मित्र शाठ्यपर कलत्रमसतीं पुत्र कुलध्वासिन,
मूर्खं मन्त्रिणमुत्सुक नरपतिं वैद्य प्रमादान्वितम् ।

देव रागयुत गुरूं विषयिण धर्मं दयावर्जित,
यो नैव त्यजति प्रमोहवशतः स त्यज्यते श्रेयसा ” ॥१॥

“ શઠ મિત્ર, અસતી ભાર્યા, કુળધ્વંસી પુત્ર, મૂર્ખ મંત્રી, ઉત્સુક રાજા, પ્રમાદી વૈદ્ય, રાગી દેવ, વિષયી ગુરૂ અને દયાવર્જિત ધર્મ—એમનો જે મોહના વશથી ત્યાગ કરતો નથી, તે કલ્યાણથી તજાય છે ” આ પ્રમાણે વિચાર કરીને તેઓએ રાજાને વિજ્ઞપ્તિ કરી કે —“ હે પ્રભો! જેમની આ વસ્તુઓ છે, તેઓ ચોર છે ” ‘ આપણુ આ કાર્ય પાર ન પડયુ ’ આ પ્રમાણે વિચાર કરીને રાજા વિગેરે તે વખતે યમદંડ પર દંડ કરવા સમર્થ ન થયા જેનો ન્યાય મિત્ર હોય અને નગરલોક પક્ષ કરનાર હોય, તેવા માણસથી તો રાજા પણ શંકે છે, તો બીજા સામાન્ય જનની તો વાતજ શી કરવી ? પછી પ્રપંચ રચીને તેમને દૂર કરીને મહાજને અનુક્રમે તેમના ન્યાયશાલી પુત્રોને તે પદપર સ્થાપ્યા

આ પ્રમાણે સર્વલોકની સાથે વિરોધ કરવાથી તેઓ પોતાના સ્થાનથી ભ્રષ્ટ થયા અને બહુ અપમાન પામ્યા માટે વિરોધ કરવામા સાર નથી તો હે મહાદેવ! કોઈ ધીમાનની સાથે વિરોધ ન કરવો અને વિશેષતાથી ઘણા લોકોની સાથે તો તે નજ કરવો પરાભવ પમાડીને જેવા તેવા સામાન્ય જનની પણ બુદ્ધિમાને કદી ઉપેક્ષા ન કરવી. એમ નીતિવેત્તાઓ કહી ગયા છે જેવા તેવા જનને પણ કદી પરાભવ ન કરવો કારણ કે એક માત્ર ટીટોડીએ સમુદ્રને વ્યાકુલ કરી નાખ્યો હતો

પછી સુયોધન રાજા તે દેશનો ત્યાગ કરી મંત્રી અને પુરોહિત સાથે દેશોદેશ ભમતા શુદ્ધ ધર્મના પ્રકાશક એવા ધર્મઘોષ ગુરૂનો સમાગમ પામીને સંવેગ અને નિર્વેદ ઉત્પન્ન થતા તેણે ચારિત્ર અંગીકાર કરી લીધુ પુણ્યવંત પ્રાણીઓની પ્રાય બે પ્રકારનીજ સ્થિતિ હોય છે સામ્રાજ્યલક્ષ્મીનો ભોગ અથવા તો ચારિત્રસંપત્તિનો યોગ

આ પ્રમાણે વિરોધના ફળને સૂચવનાર, પૃથ્વી પર પ્રસિદ્ધ અને મંત્રીશ્વરે કહેલ એવું સુયોધનરાજાનું ચરિત્ર સાભળીને શ્રેણિક રાજા અદ્‌ભુત હર્ષ પામ્યો.

॥ इति श्रीसम्यक्त्वकौमुद्यां तपागच्छनायकश्रीसोमसुंदरसूरिश्रीमुनिसुंदरसूरिश्रीजयचंद्रसूरिशिष्यैः पंडितजिनहर्षगणिभिः कृतायां द्वितीयः प्रस्तावः ॥





## ॥ तृतीय प्रस्ताव. ॥





પછી વિદ્વજ્જનોને સતુષ્ટ કરવામા કલ્પવૃક્ષ સમાન એવા રાજાએ ક્ષણવાર મનની વૃત્તિઓને સ્થિર કરવા માટે એકાગ્રતાથી દેવગુરૂનુ ધ્યાન કર્યું પરતુ પાચ ઇંદ્રિયોના વિષયમા અતિ આસક્ત અને ચચલતા લક્ષણવાળુ એવુ રાજાનુ મન ક્ષણવાર પણ સ્થિરતા ન પામ્યુ મલ ( મેલ ) ધરવુ અને કષ્ટ વેઠવુ સુગમ છે, પણ ખરેખર ! પોતાનુ મન વશ કરવુ એ પ્રાણીઓને અતિદુષ્કર છે કુતુહલના આવેશથી તરગની જેમ ચચલમનવાળા એવા મગધાધિપે પુન અભયકુમાર મત્રીશ્વરને કહ્યુ — “ હે મહામતે ! અત્યારે તે જે કહ્યુ, તે યોગ્યજ છે કારણ કે હાથીને માટે ઉદરોએ પણ રાજાને વ્યાકુલ કરી મૂક્યો હતો હવે અત્યારે જો આપણે ઉધાનમા જઇએ તો માણસોની સાથે વિરોધ થાય અને તે વિરોધથી લક્ષ્મીની હાનિ અને કર્મબધન થાય પરતુ કૌતુકથી આક્રાત થયેલુ અને ચચલ થતુ મારૂ મન નગરીમા સામાન્ય લોક જોવાને અધીરૂ થાય છે ” ‘ વિચક્ષણ પુરૂષોએ રાજાનુ ચિત્ત ગમે તે કાર્યમા જોડી દેવુ ’ એ પ્રમાણે વિચારીને ‘ બહુ સારૂ ’ એમ પ્રધાને રાજાને કહ્યુ

પછી અજનના પ્રયોગથી અદશ્ય રૂપ કરીને વિવિધ પ્રકારના આશ્ચર્ય જોતા અને વિવિધ વાણી સાભળતા એવા તે રાજા અને મત્રી રાત્રિએ નગરમા ચતુષ્પથાદિક માર્ગ, પ્રપા અને દેવકુલ વિગેરે સ્થળે ભમવા લાગ્યા એટલામા રાજાએ કોઇક પ્રાણીની છાયા (પડછાયો) જોઇ, પરતુ બારીકાઇથી તપાસ કરતાં પણ તેનુ રૂપ ક્યાઈ

જોવામા ન આવ્યુ એટલે તેણે પ્રધાનને પૂછયુ કે –" જાણે એકત્ર પિંડીભૂત થયુ હોય એવુ આ અત્યત ચચલ તિમિર ભૂમિપર શાથી દેખાય છે ? " આ સાભળી પ્રધાને કહ્યુ કે –" હે સ્વામિન્ ! સિદ્ધાજનની કળા જાણનાર, ચૌરકર્મથી પ્રસિદ્ધ અને કપટનો એક ભડાર એવો લોહખુર નામનો એ ચોર છે તે રાત્રિએ શરીરને અ દશ્ય બનાવીને ન્યાયશાલી ધનવતોના ઘરમા ચોરી કરે છે એ નાના પ્રકારના રૂપપરાવર્ત્તની વિદ્યાથી બહુ ગર્વિષ્ઠ થઈ ગયો છે, તેથી કોઈ પણ એને પકડવાને કદી સમર્થ થઈ શકતો નથી " આથી રાજાએ કહ્યુ કે–" એ કોને ઘેર જાય છે, તે જાણવાને આપણે એની સાથે જઇએ ' એમ કહીને વિચિત્ર આશ્ચર્ય જોવામા આસક્ત એવો રાજા મત્રીસહિત તેની પાછળ જતા જતા ત્યા નગરમા ભમ્યો પછી ક્રૂર-કર્મનો અવધિ એવો તે ચોર જતા જતા અનુક્રમે અર્હદ્દાસ શેઠને ઘેર પહોચ્યો

એવા અવસરમા સમૃદ્ધિમા નરેદ્રસમાન એવો તે શ્રેષ્ઠી વર્ય આઠ ઉપવાસવાળી એવી પોતાની પ્રિયાઓને આ પ્રમાણે કહેતો હતો —" આજે હર્ષિત થતી અને અલકારોને ધારણ કરતી એવી સર્વ લલનાઓ રાજાના આદેશથી કૌમુદીમહોત્સવને માટે ઉદ્યાનમા ગયેલી છે પરતુ શ્રીમાન્ શ્રેણિકરાજાને વિનયથી વિનવીને જિનભગ વતના સ્નાત્રોત્સવાદિકને માટે દિવસે તમોને મે ઘેર રાખી છે હવે જો લૌકિક ઉત્સવને માટે તમારૂ મન ઉત્સુક હોય, તો તમે પણ ખુ શીથી ઉદ્યાનમા જાઓ હુ હવે સદ્ધર્મધ્યાનમા મન રાખી પ્રથમ દ્રવ્યપૂજા કરી પછી ભાવપૂજા કરીશ " આ પ્રમાણે પોતાના પ્રાણ પ્રિયનુ કથન સાભળીને તેઓ વિનયથી નમ્ર બનીને કહેવા લાગી — " હે પ્રભો ! આજે અમારે આઠ ઉપવાસ થયા વળી મુમુક્ષુ આત્મા ઓને ઉપવાસને દિવસે પાપથી નિવૃત્તિ અને સદ્ગુણોની સાથે વાસ કરવો યોગ્ય છે માટે ઉત્સવને નિમિત્તે ઉદ્યાનમાં જવુ અમને યોગ્ય નથી, પણ આપની સાથે ભગવતની દ્વિવિધ પૂજા કરવી ઉચિત છે જગતમા એક સૂર્ય સમાન એવુ જિનેશનુ કથન જે જાણે છે, તેનુ

मन सासारिक उत्सवना आरभमा प्रवृत्त थतु नथी. आ लोक स बधी सुख आपवावाळा एवा उत्सवो बधा सुलभ छे, पण बने लोकमा सुख आपवावाळी एवी भगवतनी भक्तिज एक दुर्लभ छे " आ साभळी श्रेष्ठीए कह्यु के —" आवा प्रौढ उत्सवमा पण तमारा मननी आवी धर्मदृढता छे, तेथी तमे धन्यतम छो अने निश्चित तत्त्वज्ञ छो पवनथी उडता आकडाना रूनी जेम लोक प्रवाहथी सुज्ञ स्त्रीओनु मन पण प्राय चचल जोवामा आवे छे उचा प्रासादना शिखरपर गुण ( ततु–दोरी ) ना समूहथी बाधवामा आवेल अने स्वभावथी निर्मल छता ध्वजा वायुना योगथी कपे छे ( चचल थाय छे )"

आ प्रमाणे कही पवित्र थई प्रौढभावथी भावित एवो ते श्रेष्ठी पोतानी प्रियाओ सहित पोताना घरदेरासरमा गयो. त्या जेमने धर्म प्रिय छे एवी पोतानी प्रियाओ साथे श्रद्धाथी समृद्ध एवो ते विधिपूर्वक परमेश्वरनी द्रव्यपूजा करीने भावपूजाने माटे आ प्रमाणे स्तुति करवा लाग्यो —" जगतना आनदरूप कदने पल्लवित करवामा मेघ समान एवा हे नाथ ! तमे जय पामो. योगींद्रोना हृदयकमळमा विलास करवाथी एक हससमान एवा हे भगवत तमे जयवत वर्तो. सर्व अतिशय सपन्न, सर्व अभीष्ट फळ आपवावाळा, सर्वज्ञ, सर्वदर्शी सर्वस्वरूपी एवा हे विभो ! आप जयवत रहो. देवो अने देवेद्रोथी स्तवायेला एवा हे विभो ! सुधास्वादथी जेम रोगो नष्ट थाय, तेम आपना मात्र नामकीर्त्तनथीज ससारनी सर्व व्याधिओ विलय थाय छे हे देव ! जेने तमारु द्विविध दर्शन सम्यक्रीते थाय छे, तेने जगतमा रहेली उत्कृष्ट सपत्तिओ पगले पगले प्राप्त थाय छे मोक्षलक्ष्मीए सहित अने आवीरीते स्तुति करायेला एवा हे जगन्नाथ ! आप प्रसन्न थाओ अने मने परमानद ( मोक्षनी ) सपत्तिनुं स्थान बनावो " आ प्रमाणे जगदीश्वरनी स्तुति करीने प्रियाओथी प्रेरित थयेला अने कलुषताने दूर करनार एवा ते चतुरश्रेष्ठीए सगीत पण कर्युं विश्वत्रयमा सर्वने

આશ્ચર્યકારક એવા તેના પૂજનવિધિને જોઈને ચોરની સાથે આવેલ મંત્રીસહિત રાજા વિચાર કરવા લાગ્યો કે —" અહા ! ગૃહસ્થજ નામા વસુધાપર આ શ્રેષ્ઠીજ પ્રથમ વખાણવા લાયક છે, કે જિનેશ્વરપરની આવા પ્રકારની ભક્તિ જેના હૃદયમા જાગ્રત છે કહ્યુ છે કે -

"भक्तिर्जिनेषु दृढता जिनभाषितेषु, श्रद्धा च धर्मकरणेषु गुणेषु रागः।
दानेषु तीव्ररुचिता विनयेषु वृत्तिः, कस्यापि पुण्यपुरुषस्य भवत्यवश्यम्।१।

" જિન ભગવતપર ભક્તિ, જિન વચનપર શ્રદ્ધા, ધર્મકૃત્યમા દૃઢતા, ગુણોપર અનુરાગ, દાનમા તીવ્ર રૂચિ અને વિનયથી વર્ત્તન-આ ગુણો ખરેખર ! કોઈ પુણ્યવત પુરૂષનેજ પ્રાપ્ત થાય છે " પછી મુક્તિવધૂની દૂતીસમાન એવી ભાવાર્ચના કરીને નિવૃત્ત થયેલા અને જગદુત્તમ એવા શ્રેષ્ઠીને તેમની કાંતાઓ કહેવા લાગી કે -" હે સ્વામિન્ ! મેરૂની જેમ દેવતાઓથી પણ લેશ ચલાયમાન ન થાય એવુ સમ્યકત્વ આપના હૃદયમા શી રીતે પ્રાપ્ત થયુ ?' આ સાભળીને શ્રેષ્ઠી તેમની આગળ યથાસ્થિત અર્થસયુક્ત અને સમ્યકત્વ માર્ગનો પ્રકાશ કરવામા દીપિકા તુલ્ય એવી કોમળવાણીમા બોલ્યો -

## અર્હદ્દાસ શેઠની કથા.

" પહેલા આજ નગરમા કમલ સમાન લોચનવાળો અને શત્રુઓથી અજિત એવો **પ્રસેનજિત** નામે રાજા હતો, દાનગુણથી જેણે લોકો પાસે **જીમૂતવાહનનુ** સ્મરણ કરાવ્યુ, ધર્મથી યુધિષ્ઠિરનુ અને ન્યાયથી રામચદ્રનુ સ્મરણ કરાવ્યુ જેનો પવિત્ર શોભાલક્ષ્મીવાળો એવો શ્રેણિકરાજા અત્યારે પ્રજા જ્યા સદા પ્રસન્ન રહે છે અને જ્યા અતિશય પુણ્યના કામ થાય એવુ અદ્‌ભુત સામ્રાજ્ય ભોગવે છે ગુરૂની જેમ તે ભૂપાલથી પરિપાલન કરાતી એવી પ્રજાને ભૂતલપર ક્યા પણ પરાભવનો સતાપ પ્રાપ્ત થયો ન હતો જેની શીતલ છાયાતળે રહેલા લોકો ઈંદ્રને એક તૃણસમાન પણ માનતા ન હતા અને મુનિઓ પણ તેના જેવા શુદ્ધ સમ્યકત્વની સ્પૃહા કરતા હતા અહીં શ્રેષ્ઠ જનોમા અગ્રેસર, વિચક્ષણ, રાજમાન્ય, લક્ષ્મીનુ એક ધામ અને સર્વ જીવોપર કૃપાળુ એવો **જિનદત્ત** નામે શેઠ

હતો. જેણે પોતાના ઘરની પાસે જિન ભગવતનુ સસારસાગરમા નાવસમાન એવુ સહસ્રકૂટ નામનુ ચૈત્ય કરાવ્યુ છે કહ્યુ છે કે —

" रम्य येन जिनालय निजभुजोपात्तेन कारापित,
मोक्षार्थं स्वधनेन शुद्धमनसा पुसा सदाचारिणा ।
वेद्य तेन नरामरेंद्रमहित तीर्थेश्वराणा पद,
प्राप्त जन्मफल कृत जिनमत गोत्र समुद्योतितम् " ॥१॥

" જે સદાચારી પુરૂષે શુદ્ધ મનથી સ્વભુજોપાર્જિત સ્વધનથી મોક્ષને માટે ( સસારથી મુક્ત થવા ) રમ્ય જિનાલય કરાવ્યુ છે, તેને નર, અમર અને ઇંદ્રોથી પૂજિત એવુ તીર્થંકરપદ પ્રાપ્ત થાય છે તેણે પોતાના જન્મને સફલ કર્યો, શાસનનો પ્રભાવ વધાર્યો અને પોતાના ગોત્રને પણ તેણેજ અજવાળ્યુ સમજવુ " કેવળ પરોપકારને માટેજ ગૃહસ્થાશ્રમમા રહેતા એવા તેમને શ્રાવકધર્મ પાળનાર એવો હુ પુત્ર થયો પ્રસેનજિત રાજા લીલાપૂર્વક રાજ્ય કરતો હતો, ત્યારે અહીં એકદા કેશિદેવ આચાર્ય પધાર્યા એટલે આનદી એવો વસુધાપતિ અતપરિપુરથી નિવૃત થઇ જિનદત્ત શેઠની સાથે દેવતાઓથી નમસ્કાર કરાયેલા એવા તેમને નમસ્કાર કરવાને ગયો ત્યા આચાર્ય મહારાજને નમસ્કાર કરીને યથોચિત સ્થાને બેઠા, એટલે નિર્મમ એવા મુનીશ્વરે સમ્યગ્ધર્મનો ઉપદેશ આપવો શરૂ કર્યો —

" સસારમા ચોરાશી લક્ષ જીવયોનિમા વારવાર ભમતા જેમ દરિદ્રને નિધાન પ્રાપ્ત થાય, તેમ પ્રાણીને મનુષ્યદેહ પુણ્યથીજ પ્રાપ્ત થઇ શકે છે તેમા પણ જિનભગવતે કહેલ, સમ્યગ્દર્શનથી શુદ્ધ અને સાધુ તથા શ્રાવકના વ્રતોએ યુક્ત એવા ધર્મની પ્રાપ્તિ તો અતિ દુર્લભ છે એ બને પ્રકારના ધર્મનુ પણ સદ્દષ્ટિ દ્વાર કહેવાય છે અને તે તૃણ, અગ્નિ વિગેરેના દૃષ્ટાતથી અષ્ટધા કહેલ છે તૃણાગ્નિ, ગોમયાગ્નિ, કાષ્ઠાગ્નિકણ, દીપપ્રભાસમાન, રત્ન, તારા, સૂર્ય અને ચદ્રની પ્રભાસમાન—એ રીતે સમ્યગ્દષ્ટિ જીવની આઠ પ્રકારની દૃષ્ટિ હોય

છે કોઇક પ્રાણીને રૂચિથી તૃણાગ્નિ સદશ દષ્ટિ ઉત્પન્ન થાય છે, પરંતુ તે ઉત્પન્ન થતાંજ મોહના ઉદયથી તરત નષ્ટ થઇ જાય છે કોઇકને છાણાના અગ્નિસમાન દીપ્ત હોય છે, કોઇકને કાષ્ઠના અગ્નિ સમાન અને કોઇને દીપ સમાન શુદ્ધતર પ્રભાવાળી દષ્ટિ હોય છે, કોઇકને રત્નની કાંતિ સમાન અને તારાની પ્રભા સમાન ઉલ્લાસાયમાન થાય છે, કોઇને સૂર્યના બિંબ સમાન અને કોઇને ચંદ્રની દીપ્તિ સમાન વધારે પ્રકાશિત હોય છે આ દષ્ટિ જે જે પ્રાણીને ઉત્તરોત્તર હોય, તે તે પ્રાણીની પ્રાજ્ઞ પુરૂષોએ આસન્નસિદ્ધિતા કહેલ છે એ દષ્ટિઓનું શમ, સંવેગ, નિર્વેદ, સર્વ જંતુપર દયા અને તત્ત્વશ્રદ્ધાન—એ અસાધારણ લક્ષણ કહેલ છે જે પ્રાણીને ઔચિત્યાદિક ગુણોથી યુક્ત અને સમ્યગ્દર્શનપૂર્વક દેશવિરતિ યા સર્વવિરતિ પ્રાપ્ત થાય છે, તેનો મનુષ્યભવ અત્યંત શ્લાઘ્ય છે અને સર્વાર્થસાધકપણાને લીધે તે દેવતાઓને પણ પ્રાર્થનીય છે, એમ જિનભગવંતોએ કહેલ છે જે પ્રાણી સમ્યગ્દર્શનથી શુદ્ધ એવું જ્ઞાન અને વિરતિ પામે છે, તેને આ દુર્લભ જન્મ પણ સુલભ થાય છે ”

આ પ્રમાણે દેશના સાંભળીને તત્ત્વને જાણનાર એવા તે જિનદત્ત શેઠે ગુરૂની પાસે સમ્યકત્વયુક્ત અને શ્રાવકને ઉચિત એવો ધર્મ અંગીકાર કર્યો તે વખતે રાજા પણ સમ્યગ્દર્શન સંયુત એવા ગૃહસ્થધર્મનો સ્વીકાર અને ગુરૂમહારાજને નમસ્કાર કરીને પોતાને આવાસે ગયો

## રૂપ્યખુર ચોરની કથા.

હવે એજ નગરમાં ક્લિષ્ટ કર્મના એક સ્થાનરૂપ, નાના પ્રકારની બુદ્ધિનો ભંડાર અને પાપનો જાણે એક પૂર હોય એવો રૂપ્યખુર નામે એક ચોર રહેતો હતો જે નગરની અંદર સ્વેચ્છાએ ભમતો સમગ્ર પ્રજાને સંતાપ ઉપજાવતો, રાજાની આજ્ઞાનો ઇન્કાર કરતો અને મંત્રીઓને તૃણ સમાન ગણતો હતો ક્ષણવારમાં તે ચોર બનતો, ક્ષણવારમાં સાધુ, ક્ષણવારમાં સાર્થવાહ અને ક્ષણવારમાં સ્ફુટ રીતે લોકોની અંદર તે એક મોટો ધર્મી બની જતો હતો દાવ નાખવામાં અતિ કુશળ અને વ્યસનોનો એક સાગર એવો

તે એક દિવસ અહોરાત કાતાની જેમ ધૂતક્રીડામા નિમગ્ન થઈ ગયો ત્યા જુગારમા પ્રાપ્ત કરેલુ ઘણુ ધન યાચકોને આપીને ભોજનને માટે ઉતાવળથી ઘર ભણી જતો હતો, એવામા રાજાના ભવન પાસે તેને સર્વ ઇંદ્રિયોને આકર્ષણ કરવામા કાર્મણમત્રસમાન અને સર્વ સુગધિ દ્રવ્યના દર્પને દળી નાખનાર એવી રસવતીની ગધ આવી તેથી રોમાચિત ગાત્રવાળો, પાપનુ એક પાત્ર અને બુદ્ધિરૂપ ઔષધિનો ભડાર એવો તે ચોર ગધથી લલચાઈને વિચાર કરવા લાગ્યો —" અહો ! પદ્મિની પ્રેમદાની જેમ રાજાની રસવતીનો આ પરિમલ ખરેખર ! દેવતાઓને પણ દુર્લભ હશે જેઓ ગૃહસ્થાશ્રમમા રહી નિરતર આવા પ્રકારનુ ભોજન કરે છે, તેઓજ ધન્ય અને તેઓજ આ સસારમા પુણ્યવત જનોમા શ્રેષ્ઠ છે ગૃહસ્થાવાસ સમાન હોવા છતા કેટલાક પુણ્યહીન પ્રાણીઓ ભોજનાવસરે અત્યત દીન અવસ્થાને ધારણ કરે છે કહ્યુ છે કે —

" कुग्रामवास' कुनरेंद्रसेवा, कुभोजन क्रोधमुखी च भार्या ।
कन्यावहुत्व च दरिद्रता च, षड् जीवलोके नरका भवति"॥१॥

" ખરાબ ગામમા વાસ કરવો, કુનરેંદ્રની સેવા કરવી, કુભોજન, ક્રોધમુખી લલના, ઘણી કન્યાઓ અને દરિદ્રતા–એ છ આ જીવલોકમા નરક તુલ્ય છે " માટે પરમાનદના આસ્વાદ–અનુભવ સદશ સુગધી એવી આ રસવતીનો પુણ્યથી પ્રાપ્ત થયેલ લક્ષ્મીની જેમ આજે હુ શા માટે ઉપભોગ ન લઉ ? રાજાથી રક સુધી સર્વ કોઇ પ્રાણી રસનાને વશ થઇ મિષ્ટાન્ન ભોજનને માટે યત્ન કરે છે બ્રાહ્મણ ધનવાન છતા ભોજનના લાભને માટે કષ્ટની દરકાર ન કરતા તે દશ યોજનને પણ વધારે દૂર માનતો નથી " આ પ્રમાણે વિચાર કરીને દુષ્ટબુદ્ધિ એવો તે ચોર સિદ્ધાજનના પ્રયોગથી અદશ્ય રૂપ કરીને રાજાની સાથે ભોજન કરવા બેસી ગયો આ પ્રમાણે રાજાના ભાજનમા ભોજનના આસ્વાદમા લુબ્ધ થઇને ગુપ્તરીતે જમતા તેને કેટલાક દિવસો વ્યતીત થઇ ગયા

એકદા ભોજન કરતા છતા પણ દિવસના ચદ્રની જેમ રાજાને સર્વ રીતે નિસ્તેજ અને દુર્બલ જોઇને મત્રી તેને એકાતમા કહેવા લાગ્યો -" હે સ્વામિન્ ! જીર્ણ પર્ણ સમાન તેજને ધારણ કરતુ એવુ તમારૂ આ શરીર દિવસે દિવસે અત્યત કૃશ થતુ કેમ જોવામા છે? તેથી શુ તમને કોઇ ઉત્કટ આધિ કે વ્યાધિ સતાવે છે? ભોજન બરાબર પચતુ નથી કે ક્ષુધા લાગતી નથી " આ સાભળીને રાજાએ નિર્મળ મનવાળા એવા સચિવને કહ્યુ કે -" હે મત્રિન્ ! કોઇ રોગ પણ અત્યારે મારા શરીરમા બાધા કરતો નથી, પરતુ કૃશતાનુ જે કારણ મારા હૃદયમા રમે છે, તે કારણ જણાવતા મને ઘણીજ લજ્જા આવે છે " આથી પુન મત્રીએ રાજાને કહ્યુ કે -" હે રાજન્ ! શરીરના વિષયમા ઉપેક્ષા યા શરમ કરવી યોગ્ય નથી પ્રાય સર્વ પ્રાણીઓને શરીર ધર્મસમાન હોય છે, તો તેના સ્વરૂપ કથનમા લજ્જા શા માટે કરવી ? શરીરના અભાવે ધર્મ ન થઇ શકે, ધર્મના અભાવે સદ્દગતિ ન મળે અને સદ્દગતિ વિના પ્રાણીને સર્વાગ સુખ પ્રાપ્ત થતુ નથી " આ સાભળીને રાજા બોલ્યો કે -" જો એમ હોય તો તે સાભળો-ઘણો આહાર લેતા પણ પ્રાય મારી ક્ષુધા શાત થતી નથી સામી પ્રાણીઓ જેમ તેમ ભોજન કરીને પણ ઘણા દિવસો કહાડી નાખે છે, પણ અરેખર ! કદી યાચના તો તેઓ કરતાજ નથી " આ સાભળી ભોજનમા અદ્દભુત શક્તિ છતા રાજાની અતૃપ્તિ જાણીને પ્રધાન વિસ્મયયુક્ત મનથી વિચાર કરવા લાગ્યો -" ખરેખર ! વિદ્યા, ઔષધ કે અજનથી શરીરને અદશ્ય બનાવી કોઇ દુર્મુખશેખર ( દુષ્ટશિરોમણિ ) રાજાની સાથે ભોજન કરતો લાગે છે માટે હવે ગમે તેવા ઉપાયથી પણ મારે તેને જાણવો કારણ કે આપત્તિમા રાજા મત્રીઓનેજ પોતાનુ બળ સમજે છે જેઓ આપત્તિમગ્ન પૃથ્વીનાથને શીઘ્ર દુ ખમુક્ત કરે છે, ક પ ( પુરૂષ વિશેષ ) ના જેવી બુદ્ધિવાળા એવા તે મત્રીઓજ શ્લાધ્ય છે અધમ મત્રીઓજ પોતાની આજીવિકા માટે પોતાના રાજાને દુ ખનિમગ્ન થયેલો જોવાને ઇચ્છે છે, પરતુ ઉત્તમ

મત્રીઓ તો તેને સુખી જોવાને ઇચ્છે છે," પછી તેને જોવાને કૌતકી એવા મન્ત્રીએ નાના પ્રકારના ઉપાય કરતા ભોજનાવાસના ભૂતલપર બારીક રજ પથરાવી, તેના દ્વાર આગળ પૂર્વે જેમણે સકેત કરેલ છે એવા અને દુષ્ટ આશયવાળા એવા ખાત્રીદાર પુરૂષોને દ્વાર બધ કરવા માટે રાખ્યા તે મત્રી પણ તે દિવસે ત્યા ભોજનાનાસમા બુદ્ધિથી તેના ચિન્હને જોતો દભથી ગુપ્તરીતે બેસી રહ્યો હવે સ્નાન કરી પવિત્ર થઇ અને જિનભગવતનુ અર્ચન કરીને શ્રીમાન્ રાજા જેટલામા ભોજનને માટે ત્યા આસનપર બેઠો, તેટલામા રસલુબ્ધ એવો તે ચોર ત્યા આવ્યો અને રજમા પ્રતિબિબિત થયેલા ચરણોથી પ્રધાને તેને જાણી લીધો એટલે સકેતિત માણસો પાસે પ્રથમ તેણે દ્વાર બધ કરાવી દીધુ પછી ઘરની અદર લીલા લાકડા અને ઔષધિઓ ગોઠવીને લોચનમાથી અશ્રુપૂર વહેવડાવવામા સમર્થ અને દુસહ એવો ધૂમાડો કરાવ્યો તેના બળથી બને નેત્રમાથી અદ્દભુત અજન ઓગળી ગયુ અને તેજ ક્ષણે તે ચોર સાક્ષાત્ જોવામા આવી ગયો ક્ષણવાર પછી જાણે જગમ પાપનો પૂર હોય એવો તેને ચોર જાણીને કોપથી મુખને આરક્ત કરીને વસુધાપતિ કહેવા લાગ્યો — "અરે દુષ્ટ ! દુરાચાર ! ચોર ! મલિન ! અપવિત્ર એવા તે અમને પણ અપવિત્ર કર્યા " આ પ્રમાણે કહીને રાજાએ ક્રોધ કરી તેને શૂળીએ ચડાવવાનો કોટવાળને આદેશ કર્યો રાજાના સેવકપણાથી તે દુરાશય કોટવાળે પણ વધ્યસ્થાને લઇ જઇ તેને અનેક રીતે માર મારીને પાયમાલ કરી મૂકયો પછી પોતાના કર્મથી પચતા એવા તેને શૂળી ઉપર ચડાવ્યો, એટલે તીવ્ર દુખરૂપ અગ્નિથી સતાપ પામતો એવો તે આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો કે —"અહો ! આ કર્મ વિપાક, અહો ! દુખ પરપરા, અહો ! મારા પાપોનુ ફળ મને અહીંજ મળ્યુ એકવાર કરેલુ કર્મ બીજની માફક જીવોને ભવોભવ કોટિ દુખરૂપે વિપાક આપે છે " આ પ્રમાણે અતિશય દુખના વેગથી વિચાર કરતા એવા તેને તે વખતે સૂર્યના આતપના તાપથી બહુજ તૃષા લાગી તેથી નજીકના લોક પાસે તેણે પાણીની અત્યત

યાચના કરી, પરતુ રાજાના ભયથી તેને કોઇએ પણ પાણી આપ્યુ નહિ એવામા શિષ્ટશિરોમણિ, સર્વ જીવોપર કૃપાલુ અને દુ ખિતો પર અધિક દયાળુ એવા જિનદત્ત શ્રેષ્ઠી ત્યાથી નિકળ્યા એટલે પિપાસાથી અત્યત પીડિત એવા તેણે તેમને જોઇને પાણીની યાચના કરી આથી અન્યનો અર્થ સાધવામાજ પરાયણ એવા શ્રેષ્ઠીએ મનમા વિચાર કર્યો કે —" સર્વ ધર્મોમા જૈન ધર્મ શ્રેષ્ઠ કહેલ છે, તે ધર્મમા પણ જીવદયા અને વિશેષથી દીનદયા મુખ્ય કહેલ છે દુ ખીને જોઇને જેનુ મન દયાર્દ્ર ન થાય, તેના હૃદયમા આર્હત ધર્મનો લેશ ( અશ ) પણ નથી એમ સમજવુ જેઓ પરપ્રાણીઓના દુ ખથી ઉદ્ધાર કરવા ધુરધર છે, તેજ પુરૂષો ધન્ય છે અને તેઓ દેવતાઓને પણ માનનીય છે કહ્યુ છે કે —

" शूरा' सति सहस्रशः प्रतिपद विद्याविदोऽनेकशः,
सति श्रीपतयो निरस्तधनदास्तेपि क्षितौ भूरिश ।
किंत्वाकर्ण्य निरीक्ष्य वाऽन्यमनुज दुःखार्दित यन्मन-
स्ताद्रूप्य प्रतिपद्यते जगति ते सत्पुरुषा' पचपाः" ॥१॥

" જગત્મા શૂરવીર જનો હજારો છે, વિદ્વાનો પગલે પગલે અનેક જોવામા આવે છે અને કુબેરના મદને મરડી નાખનાર એવા શ્રીમતો પણ ઘણા છે, પરતુ અન્ય જનને દુ ખી જોઇને જેમનુ મન દયાર્દ્ર અને તદ્રપ થાય છે, એવા સત્પુરૂષો જગત્મા માત્ર પાચ છજ હશે " આ પ્રમાણે વિચાર કરીને મધુરાલાપથી તેને સતુષ્ટ કરતા શ્રેષ્ઠીએ કહ્યુ કે —' રે ભદ્ર ! જ્યાસુધી મારે ઘેરથી પાણી લાવીને તને આપુ, ત્યાસુધી અનેક ભવના સતાપના સમૂહનો ક્ષય કરનાર અને સુધા સમાન એવા આ નમસ્કારરૂપ મત્રનુ પાન ( સ્મરણ ) કર સર્વ સુખદાયક અને કોટિકષ્ટનો નાશ કરનાર એવા આ પચ નમસ્કારરૂપ મત્રને અતસમયે પુણ્યવત પ્રાણીઓજ પામી શકે છે " આ સાભળીને તે ચોર પણ કહેવા લાગ્યો કે —" હે બધો ! તે દુ ખવારક મત્ર મને આપો " એટલે શ્રેષ્ઠીએ તેને પરમેષ્ઠીનમ

સ્કારરૂપ મત્ર સભળાવ્યો અમૃતના પાન સમાન એવા પચનમસ્કારરૂપ મત્રને પામીને તે ચોર દિવ્ય લક્ષ્મીની વાનકી સમાન એવા મહા આનદને પામ્યો પછી શ્રેષ્ઠી જેટલામા પાણી લઇને તરત ત્યા આવ્યો, તેટલામા તે ચોર મરણ પામીને નવકારમત્રના ધ્યાનથી દેવપણાને પામ્યો પછી મરણ પામેલા એવા તેને જોઇને જિનદત્ત હૃદયમા ખેદ પામ્યો અને વિચારવા લાગ્યો કે —"દીનને દયાપૂર્વક દાન આપવાથી થતુ પુણ્ય મને પ્રાપ્ત ન થયુ પવિત્ર પાત્રના ઉપભોગને માટે અને દીન જનોની પીડાની શાતિને માટે જળ કે અન્ન પ્રમુખ વસ્તુ ભાગ્યવત પુરુષનીજ વપરાય છે" પછી તેની સદ્ગતિને જાણવાની ઇચ્છાથી તેના દેહને જોઇને 'આ દેવ થયો છે,' એમ લક્ષણોથી શ્રેષ્ઠીએ જાણી લીધુ

હવે ચોરની સાથે સ્વજનતાનો સબધ ધરાવનાર પુરુષને જાણવાની ઇચ્છાવાળા એવા રાજસેવકોએ શ્રેષ્ઠીનુ સ્વરૂપ જોઇને રાજાને નિવેદન કર્યું, તે સાભળીને કોપથી તામ્રજેવી જેના મુખની રક્ત કાતિ થઇ છે એવા તે રાજાએ તલાવ કોટવાળને બોલાવીને આ પ્રમાણે કહ્યુ —"હે ભદ્ર ! અતિશય દુષ્ટ આશયવાળા એવા એ શેઠને મયૂરબધથી (એક પ્રકારનુ બધન–જેમા હાથ પગ વિગેરે સખ્ત રીતે બાધવામા આવે છે) બાધીને અને તેના ઘરને મારા નામની મુદ્રા (સીલ) દઇને અહીં લાવો" રાજાના આદેશથી તેને ઘેર જઇને નિષ્ઠુર વચન બોલતો એવો તે તેવીરીતે શેઠને બાધીને રાજસભામા આવ્યો તેની સાથે રાજસભામા આવતા શાતસ્વભાવી એવા શ્રેષ્ઠીએ બને પ્રકારના ભયનો અત આણનાર એવા શુભધ્યાનનો આ પ્રમાણે આશ્રય કર્યો —'ચોત્રીશ અતિશયયુક્ત, મુક્તાફળ સમાન ઉજ્વલ અને જગતનુ રક્ષણ કરનારા તથા શિરસ્થ એવા સર્વ જિનભગવત મને શરણભૂત થાઓ અનત સુખને પ્રાપ્ત થયેલા, વિદ્રુમ (પરવાળા) સમાન રક્ત કાતિવાળા તથા સમગ્ર લક્ષ્મીને વશ કરવામા એક કારણભૂત એવા સિદ્ધભગવતનુ મને શરણ થાઓ પાચ પ્રકારના આચારમા કુશળ, અગ (અગ્યાર અગ) ની રક્ષા કરવા

વાળા, અનગ ( કામદેવ ) નો જય કરવાવાળા અને સુવર્ણ જેવા વર્ણવાળા આચાર્ય મહારાજનુ મને શરણુ થાઓ અગ અને ઉપાગ વિગેરે સિદ્ધાંતનો અભ્યાસ કરવામાં સાવધાન મનવાળા અને નીલવર્ણવાળા એ ૫ ઉપાધ્યાય મહારાજ મારા દુરિત ઉદયને નષ્ટ કરો પચમહાવ્રતને ધારણ કરનારા, ધીર, સાવદ્યસસર્ગનો ત્યાગ કરનારા અને બને પ્રકારે મેઘચ્છાયા ( મારા પાપની શ્યામતા ) નુ હરણ કરનારા અર્થાત્ કૃષ્ણવર્ણવાળા એવા સાધુઓ મને સિદ્ધિનિમિત્તે થાઓ " આ પ્રમાણેના ધ્યાનરૂપ સુધાના આસ્વાદથી આનદિત થયેલ એવા શ્રેષ્ઠીને તે વખતે ક્રોધના આવેગથી કપતા શરીરવાળા એવા રાજાએ આ પ્રમાણે કહ્યુ —" રે દુષ્ટ! હે દુષ્ટ અભિપ્રાયવાળા! પોતાને મહાયોગી તરીકે ગણાવનાર એવા હે મદમતિ! ચોરની સાથે તુ વાત કરવાનો સબધ રાખે છે, જે ચોરની સાથે એકાતમા રહીને વાતચિત કરે છે, તેને સજ્જન પુરૂષો યોગ્ય કહે છે, માટે રાજાને તેનો નિગ્રહ કરવો ઘટે છે એ ચોરે જે દ્રવ્ય હરણ કર્યુ છે, તે જો નહિ આપે, તો તને પણ ચોરની માફક હુ દડ ( શિક્ષા ) કરીશ " આ સાભળીને જિનદત્તે કહ્યુ છે —" હે દેવ! મે તેની સાથે માત્ર ધર્મવાર્ત્તાજ કરી છે, પરતુ તેની સાથે મારે કોઇ પ્રકારનો સબધ નથી " આ તેના કથનને કોપથી માન્ય ન કરતા દુષ્ટબુદ્ધિ રાજાએ દૈત્યસમાન એવા ક્રૂર માણસોને તેના વધને માટે આદેશ કર્યો. " ' સ્વામીનો હુકમ થતા સેવકોને કૃત્યાકૃત્યનો વિચાર કરવો યુક્ત નથી ' એ વાક્યને અનુસરીને રાજાના હુકમ પ્રમાણે તેઓ તેમ કરવા જેટલામા તૈયાર થયા, તેટલામા નભોમડળ ઘોર અધકારથી વ્યાપ્ત થઈ ગયુ, બ્રહ્માડને ભેદી નાખે તેવા મોટા ઘોર શબ્દો થવા લાગ્યા અને આકાશમાથી પડતા રજના પૂરથી વ્યાકુળ થયેલા રાજા અને અમાત્ય પ્રમુખ સભામા બેઠેલા બધા મૂર્છિત થઈ ગયા ' આ શુ ' એમ બોલતા નગરવાસીઓ બધા શકિત થઇ ગયા, હસ્તિ, અશ્વપ્રમુખ બધી સેના પગલે પગલે કપવા લાગી આથી ભયભ્રાંત થઇને રાજાએ પ્રધાનને કહ્યુ

કે —“ કપાત કાળસમાન આ નગરમા શુ થયુ ? દેવ, દાનવ, યક્ષ કે રાક્ષસ–કોઇ પણ કુપિત થઇને નગરમા આવા પ્રકારનો ઉપદ્રવ કરે છે માટે શીઘ્ર એવા ઉપાય ક્યો કે, જેથી નગરમા શાતિ થાય વિષમ કાર્ય ઉપસ્થિત થતા મત્રીઓજ તેનુ નિવારણ કરવા સમર્થ થાય છે ” આ સાભળી પ્રધાન પણ ત્યાથી ઉઠી પવિત્ર થઇને ઘણા પુષ્પોની માળા હાથમા લઇને સર્વત ધૂપનો ઉત્ક્ષેપ કરીને બોલ્યો કે “જે કોઈ દેવ આ ઉપદ્રવ કરતો હોય, તેણે અહીં પ્રત્યક્ષ થઇને પોતાની ઇચ્છા પ્રગટ કરવી ” એવામા દિવ્ય આભરણોથી વિભૂષિત અને જાણે સાક્ષાત્ પરબ્રહ્મની જ્યોતિ ઉત્પન્ન કરતો હોય એવો કોઇક દેવતા પ્રગટ થયો એટલે હાથ જોડીને સન્મુખ ઉભેલા એવા રાજા વિગેરેને તેમની ભક્તિને લીધે શાતિ કરવાને ઇચ્છતા એવા તે દેવતાએ કહ્યુ કે –“પવિત્ર પુણ્યની નિપુણતાથી શોભાયમાન, નિરપરાધી અને સદા સદાચાર મા તત્પર એવા આ મારા ગુરૂની હે દુષ્ટો ! હુ જીવતા તમે આશાતના કરી શકો ? માટે તેનુ તમને ફળ આપવાને હુ સ્વર્ગમાથી આવ્યો છુ પોતે શક્તિમાન્ છતા જે પોતાના ગુરૂને થતી પીડા જોઇને બેદરકાર રહે છે (ઉપેક્ષા કરે છે), તેને ભવાતરમા હજારો સકષ્ટ સહન કરવા પડે છે રાજાએ કુપિત થઇને જેને શૂળી ઉપર ચડાવ્યો હતો, તે રૂપ્યખુર નામનો ચોર હુ દેવતા થયો છુ મૃતાવસ્થાને પ્રાપ્ત થયેલા અને જળની યાચના કરતા એવા મને કરૂણાના પૂરથી પરિપૂર્ણ મનવાળા એવા તે શ્રેષ્ઠીએ મોક્ષલક્ષ્મીના એક કોલરૂપ એવો પરમેષ્ઠીનમસ્કાર મત્ર આપ્યો અને તેના પ્રભાવથી હુ પહેલા દેવલોકમા દેવતા થયો છુ માટે જે આ મહાત્માને સતાપ ઉપજાવશે, તે દિવ્ય પ્રભાવથી તરત ભસ્મ થઈ જશે ” આ પ્રમાણે બોલતા એવા તે દેવને પરિવારસહિત સમ્યગ વિનયવૃત્તિથી રાજાએ તરત શાન્ત પાડયો. પછી જિનદત્ત શ્રાવકને બોલાવીને અને તેનો સારી રીતે સત્કાર કરીને રાજાએ પોતાનો અપરાધ ખમાવ્યો પછી દેવમાયાનો તિરસ્કાર (દૂર) કરીને સ્ફુરાયમાન ઉત્સવની શ્રેણીથી ઉત્કૃષ્ટ ધર્મોન્નતિ કરતા એવા તે દેવતાએ તે આસ્તિક નરરત્નને આગળ કરીને

અને હાથીના સ્કધપર બેસારીને શ્વેત છત્રથી વિરાજિત, અપ્સરાઓ જેને સુદર ચામરો વીંજી રહી છે, નાના પ્રકારના વાજીત્રના મહાનાદથી જ્યા આકાશમડલ ગાજી રહ્યુ છે, નાચતી એવી દેવાગનાઓએ જ્યા સમસ્ત નગરવાસીઓને હર્ષઘેલા બનાવી દીધા છે, આગળ ચાલતા રાજા, અમાત્ય અને કોટવાળથી પરિવારિત એવા અને જગતના હિતકારી એવા મારા પિતાને તે દેવ અમારે ઘેર તેડી આવ્યો પછી મારા પિતાના ભવનાગણમા રત્નવૃષ્ટિ કરીને અને ભક્તિપૂર્વક નમસ્કાર કરીને તે દેવ પોતાના સ્થાને ગયો ”

આ પ્રમાણે શ્રેષ્ઠીનુ વચન સાભળીને એકાતમા બેઠેલો તે રૂપ્યખુર ચોર વિચારવા લાગ્યો કે —“ અહો ! ખરેખર ! કુળક્રમથીજ ચાલી આવતી આ ચૌર્યવૃત્તિ મને પ્રાપ્ત થઈ છે ” તે વખતે દેવની લીલા અને શ્રેષ્ઠીની પરોપકારિતા સાભળીને શ્રેણિકરાજા અને અભયકુમાર હૃદયમા વિચારવા લાગ્યા કે —“અહો ! સપદાના નિધાનરૂપ એવી ધર્મવત પુરુષોની સગતિ જો પુણ્યના સમૂહથી પ્રાપ્ત થાય, તો પછી શુ શુ પ્રાપ્ત ન થઈ શકે ? મહા આનદ અને સુખના આસ્વાદમા નિમગ્ન એવા દેવતાઓ પણ ગુણવત પુરૂષોનો સદા સગ ઇચ્છે છે, તે યુક્તજ છે પોતાના ક્રૂરકર્મથી નરકના માર્ગે પ્રચાર કરનાર એવો આ ચોર, તે શ્રેષ્ઠીના સપર્ક ( સગ ) થી દેવસમૃદ્ધિ પામ્યો કહ્યુ છે કે —

“ जाड्य धियो हरति सिंचति वाचि सत्य,
मानोन्नतिं दिशति पापमपाकरोति ।
चेतः प्रसादयति दिक्षु तनोति कीर्त्तिं,
सत्सगतिः कथय किं न करोति पुसाम् ” ॥१॥

“ સત્સગતિ બુદ્ધિની જડતા હરે છે, વાણીમા સત્યતા આપે છે, માનોન્નતિ કરે છે, પાપને દૂર કરે છે, ચિત્તને પ્રસન્ન રાખે છે અને કીર્તિને સર્વત્ર વિસ્તારે છે હે મિત્ર ! માણસોને તે શુ શુ ફળ નથી આપતી ? ” આ દેવ પણ ખરેખર કૃતજ્ઞજનોમા એક વિશેષ

મ કનરૂપ છે, કે જે શ્રેષ્ઠીએ કરેલ ઉપકારની સ્થિતિ ભૂલી ન ગયો કહ્યું છે કે —

" प्रथमवयसि पीत तोयमल्प स्मरंतः,
शिरसि निहितभारा नालिकेरा नराणाम् ।
उदकममृतकल्पं ददुराजीवितान्तं,
न हि कृतमुपकार साधवो विस्मरंति " ॥ १ ॥

" પ્રથમ વયમા પાન કરેલ એવા સ્વ પ જળનુ સ્મરણુ કરતા નાળીયેરો, માથે ભાર મહન કરીને અને પોતાનુ જીવન અર્પણુ કરીને પણ માણસોને સુધા સમાન એવુ પોતાનુ પાણી આપે છે કારણકે સજ્જનો કરેલ ઉપકારને કદી ભૂલી જતા નથી " પછી પ્રસેનજિત્ રાજા સાત્વિક ગુણના ઉદયથી સાક્ષાત્ મારા પિતાને ઘેર આવીને આ પ્રમાણે તેમની સ્તુતિ કરવા લાગ્યો —" હે શ્રેષ્ઠિન્ ! આ મહીતલપર પુણ્યવત પ્રાણીઓમા તુજ અગ્રેસર છે, કે જે તારી મતિ આ પ્રમાણે પ્રાણીઓનો ઉપકાર કરવામા સદા રમતી રહે છે કહ્યુ છે કે —

" ते तावत्कृतिन• परार्थघटका• स्वार्थाविरोधेन ये,
ये च स्वार्थपरार्थसाधनपरास्तेऽमी नरा मध्यमाः ।
तेऽमी मानुपराक्षसा परहित यैः स्वार्थतो हन्यते,
ये तु घ्नति निरर्थक परहितं ते के ? न जानीमहे " ॥ १ ॥

"જેઓ પોતાના સ્વાર્થનો અવરોધ કરીને પણ પરના અર્થને સાધી આપે છે, તે સજ્જન પુરૂષો ગણાય છે જેઓ પોતાના સ્વાર્થની સાથે પરના અર્થને સાધે છે, તે મધ્યમ પુરૂષો કહેવાય છે, અને જેઓ પોતાના સ્વાર્થને માટે પરનુ હિત બગાડે છે, તે નર રાક્ષસ સમજવો, પરતુ જેઓ નિરર્થક પરના હિતને હણે છે, તેઓને કેવી ઉપમા આપવી ? તે અમે સમજી શકતા નથી " અથવા તો ઉત્તમ જનોનો એવો સ્વભાવજ હોય છે કે, પરતુ હિત સાધવા જતા દુ ખ પડે, તો પણ તેને સુખ માની લે છે કહ્યુ છે કે —

" लंघयति भुवनमुदधे-र्मध्य प्रविशति च वहति जलभारम् ।
जीमूतः सत्त्वहिताः किं न हि कुर्वंति चान्यार्थे " ॥ १ ॥

" મેઘ ભુવનનુ ઉલ્લઘન કરે છે, સાગરના મધ્યભાગમા પેસે છે અને જળભારને વહન કરે છે કારણ કે પરહિતકારક સજ્જનો અન્યને અર્થે શુ શુ નથી કરતા ? " હે ભદ્ર ! શ્રાવકોમા મુખ્ય એવા તારાવડેજ આ નગર પવિત્ર થયુ તારી સ ગતિ ખરેખર ! પ્રાણીઓને પુણ્યના પ્રભાવથીજ પ્રાપ્ત થઈ શકે જિનેદ્રશાસન, સજ્જનસગ સદ્ગુરૂ સેવા અને અવસરે સુપાત્રદાન–એ ઉત્કૃષ્ટ પુણ્યથીજ પ્રાપ્ત થાય છે " આ સાભળીને શ્રેષ્ઠીએ મસ્તક નમાવીને રાજાને કહ્યુ કે – " હે દેવ ! ધર્મના પ્રભાવથી શુ શ્રેય નથી થતુ ? કારણ કે —

' सर्पो हारलता भवत्यसिलता सत्पुष्पदामायते,
सपद्येत रसायन विषमपि प्रीतिं विधत्ते रिपुः ।
देवा यांति वश प्रसन्नमनस. किं वा वहु ब्रूमहे,
धर्मो यस्य नभोपि तस्य सतत रत्नैः पर वर्षति "॥ २ ॥

"જે મનુષ્ય ધર્મનો આશ્રય કરે છે, તેને સર્પ હારસદશ થાય છે, તરવાર એક સુદર પુષ્પમાળા તુલ્ય બને છે, વિષ પણ રસાયન તુલ્ય થાય છે, શત્રુ પ્રીતિ દર્શાવે છે અને દેવતાઓ પ્રસન્ન થઈને તેને વશ થાય છે વધારે શુ કહીએ ? પણ તેને માટે આકાશ પણ સતત શ્રેષ્ઠ રત્નો વરસાવે છે "

એવા અવસરમા પ્રીતિપાત્ર એવા વનપાલકે આવીને નમસ્કાર કરી અજલિ જોડીને રાજાને વિજ્ઞપ્તિ કરી કે —' હે દેવ ! ધ્યાનથી આતરશત્રુઓનો ધ્વ સ કરનારા, શુદ્ધ આચારવત જનોમા અગ્રેસર, સાધુઓથી પરવરેલા, શ્રુતજ્ઞાનીઓમા પ્રખ્યાત અને અખિલ જતુઓને આનદ આપનારા એવા મુનિચદ્રનામના આચાર્ય આપના સર્વર્તુકનામના ઉદ્યાનમા અત્યારે પધાર્યા છે " તે સાભળીને રાજા પરમ આનદ પામ્યો અને વનપાલને તેની ઇચ્છા કરતા અધિક

અને પોતાને ઉચિત એવુ દાન આપ્યુ પછી મત્રી અને શ્રેષ્ઠીસહિત રાજાએ વનમા જઈને પાચ અભિગમ સાચવીને ભક્તિથી વિધિપૂર્વક આચાર્યમહારાજને વદન કર્યું જો ભાવથી જિનેદ્રપૂજન, સાધુવદન અને તીર્થસેવન કરવામા આવે, તો તે સમગ્ર પાપની શુદ્ધિ કરે છે પછી મુનિચદ્રગુરુએ તેમને ભવતાપની શાતિને અર્થે અમૃત રસથી ભરેલી અને સન્માર્ગ આપવાવાળી એવી આ પ્રમાણે ધર્મદેશના આપી —"હે ભવ્યો! જેમ ન્યગ્રોધવૃક્ષનુ પુષ્પ અને સ્વાતિનક્ષત્રનુ જળ દુર્લભ હોય છે, તેમ માનવજન્મ અને જિનશાસનની પ્રાપ્તિ દુર્લભ છે તેમા પણ કલ્પવૃક્ષ, પારસમણી અને દક્ષિણાવર્ત્તશખની જેમ આતરિક તત્ત્વશ્રદ્ધાન અતિદુર્લભ છે દ્વિવિધ ધર્મના મૂળ તુલ્ય અને સસારસાગરના કિનારા તુલ્ય એવા તે સમ્યક્ત્વને જિનભગવતોએ નિસર્ગ, ઉપદેશાદિ ભેદોથી દશ પ્રકારે કહેલ છે કહ્યુ છે કે —

"निसग्गुवएसरूई, आणरूई सुत्तवीजरूइमेव ।
अभिगमवित्थाररूई, किरिआसखेव धम्मरूई" ॥ १ ॥

"નિસર્ગરૂચિ, ઉપદેશરૂચિ, આજ્ઞારૂચિ, સૂત્રરૂચિ, બીજરૂચિ, અભિગમરૂચિ, વિસ્તારરૂચિ, ક્રિયારૂચિ, સક્ષેપરૂચિ અને ધર્મરૂચિ–એ રીતે સમ્યકત્વના દશ પ્રકાર છે" જિનભગવતે કહેલ તત્ત્વોને જે સ્વભાવથી શ્રદ્ધે છે, તે **નિસર્ગરૂચિ** કહેવાય છે તેની પ્રાપ્તિ આ પ્રમાણે કહેલ છે પ્રાણી **નદીપાષાણઘોલકના** ન્યાયથી સાત કર્મોની કઈક ન્યૂન એક કોટાકોટી સાગરોપમપ્રમાણ સ્થિતિ કરીને **યથાપ્રવૃત્તિકરણથી** ગ્રથિ પાસે આવે છે રાગદ્વેષના દુર્ભેદ્ય પરિણામવિશેષને ગ્રથિ કહેવામા આવે છે ગ્રથિદેશની પ્રાપ્તિ થતા પણ કોઈક પ્રાણી રાગદ્વેષને વશ થઈ પુન કર્મોની ઉત્કૃષ્ટ સ્થિતિને બાધે છે જેને મહાવીર્ય ઉત્પન્ન થયેલ છે એવો કોઈક પ્રાણી **અપૂર્વકરણ** કરીને દુરતિક્રમ એવી તે ગ્રથિનુ ક્ષણવારમા અતિક્રમણ કરે છે પછી **અનિવૃત્તિકરણ** કરી તેની અદર અતરકરણ થતા આગ

ઊપર વેદવાના મિથ્યાત્વને વિરલ કરે છે ( વિખેરી નાખે છે ) પછી અતર્મુહૂર્તપર્યંત જે **સમ્યગ્દર્શન** પ્રાપ્ત થાય છે, તે **નિસર્ગરૂચિ** સમ્યકત્વ કહેવાય છે, ગુરૂના ઉપદેશને પામીને જે બુદ્ધિમાન્ નિર્દોષ ધર્મમાર્ગપર શ્રદ્ધા કરે છે, તેને **ઉપદેશરૂચિ** સમ્યકત્વ હોય છે રાગ, દ્વેષ અને મોહના ક્ષયથી જે નવતત્વોને આજ્ઞાના બળથી માને છે,તે **આજ્ઞારૂચિ** કહેવાય છે અગ અને ઉપાગરૂપ સૂત્રનો અભ્યાસ કરતા જે સમ્યકત્વનુ અવગાહન કરે છે, તે **સૂત્રરૂચિ** સમ્યગ્દષ્ટિ ગણાય છે શ્રદ્ધાપૂર્વક એક પદને ધારણ કરતા પોતાની પ્રતિભાના બળથી જે અનેક પદોમા વિસ્તાર પામે, તે **બીજરૂચિ** કહેવાય છે જે મહાત્માએ અર્થથી સમગ્ર શ્રુત જોયુ છે, તેને જિનભગવત અ-ભિગમરૂચિ સમ્યગ્દષ્ટિ કહેલ છે નયના ભેદ અને પ્રમાણોથી જે છ દ્રવ્યોનુ સમ્યગ્ રીતે પ્રરૂપણ કરી જાણે છે, તે **વિસ્તારરૂચિ** કહેલ છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વિનય અને ગુપ્તિની ક્રિયામા જે ઉધમવત હોય, તે **ક્રિયારૂચિ** કહેવાય છે ‘જિનવાકયજ મને પ્રમાણ છે’ એમ જે હૃદયમા માનતો કુદષ્ટિઓપર આસ્થા રાખતો નથી, તે **સક્ષેપરૂચિ** ગણાય છે શ્રુત અને ચારિત્રરૂપ દ્વિવિધ ધર્મને અને ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય વિગેરે દ્રવ્યોને જે શ્રદ્ધે છે, તે **ધર્મરૂચિ** ગણાય છે આ ભેદોમાના દોષવર્જિત એવા એક ભેદને પણ જે સમ્યગ્દષ્ટિ જીવ ધારણ કરે છે, તે અવશ્ય શિવસુખને પામે છે અખિલ સૌખ્યસતતિથી ભરેલા એવા રાજ્યનો ધૂળની રાશિની માફક ત્યાગ કરી સમ્યકત્વથી વિભૂષિત અને અત્યત અદ્ભુત એવા જ્ઞાનક્રિયા સયુકત અને નાના પ્રકારના અભિગ્રહથી સુશોભિત એવી સયમધુરાને વૃષભની જેમ જે પ્રાણી અહીં ધારણ કરે છે, તે ભવ્ય ત્રૈલોકયને સ્પૃહણીય એવા મોક્ષસુખને અલ્પ સમયમા પ્રાપ્ત કરે છે ”

આ પ્રમાણે આચાર્ય મહારાજની દેશના સાભળીને મત્રી અને શ્રેષ્ઠી પ્રમુખ કેટલાક ભવ્યજનોએ સસારસાગરમા નાવસમાન એવા સયમનો સ્વીકાર કર્યો કેટલાક જનોએ બાર વ્રત અગીકાર

કર્યો, કેટલાકોએ શુદ્ધ સમ્યકત્વ અને કેટલાકોએ ભદ્રભાવનો સ્વી કાર કર્યો સર્વ પ્રાણીઓપર કૃપાળુ એવો પ્રસેનજિત્ રાજા સપ દાથી જગતને પ્રેમ ઉપજાવનાર એવા શ્રી શ્રેણિકને રાજ્યપર સ્થાપન કરીને સર્વ કામભોગથી વિરક્ત અને યતિધર્મનો અનુરાગી એવો તે શ્રાદ્ધધર્મનુ આરાધન કરીને વૈમાનિક દેવતા થયો તે અવસરે ચક્ર વર્ત્તી મમાન કાંતિવાળા એવા શ્રેણિક રાજાએ જિન ભગવતના શાસનની પ્રભાવના કરી આ નગરમાજ પૂર્વે મે આ બધુ સાક્ષાત્ જોઇને પ્રથમ ગુરૂ પાસે શુદ્ધ સમ્યકત્વ સ્વીકાર્યુ "

આ પ્રમાણે પોતાના સ્વામીનુ કથન સાભળીને મુદિત થતી તે પ્રિયાઓએ કહ્યુ કે —" હે સ્વામિન્ ! આ આપનુ યથાર્થ કથન અમને રૂચે છે કારણ કે, માત્ર વાછા જેટલુજ ફળ આપનારા એવા ચિંતામણિ પ્રમુખ તો શાશ્વત લક્ષ્મી આપનાર એવા આર્હતધ ર્મના ચરણની રજ સમાન છે " એવામા કુદલતા બોલી કે — " હે સ્વામિન્ ! જેમ દશ હાથ પ્રમાણ હરડે કહેવી તે મિથ્યા છે, તેમ આપનુ અસત્ય કથન મારા માનવામા આવતુ નથી માયાવી જનો બીજાઓને વ્યામોહ પમાડવા પોતાની ક પના પ્રમાણે યુક્તિથી જેમ બોલે છે, તેમ બીજા લોકો સત્ય માની લે છે ' ધર્મથીજ સુખ થાય છે, ' આ ભ્રાંતિ આપના જેવાઓને હોય કારણ કે ધર્મવત જનો પગલે પગલે દુ ખી દેખાય છે કેટલાક લોકો નિરતર પાપ કરતા પણ ગજગામી એવા તેઓ અખ ડ છખ ડ વસુધાનુ મ ડનરૂપ એવુ સામ્રાજ્ય ભોગવે છે " આ કુદલતાનુ કથન સાભળીને શ્રેણિ કરાજાએ પ્રધાનને કહ્યુ કે —" અહો ! આ લલનાના હૃદયમા કેવુ દુરાત્મપણુ છે ? કે મારૂ સર્વ અનુભવેલુ, નાગરિકોએ જોયેલુ અને એના પતિએજ પોતે કહેલુ છતા એ કેમ માનતી નથી ? જે કુ બુદ્ધિ અભવ્ય કે દૂરભવ્ય પ્રાણી હોય, તે બીજાઓએ કહેલ ધર્મની વાતપર શ્રદ્ધા કરતો નથી, એમ જિનભગવતે કહ્યુ છે હવે પ્રભાતે સર્વજનની સમક્ષ એ દુષ્ટ લલનાનો હુ નિગ્રહ કરીશ, કે જેથી બીજો કોઇ ધર્મનો આક્ષેપ કરનાર ન જાગે " આ સાભળી અભયકુમાર

મત્રીએ જણાવ્યુ કે —" હે મહારાજ ! એવા માણસો નગરમા ઘણા નીકળશે, તો આપ કેટલાનો નિગ્રહ કરી શકશો ? એવુ કોઇ કુળ નહિ હોય, એવુ કોઈ ઘર નહિ હોય અને ભૂતલપર એવો કોઈ વશ નહિ હોય, કે જેમા મિથ્યાત્વથી વિમૂઢ થયેલો કોઇપણ પ્રાણી ન વર્ત્તતો હોય હે સ્વામિન્ ! મિથ્યાત્વરૂપ મગરથી વ્યાપ્ત એવા આ સસારસાગરમા કોઈ પુણ્યવત પ્રાણીજ સમ્યકત્વ-રત્નને પ્રાપ્ત કરી શકે છે " તે વખતે ચોર પણ વિચાર કરવા લાગ્યો કે — " મારા પિતાના યથાસ્થિત સ્વરૂપને આ લલના કેમ માનતી નથી ? ખરેખર એ લલના અધમસ્ત્રીઓમા શિરોમણી છે, કે જે પોતાના પ્રાણપ્રિયનુ સત્ય કથન સ્વીકારતી નથી ધર્મજ્ઞ એવા પ્રીતમના કથનને કુલીન સ્ત્રીઓજ માન્ય કરે છે કારણ કે જાત્યરત્નની શ્રેણીમાજ તેજસમૂહ હોય છે પતિપર ભક્તિ, ગૃહાચારની સુઘડતા, પૂજ્યોની સેવા, વિનય અને અતિથિસત્કાર—એ સ્ત્રીઓનો ખરેખર ! શૃગાર ( શણગાર ) છે " પછી જૈનેદ્રધર્મજ્ઞ એવા શ્રેષ્ઠીએ કુદલતાને કહ્યુ કે —" મુગ્ધે ! તુ સમ્યક્તત્વ જાણતીજ નથી જેમના અતરમા નિર્દોષ એવુ જિનેદ્રભગવતનુ વચન દીવાની જેમ પ્રકાશી રહ્યુ નથી, તે મૂઢમતિ પ્રાણીઓજ વિચાર વિનાની ચેષ્ટા કર્યા કરે છે પુણ્ય અને પાપનુ ફળ કોઇક પ્રાણીને આ લોકમા પણ મળે છે, કોઇકને પરલોકમા અને કોઇકને ઉભયલોકમા પ્રાપ્ત થાય છે હે ભદ્રે ! પુણ્યાનુબધી પુણ્ય-અને પાપાનુબધી પુણ્ય એમ પુણ્યના બે પ્રકાર છે, તેમા પુણ્યાનુબધી પુણ્યમા સમ્યગ્જ્ઞાન અને ક્રિયા અને પાપાનુબધી પુણ્યમા અજ્ઞાનકષ્ટ ક્રિયા હોય છે પુણ્યાનુબધી પુણ્યથી પ્રાણી અનુત્તરવિમાનના સુખ પામીને પુન પુણ્યતત્પર થઇને તે કરતા અધિક શ્રેયને સાધી શકે છે અને પાપાનુબધી પુણ્યથી પ્રથમ કઈક સુખ પામે, પણ સેકડો પાપ કરતો તે ભવોભવ દુ ખી થાય છે પુણ્યોદયથી પ્રાણીને સુખ મળે છે, અને પાપોદયથી દુ ખ મળે છે તથા તે બનેનો ક્ષય થતા સિદ્ધિ પ્રાપ્ત થાય છે હે મનસ્વિની ! એમ શાસ્ત્રો કહે છે માટે હે પ્રિયે ! નાસ્તિકભાવનો ત્યાગ કરીને અને આસ્તિકભાવને અગીકાર

करीने જગતને વિષે અદ્ભુત એવુ સર્વજ્ઞધર્મનુ માહાત્મ્ય માની લે." આ પ્રમાણે શ્રેષ્ઠીએ તેને હિતકારી એવી ધાર્મિક શિખામણ આપી, પરતુ મિથ્યાત્વથી મોહિત થયેલા તેના મનમા તે લેશ પણ તે ટકી શકી નહિ

હવે પુન શ્રેષ્ઠીએ કહ્યુ કે — "હે પ્રિયાઓ! મારા સમ્યક્ત્વને સ્થિર કરવાનો હેતુ અત્યારે મે તમારી પાસે સ્પષ્ટ કહી બતાવ્યો માટે હવે પ્રથમ કાતા સમ્યક્ત્વને સ્થિર કરનારૂ અને જયશ્રીનુ કારણ એવુ પોતાનુ સમગ્ર ચરિત્ર મારી આગળ કહે." પોતાના ભર્તારની આ પ્રમાણે આજ્ઞા થતા પ્રસન્ન મુખવાળી થઈને દતની કાતિથી વસુધાને શુભ્ર બનાવતી એવી તે પોતાનુ વૃત્તાત કહેવા લાગી –

"ભુવનમા વિખ્યાત, પૃથ્વીમા જેણે આનદ પૂરી દીધો છે, અને સ્વર્ગનો જય કરનારી એવી અવતીદેશના મધ્યભાગમા ઉજ્જયિની નામની નગરી છે જ્યા શાસ્ત્રનિપુણ ગૃહસ્થ શ્રીમતો અનાદિકાળથી ચા યા આવતા લક્ષ્મી અને સરસ્વતીના વૈરને દૂર કરનાર છે ત્યા શત્રુઓને પરાસ્ત કરનાર, જગતને આનદ આપનાર એવા સ્વરૂપથી દેવતાઓ કરતા પણ સુદર એવો સુરસુદર નામે રાજા હતો પુણ્યનો સાગર એવો જે ભૂપતિ સત્કળાઓ અને સમગ્ર સુખસપત્તિઓને તો એક પ્રિયમેલક તીર્થ જેવો થઈ પડ્યો ચપકમાળાની જેમ શીલરૂપ સુગધને ધારણ કરવાવાળી અને ભૂતલને આનદ આપવાવાળી એવી કનકમાલા નામની તેને રાણી હતી હવે તેજ નગરીમા રાજાનુ પ્રસાદસ્થાન, બુદ્ધિમાન અને સમ્યગ્દૃષ્ટિ જીવોમા મુગટ સમાન એવો વૃષભ નામે એક મોટો શ્રેષ્ઠી હતો જે શ્રેષ્ઠી પાત્રદાન, ગુણ અને પ્રીતિ પ્રમુખ ગુણથી અલકૃત અને વસુધા પરના પુણ્યવત પુરૂષોમા એક અગ્રેસર હતો કહ્યુ છે કે —

"पात्रे त्यागी गुणे रागी, भोगी परिजनै सह ।
शास्त्रे बोद्धा रणे योद्धा पुरुष पचलक्षण" ॥ १ ॥

"પાત્રને દાન આપનાર, ગુણમા રાગ ધરનાર, સ્વજનોની

સાથે સપીને સુખ ભોગવનાર, 'શાસ્ત્રજ્ઞ અને સમરાંગણમાં સંગ્રામ કરનાર-એ પાંચ લક્ષણવાળો ઉત્તમ પુરૂષ ગણાય છે " સતીઓમાં શ્રેષ્ઠ, સ્વપતિને અનુકૂળ અને સાક્ષાત્ લક્ષ્મીસમાન એવી જિનદત્તા નામે તેને સ્ત્રી હતી કહ્યું છે કે —

" अनुकूला सदा तुष्टा, दक्षा साध्वी विचक्षणा ।
एभिरेव गुणैर्युक्ता, श्रीरेव स्त्रीर्न संशयः " ॥ १ ॥

"પતિને સદા અનુકૂળ, પ્રસન્ન, દક્ષ, ઉત્તમ આચારવાળી અને વિચક્ષણ-આ ગુણોથી જે સ્ત્રી યુક્ત હોય, તે સ્ત્રી નહિ, પણ ખરેખર ! લક્ષ્મીજ સમજવી " કુલીન એવી તે કાંતા સાથે વિવેકી શ્રેષ્ઠીએ રાજહંસની જેમ સુખસરોવરમાં ચિરકાલ સુધી લીલા કરી

એકદા દુરિતને દૂર કરનારા અને જાણે જંગમ પુણ્યસંગમ જ હોય નહીં એવા કોઇ ચારણમુનિ તેને ઘેર પધાર્યા સંતજનોને આનંદ આપનારા અને નાના પ્રકારના તપની મર્યાદાને સાચવનારા એવા તે મુનિને જોઇને સૂર્યને જોઇ જેમ પદ્મિની આનંદ પામે તેમ તે આનંદ પામી ભક્તિરાગથી વિકસિત થતા રોમાંચની કંચુકીને ધારણ કરતી એવી તેણે અનંગનું મથન કરનારા એવા તે મુનિમહાત્માને વિધિપૂર્વક નમસ્કાર કર્યાં પછી તેણે આપેલ આસનપર ધર્મલાભ દઇને બેઠેલા એવા તે મુનિ ત્યાં સમતાસુધાને સિંચનારી એવી વાણીથી ધર્મોપદેશ દેવા લાગ્યા —

" મારવાડની ભૂમિ જેવા આ અસાર સંસારમાં કલ્પવૃક્ષસદૃશ જૈનધર્મને પુણ્યવંત પ્રાણીઓજ પોતાની અભીષ્ટસિદ્ધિને માટે પ્રાપ્ત કરી શકે છે તે ધર્મના સર્વચારિત્ર અને દેશચારિત્ર એવા બે ભેદ કહેલા છે અને તત્ત્વશ્રદ્ધાનરૂપ સમ્યકત્વને તેનું દ્વાર કહેલ છે હે ભદ્રે ! સમ્યકત્વવ્રતની શુદ્ધિને માટે પૂર્વ મહર્ષિઓએ તેના સડસઠ ભેદ કહેલા છે, જે સુજ્ઞજનોને સમજવા લાયક છે તે આ પ્રમાણે -

" સાધુઓની સાથે પરમાર્થસંસ્તવાદિક ચાર શ્રદ્ધાનને જિનશાસનમાં સમ્યકત્વના પ્રાણરૂપ કહેલા છે જિનાગમની શુશ્રૂષા,

ધર્મસાધનમા અનુરાગ અને જિનાર્ચાદિકમા વૈયાવચ્ચ-સમ્યક્ત્વના એ ત્રણ લિગ કહેલા છે કહ્યું છે કે —

"परमत्थसथवो खलु, सुमुणियपरमत्थजइजणनिसेवा
वावन्नकुदिट्ठीण य, वज्जणमिह चउर सद्दहण" ॥१॥

"परमागमसुस्सूसा, अणुराओ धम्मसाहणे परमो ।
जिणगुरुवेयावच्चे, नियमो सम्मत्तलिंगाइ" ॥२॥

"પરમાર્થ-તત્ત્વાર્થનો સ સ્તવ, પરમાર્થને સારી રીતે જાણનારા એવા મુનિઓની સેવા, નિન્હવ ( સમ્યક્ત્વભ્રષ્ટ ) અને મિથ્યાત્વીનો ત્યાગ-એ ચાર સદ્દહણા ( શ્રદ્ધાન ) કહેવાય છે પરમસિદ્ધાતની ભક્તિ, ધર્મસાધનમા અત્યત અનુરાગ અને જિનભગવત તથા સાધુ મુનિરાજની વૈયાવચ્ચમા નિયમ ( દઢતા )-એ સમ્યક્ત્વના ત્રણલિગ ચિન્હ છે" વળી હે ભદ્રે ! સમ્યક્ત્વની પરમ શુદ્ધિને ઇચ્છતા એવા સમ્યગ્દૃષ્ટિએ અર્હંત, સિદ્ધ અને પ્રતિમાદિકનો દશ પ્રકારે વિનય સાચવવો, કહ્યુ છે કે —

"अरिहत सिद्ध चेईय, सुए अ धम्मे अ साधुवग्गे य ।
आयरिय उवज्झाए, पवयणे दसणे विणओ" ॥१॥

"અર્હંત, સિદ્ધ, ચૈત્ય ( જિન પ્રતિમા ) શ્રુત, ધર્મ, સાધુ, આચાર્ય, ઉપાધ્યાય, પ્રવચન ( ચતુર્વિધ સઘ ) અને સમ્યક્ત્વ એ દશમા વિનય સાચવવો" તેમજ સમ્યક્ત્વરૂપ માણિક્યને નિર્મળ કરવાના કારણરૂપ મન, વચન અને કાયા એ ત્રણ શુદ્ધિ કહી છે કહ્યુ છે કે —

'मणवायाकायाण सुद्धी सम्मत्तसोहिणी तत्थ ।
मणसुद्धी जिणजिणमयवज्जमसार मुणइ लोअ ॥१॥
तित्थकरचरणाराहणेण ज मज्झ सिज्झइ न कज्ज ।
पत्थेमि तत्थ नन्न, देवविसेसति वयसुद्धी ॥२॥
छिज्जतो भिज्जतो, पीलिज्जतोवि डज्झमाणोवि ।
जिणवज्जदेवयाण न नमइ तस्सत्थि तणुसुद्धी" ॥३॥

"મન, વચન અને કાયાની શુદ્ધિ તે સમ્યકત્વને શોભાવનારી છે તેમા જિન અને જિનમત વિના અન્યને અસાર (મિથ્યા) માને તે પ્રથમ મન શુદ્ધિ, તીર્થંકર પ્રભુના ચરણની આરાધના કરતા પણ જો મારૂ કાર્ય સિદ્ધ ન થાય, તો અન્ય દેવ વિશેષની શુ પ્રાર્થના કરવી ? એમ કહેવુ, તે વચનશુદ્ધિ, છેદાતા, ભેદાતા, પીલાતા, કે બળતા પણ જે જિન વિના અન્ય દેવને ન નમે, તે કાયશુદ્ધિ" તથા શકા, કાક્ષા, વિચિકિત્સા, મિથ્યાદૃષ્ટિપ્રશસા અને મિથ્યાદૃષ્ટિસસર્ગ—એ સમ્યક ત્વના પાચ દૂષણો છે, માટે તે યત્નપૂર્વક ત્યાગ કરવા લાયક છે વળી વાદી અને નૈમિત્તિકાદિક જે આઠ પ્રભાવક કહેલા છે, તે સમ્યકત્વને પ્રકાશવાના હેતુભૂત એવા તેમની સદા ભક્તિ કરવી કહ્યુ છે કે —

" पावयणी धम्मकही, वाई नेमित्तिओ तवस्सी उ ।
विज्जासिद्धो अ कई, अट्ठेव पभावगा भणिया ' ॥१॥

"સિદ્ધાતજ્ઞ, ધર્મકથક, વાદી, નૈમિત્તિક, તપસ્વી, વિદ્વાન, સિદ્ધ અને કવિ—એ આઠ પ્રભાવક કહ્યા છે" શમ, સવેગ, નિર્વેદ, દયા અને આસ્તિકતા—એ પાચ લક્ષણ કહ્યા છે, કે જેથી અતર્ગત સમ્યકત્વ ઓળખી શકાય છે આર્હત ધર્મમા સ્થૈર્ય, પ્રભાવના, અતરગભક્તિ, કુશલતા અને યથાશક્તિ તીર્થયાત્રા—એ પાચ સમ્ય કત્વના ભૂષણ છે અન્ય મતના દેવ વિગેરેને વદનાદિક ક્રિયાનો ત્યાગ કરવાથી સમ્યગ્દૃષ્ટિની શુદ્ધિ કરનારી એવી છ પ્રકારની યતના કરવી કહ્યુ છે કે —

" परतित्थीण तद्देवयाण, तग्गहियचेइयाण च ।
ज छव्विहववहार, न कुणइ सा छव्विहा जयणा " ॥१॥
वदण नमसण वा, दाणाणुपयाणु तेसि वज्जेइ ।
आलाव सलावं, पुव्वमणालत्तगो न कुणइ " ॥२॥

"પરતીર્થીઓ, તેમના દેવો અને તેમણે સ્વાધીન કરેલા ચૈત્યો સાથે જે છ પ્રકારનો વ્યવહાર ન કરવો તે છ જયણા—યતના કહેવાય છે એટલે તેમને વદન, નમસ્કાર, દાન અને અનુપ્રદાન

વર્જવા તથા તેમના બોલાવ્યા વિના પ્રથમજ તેમની સાથે આલાપ અને સલાપ ન કરવો " આગાર યા અપવાદ રાજા, ગણુ વિગેરેથી છ પ્રકારના છે, તેના પ્રયોગથી અ૫ સત્ત્વવાળા પ્રાણીનુ સમ્યકત્વ ખડિત થતુ નથી કહ્યુ છે કે —

" आगारा अववाया, छव्विह कीरति भगरक्खट्ठा ।
रायगणवलसुरकम गुरुनिग्गहावीचिकतारा " ॥१॥

"રાજાનુયોગ, ગણાનુયોગ, બલાનુયોગ, દેવાનુયોગ, ગુરૂનિગ્રહ અને વૃત્તિકાતાર—સમ્યકત્વભગની રક્ષાને માટે આ છ આગાર કહેલા છે" સમ્યકત્વ એ સદ્ધર્મમદિરનુ દ્વાર—વિગેરે છ ભાવનારમથી ભાવવામા આવતુ સમ્યકત્વ મોક્ષસુખને આપનારૂ થાય છે સમ્યકત્વ એ ચારિત્રધર્મરૂપ વૃક્ષનુ મૂળ છે, ચારિત્રધર્મરૂપ મહેલનો તે દર વાજો છે, ધર્મરૂપ વાહનની તે પીઠ છે, જ્ઞાન, દર્શન અને ચારિત્ર વિગેરે રત્નોનુ તે નિધાન છે, વિનયાદિ ગુણોના આધારરૂપ છે અને ચારિત્રધર્મરૂપ અમૃતનુ તે ભાજન છે એ પ્રમાણે સમ્યકત્વની છ ભાવના ભાવવી વળી જીવ છે, તે શાશ્વત છે, પુણ્ય—પાપનો કર્ત્તા અને ભોક્તા છે, કર્મક્ષયથી તેને મોક્ષ છે અને જિનભગવતે કહેલો મોક્ષ—માર્ગ—ઉપાય પણ છે આ છ સ્થાનકમા સમ્યકશ્રદ્ધા પૂર્વક રાખેલી આસ્થા જેમ જાજ્વ યમાન અગ્નિ સુવર્ણને શુદ્ધ કરે છે, તેમ સમ્યક્ત્વને અવશ્ય શુદ્ધ કરે છે કહ્યુ છે કે —

" अत्थि जिओ तह निचा, कत्ता भोत्ता य पुन्नपावाण ।
अत्थि धुव निव्वाण, तदुवाओ अत्थि उद्वाणे " ॥१॥

" જીવ છે, તે નિત્ય છે, પુણ્ય—પાપનો તે કર્ત્તા અને ભોક્તા છે, તેને મોક્ષ અવશ્ય છે, અને તેનો ઉપાય પણ છે—એ છ સ્થાનક સમજવા " જે પ્રાણીએ આ અડસઠ ભેદસહિત સમ્યકત્વ મેળવ્યુ છે, તેના જન્મ અને જીવિત કૃતાર્થ છે જ્ઞાનોપયોગથી જેમ મુનિ, તેમ સમ્યકત્વ વિના ચારિત્રારાધનરૂપ ધર્મ, તે દ્રવ્યરૂપતાને ભજે છે અર્થાત્ તે માત્ર દ્રવ્યચારિત્ર ગણાય છે જેના હૃદયમા સમ્યકત્વની

દના છે, તે પ્રાણીને સુરાસુર અને રાજાઓની સંપત્તિઓ દુખરૂપ ભાસે છે હે ભદ્રે! જેમને કેવળજ્ઞાન હોય, તેજ માત્ર સમ્યક્ત્વગુણના માહાત્મ્યનું સવિસ્તર વર્ણન કરવાને સમર્થ થઇ શકે છે ”

આ પ્રમાણે દેશના સાભળીને જિનદત્તાએ તે વખતે તે મહર્ષિ પાસે ત્રિવિધ શુદ્ધ સમ્યક્ત્વ અગીકાર કર્યું ‘હે ભદ્રે! પ્રાણાતે પણ આ સમ્યક્ત્વ તારે કદાપિ મૂકવુ નહિ, એટલુજ નહિ પણ નિ શંકા વિગેરે આચારોથી તેને વધારે વધારે નિર્મલ રાખવુ ’ આ પ્રમાણે તેને શિખામણ દઇને તે મહામુનિએ અન્યત્ર વિહાર કર્યો. કારણ કે ચિંતામણિરત્ન કોઇના હાથમા ચિરકાળ રહેતુ નથી

પછી દરિદ્ર જેમ કલ્પવૃક્ષને પામે, તેમ જિનદત્તા પણ સમ્યક્ત્વ પામીને પરમાનદને અનુભવતી તે આદરપૂર્વક તેને પાળવા લાગી વારવાર વિચારીને અને શાસનની પ્રભાવના કરીને મહાસતી સુલસાની જેમ તે સમ્યક્ત્વને અધિક નિર્મળ કરવા લાગી

હવે જો કે તે અનેક ગુણોએ યુક્ત છે, છતા પણ જેમ રાત્રિ તારા સહિત હોય પણ તે ચદ્ર વિના ન શોભે, તેમ પુત્ર વિના તે શોભતી ન હતી, તેવી પુત્ર પ્રાપ્તિની ચિંતારૂપ દુખના મહાસાગરમા અત્યત મગ્ન થયેલી એવી તે રાત્રિએ સુખે નિદ્રા પણ લેતી ન હતી. એકદા અવસર મેળવીને પતિને નમસ્કાર કરીને તેણે કહ્યુ કે —“હે સ્વામિન્! ગૃહસ્થોનુ ઘર સુપુત્રથી જ શોભે છે કહ્યુ છે કે —

“ नागो भाति मदेन कं जलरुहैः पूर्णेदुना शर्वरी,
वाणी व्याकरणेन हंसमिथुनैर्नद्यः सभा पंडितैः ।
शीलेन प्रमदा जवेन तुरगो नित्योत्सवैर्मंदिरं,
सत्पुत्रेण कुलं नृपेण नगरं लोकत्रयं धार्मिकैः ” ॥ १ ॥

“ મદજળથી હાથી, કમળોથી જળ, પુર્ણેદુથી રજની, વ્યાકરણથી વાણી, હંસયુગલોથી નદી, પડિતોથી સભા, શીલથી પ્રમદા, વેગથી અશ્વ, નિત્યોત્સવોથી મદિર (ગૃહ), સત્પુત્રથી કુળ, રાજાથી નગર અને ધાર્મિક જનોથી ત્રણે લોક શોભા પામે છે ” વધ્યા

લતાની જેમ મારા સ્વકર્મના દોષથી તમે તરતમા સતાનનુ ફળ જોઇ શકો તેમ નથી પૂર્વે સતાનને માટે મે ઘણા ઉપાય લીધા, પણ કુપાત્રે આપેલ દાનની જેમ તે બધા નિષ્ફળ થયા સમ્યકત્વસુધાના સ્વાદથી આનદિત હૃદયવાળી એવી હુ સસારની સ્થિતિ જાણીને હવે વિષયોથી વિરક્ત થઈ છુ માટે હે નાથ ! અત્યારે મારી અનુમતિથી તમારે કોઈ યોગ્ય કન્યાની સાથે પાણિગ્રહણ કરવુ યોગ્ય છે, કે જેનાથી ઇષ્ટદાયક એવા પુત્રરૂપ ફળને પ્રાપ્ત કરીને તમે નિશ્ચિત મનવાળા થઇ નિરતર પુણ્યકર્મ કરી શકો " આ પ્રમાણે સાભળીને પોતાની દિવ્યદતપક્તિના તેજથી પોતાની કાતારૂપ લતા (વેલડી) ને જાણે પ્રફુલ્લિત શ્વેત કમળવાળી બનાવતો હોય એવો વૃષભશેઠ કહેવા લાગ્યો –" હે ભદ્રે ! પાણિગ્રહણનો ઉત્સવ યૌવનવયમા હોય શુ ? વૃદ્ધ–બળદના કઠમા રત્નમાળા શોભે ? " આથી પુન તે બોલી કે –" હે નાથ ! સસારના ભારથી ખિન્ન થયેલા એવા ગૃહસ્થને અપત્યસગમ ( સતાનસગ ) નિરતર વિશ્રામસ્થાન થઇ પડે છે કહ્યુ છે કે —

ससारश्रातजतूना, तिस्रा विश्रामभूमय ।
अपत्य च कवित्व च, सता सगतिरेव च " ॥१॥

" અપત્ય ( સતાન, ) કવિત્વ અને સજ્જન સગ—એ ત્રણ સસારથી ખિન્ન થયેલા પ્રાણીઓને વિશ્રામસ્થાન છે " વિવેકથી જેનો આત્મા વિમળ થયો છે એવા તે શેઠ બોલ્યા કે —" હે પ્રિયે ! આ બધુ તારૂ કથન યુક્ત સગત છે એમ હુ સમજુ છુ, પરતુ વૃદ્ધપણામા વિવાહની ક્રિયા જ શોભાસ્પદ નથી વધ્યને જેમ અગનુ ભૂષણ, તેમ સ્ત્રી તેને વિડબનાનુ મૂળ થાય છે વયોનીન ( વૃદ્ધ ) માણસોને તો કુકર્મનુ ઉન્મૂલન કરવામા સમર્થ એવા વિવિધ ધર્મમા સમ્યગ્ રીતે સર્વથા વિશેષથી ઉદ્યમ કરવો ઘટે છે વૃદ્ધપણામા વિષયની વ્યાકુલતા માણસોને હાસીપાત્ર બનાવે છે તે સર્વ શાસ્ત્રમા નિષિદ્ધ છે અને જિનશાસનમા વિશેષથી નિષિદ્ધ છે કહ્યુ છે કે —

' रोगेऽप्यगविभूषणद्युतिरिय शोकेऽपि लोकस्थिति—
दारिद्र्येऽपि गृह वयःपरिणतावप्यगनासेवनम् ।
येनान्योन्यविरुद्धमेतदखिल जानन् जनः कार्यते,
सोऽयं सर्वजगज्जयी विजयते व्यामोहमल्लो महान् " ॥ १ ॥

" રોગમા પણ અગ વિભૂષણથી કાતિ વધારવી, શોકમા પણ લોકમર્યાદા સાચવવી, દરિદ્રાવસ્થામા પણ ઘર માડવુ અને વૃદ્ધાવસ્થામા પણ અગનાનો સગ કરવો—આ બધુ અન્યોન્ય વિરૂદ્ધ છતા જે જાણતા એવા લોક પાસે કરાવે છે, તે સર્વ જગતને જીતનાર એવો વ્યામોહ રૂપ મહામલ્લ વિજયવત વર્ત્તે છે " આ સાભળી જિનદત્તા બોલી કે—" હે દેવ ! રાગના આવેશથી જો વિષયો અત્યત સેવવામા આવે, તો જગત્મા હાસ્ય થાય છે સતાનને માટે પાણિગ્રહણ કરવામા આવે, તો તે સતાનની પ્રાપ્તિ થતા, શોભા, ધર્મ અને કુળાદિકની સર્વત્ર વૃદ્ધિ થાય છે "

એવા અવસરમા નિમિત્તજ્ઞાનમા કુશળ અને જાણે તેના પુણ્યથી પ્રેરિત થયો હોય એવો કોઇ સિદ્ધપુત્ર તેને ઘેર આવ્યો ઉચિત સાચવવામા તત્પર એવી તે જિનદત્તાએ તેની સારી સરભરા કરીને ષડરસયુક્ત ભોજનથી તેને વિશેષથી સતુષ્ટ કર્યો પછી તેણે તેને આ પ્રમાણે પૂછ્યુ કે—" હે મહામતે ! આ શ્રેષ્ઠીને લક્ષ્મીનો સ્વામી એવો પુત્ર થશે કે નહિ તે મહેરબાની કરીને મને કહો " એટલે નિમિત્તજ્ઞ બોલ્યો કે—" હે ભદ્રે ! એ શ્રેષ્ઠીને ઘેર નવી સ્ત્રીથી ભદ્રગજ સમાન એવો પુત્ર અવશ્ય થશે " આ પ્રમાણે તેનુ વચન સાભળીને પછી પ્રફુલ્લિત મુખકમળવાળી એવી તેણે બલાત્કારથી પાણિગ્રહણનો મહોત્સવ શ્રેષ્ઠી પાસે કબૂલ રખાવ્યો પછી શ્રેષ્ઠીએ તેને ઇષ્ટ વસ્તુ આપવાથી આનદ પમાડીને તરત વિસર્જન કર્યો. કારણ કે દાનમા પણ એક પ્રકારનો રસ રહેલો છે

હવે ત્યા ગુણવતોને માન્ય અને સદાચારમા પરાયણ એવો જિનદેવ નામે વણિક રહેતો હતો તેને પૃથ્વીપર દેહધારી રતિના

જેવી બધુશ્રી નામની પત્ની હતી અને તે દપતીને સુવર્ણ સમાન કાતિવાળી એવી કનકશ્રી નામે સુતા હતી એક દિવસ જિનદત્તાએ તેમને ઘેર જઇને પોતાના પતિને માટે કનકશ્રીની યાચના કરી એ ટલે તેમણે કહ્યુ કે —" તારી ઉપર આ કેમ આપી શકાય ? સ્ત્રીઓને દરિદ્રની સાથે સ યોગ અથવા તો કૌમાર્યાવસ્થા સારી, પરતુ સપત્નીની સાથે સહવાસ તેમને કોઇ રીતે શ્રેયસ્કર થતો નથી, સપત્નીપણાને પ્રાપ્ત થયેલી એવી સ્ત્રી કુલીન કે ધર્મજ્ઞ હોય, છતા તે સ્વલ્પ કાર્યમા પણ પ્રાય અન્ય ઉપર દ્રોહ કરે છે " આથી જિનદત્તાએ પણ તેમને સભ્યતાપૂર્વક આ પ્રમાણે કહ્યુ —" દેવ પૂજાદિક કાર્યોમા તથા ભોજનાવસરે મારે પતિની પાસે આવવુ, અન્યત્ર ક્યાય પણ નહિ કારણ કે વિરકત સ્ત્રીએ પણ પતિમા સદ્ધમ ગૌરવ વધે તેમ કરવુ મે પૂર્વે ભોગ ભોગવ્યા, શરીરનુ સુખ અનુભવ્યુ, ગૃહકાર્યો કર્યા અને હવે તો તે અવસ્થા પણ ચાલી ગઇ, માટે જિનભગવતે કહેલ ધર્મ કરવોજ મારે ઉચિત છે આ સબધમા દેવ, ગુરૂની આજ્ઞાજ મને એક અવધિ ( મર્યાદા ) રૂપ થાઓ " આ પ્રમાણે વિશ્વાસ પામતા તેમણે પોતાની પુત્રી આપી અને શ્રેષ્ઠીએ ઉત્સવપૂર્વક વિધિથી તેનુ પાણિગ્રહણ કર્યુ પછી ગૃહાદિક કાર્યથી નિશ્ચિત થઇને શ્રેષ્ઠીની સાથે પચેદ્રિયના સુખમા નિમગ્ન થઇ હેમશ્રીએ કેટલોક કાળ વ્યતીત કર્યો સસારની તૃષ્ણાથી વિરક્ત આશયવાળી અને સદ્ધર્મથી ભાવિત એવી જિનદત્તા તે ( હેમશ્રી ) ના મનની અનુકૂળતા પ્રમાણે કરતી સુખે દિવસો ગાળતી હતી કહ્યુ છે કે —

" सर्वसगपरित्यागा—न्नापर परम सुखम् ।
तृष्णाप्रपचतो नान्यो, घोरो नरक उच्यते " ॥ १ ॥

" કહેવાય છે કે સર્વ સગના ત્યાગ કરતા બીજુ પરમ સુખ નથી અને તૃષ્ણાપ્રપચ કરતા અન્ય ભયકર નરક નથી "

હવે પુણ્યના યોગથી હેમશ્રી અનુક્રમે સગર્ભા થઇ એટલે બધુ ઘર ઉત્સવશ્રેણીની સાથે સજીવન થયુ ( શોભવા લાગ્યુ )

પછી પ્રશસ્ત પ્રભાવી એવો તેનો ગર્ભ જેમ જેમ વધતો ગયો તેમ તેમ શ્રેષ્ઠીના હૃદયમા અતિશય આનંદ ઉછળવા લાગ્યો તે પ્રતિદિન પાત્રને સર્વાર્થસાધક એવુ દાન અને દીનાદિ પ્રાણીઓને સુખકારી એવુ ભોજન આપવા લાગ્યો તે અવસરે હેમશ્રી પણ આનદિત થઇને પિતૃભગિની (ફઇ) ના ચરણની સેવા, નણદને બહુમાન, બદીવાનોને છોડાવવા વિગેરે પુણ્ય કૃત્યો, નિરતર સઘ (સ્વામી) વાત્સલ્ય, જિન પ્રતિમાઓની પૂજા અને ચૈત્યમા પ્રદીપ વિગેરે કાર્યો અધિક અધિક કરવા લાગી આ પ્રમાણે પુણ્યના પ્રભાવ પૂર્વક તેણે પુત્રરત્નને જન્મ આપ્યો, એટલે શ્રેષ્ઠીએ ઘરે અનેક પ્રકારના ઉત્સવો કરાવ્યા, પછી અર્થી જનોને પ્રિય એવો તે બાલક, પ્રસન્ન થયેલા એવા બધુઓએ મળીને રાખેલ પુણ્યસાર એવા યથાર્થ નામથી જગતમા પ્રસિદ્ધ થયો શ્રેષ્ઠી જેમ ધર્મકર્મથી ધર્મવત જનોમા અગ્રેસર હતો, તેમ ચિતાને દૂર કરનાર એવા તે પુત્રથી તે પુત્રવતોમા અગ્રેસર થયો

હવે મુનિચર્યા કરવાને ઇચ્છતો એવો અનુપમ સવેગી જેમ વિષયોથી વિરકત થાય, તેમ સસારની સ્થિતિને જાણનાર એવો વૃષભશેઠ વિષયોથી વિરકત થઇ ગયો એટલે જિનદત્તા પણ નિષ્કપટ બુદ્ધિથી પોતાના પતિને એક સાધર્મિક સમાન માનતી, તેને નિરતર પુણ્યકર્મમા સહાયતા આપવા લાગી સપત્નીપણાથી તેના પ્રત્યે અદેખાઇને ધારણ કરતી એવી હેમશ્રી એકદા પિતાને ઘેર ગઇ, ત્યા માતાએ તેને એકાતમા આ પ્રમાણે પૂછ્યુ –" હે ભદ્રે ! પતિને ઘેર મનને સદા સતોષ આપે તેવુ સર્વ પ્રકારનુ હે સુદરી ! તને સુખ છે કે નહિ ? " એટલે સધ્યાકાળની કમલિનીની જેમ મ્લાન મુખવાળી એવી તે ક્ષણભર રૂદન કરીને કોપસહિત માતાને સગદ્ગદ કહેવા લાગી –" જ્યા સપત્નીએ ભોગ ભોગવ્યા એવા આ ભર્ત્તારને પોતે આપીને સમાધિ અને સુખના સયોગને જાણતી છતા મને શુ પૂછે છે? વિષયસુખ તો દૂર રહો, પણ તેણે ધર્મના મિષથી આકૃષ્ટ મન વાળો એવો તે મારી સાથે નર્મ (હાસ્યજનક) વચન સુદ્ધા બોલતો

નથી તે વલ્લભાની સાથે દેવપૂજાદિના મિષથી જિનચૈત્યોમા જઈને સ્વેચ્છાએ તે ક્રીડા કરતો બેસી રહે છે વળી આવશ્યકાદિકના બા નાથી એકાંત કોઈ નિર્જન ઘરમા પરસ્પર નયનમેલાપના સુખાસ્વાદને તે બને અનુભવતા રહે છે ઘરના બધા કાર્યો દાસીની જેમ મારે કરવા પડે છે અને ક્ષીણ શરીરવાળી અને એકાકિની એવી મને માત્ર રાત્રિએજ નિદ્રા કરવાનો અવકાશ મળે છે મારા મનમા સપત્નીનુ જે દુ ખ છે, તેનુ વાણીથી વર્ણન તો માત્ર કેવળીજ કરી શકે " આ પ્રમાણે પુત્રીનુ કથન સાભળીને બધુશ્રીએ વિચાર કર્યો કે —" અહો! કપટી મનવાળા એવા તે બનેની કેવી દુષ્ટતા ? જે જેમા અનુરક્ત હોય, તે ત્યાજ લીન થાય છે જેનુ હૃદય કામથી અધ બની ગયુ હોય, તે ઉચિત કે અનુચિત સમજી શકતો નથી કહ્યુ છે કે —

" किमु कुवलयनेत्रा सति नो नाकनार्य—
स्त्रिदशपतिरहिल्या तापसीं यत्सिषेवे ।
हृदयतृणकुटीरे दीप्यमाने स्मराग्ना—
वुचितमनुचित वा वेत्ति क, पण्डितोपि " ॥ १ ॥

" શુ સ્વર્ગમા કુવલય જેવા નેત્રવાળી દેવાગનાઓ ન્હોતી ? કે ઈંદ્ર અહિલ્યા તાપસી પર મોહિત થયો તેથી ખરેખર ! હૃદયરૂપ પર્ણકુટીમા કામરૂપ અગ્નિ દેદીપ્યમાન થતા પડિત પણ કોણ ઉચિત કે અનુચિતને સમજી શકે છે ? " રતિના જેવી રૂપવતી આ મારી સુતાનો ત્યાગ કરીને તે જડ વળીઓથી વ્યાપ્ત અગવાળી એવી તેને કેમ ચાહતો હશે ? " આ પ્રમાણે વિચાર કરી પછી તે પોતાની પુત્રીને કહેવા લાગી કે — " હે વત્સે ! હવે તુ દુ ખને તજી દે કારણ કે વ્યાધિ જાણવામા આવતા તેનો પ્રતીકાર કરવો સુલભ છે નીકના છોડવાની જેમ તારા મનના શલ્યનુ હુ પોતે ઉન્મૂલન કરી ગમે તે ઉપાયથી તને સુખી કરીશ " આ પ્રમાણે બધુશ્રીએ તેને આશ્વાસન આપીને પોતાને ઘેર રાખી અને પોતે જિનદત્તાનુ વૈર વાળવાનો ઉપાય શોધવા લાગી

એકદા વિચિત્ર આશ્ચર્યોનું મંદિર અને સર્વને આકર્ષણ કરવાની શક્તિ ધરાવનાર એવો **સિદ્ધેશ્વર** નામનો કોઈ યોગી ત્યાં આવ્યો. દેવતાઓને પણ આનંદ ઉપજાવે તેવા અમૃતના જેવા સ્વાદિષ્ટ એવા વિવિધ અન્ન, પાનાદિકથી બંધુશ્રી તેનો સારી રીતે સત્કાર કરવા લાગી. એકદા તેની ભક્તિથી સંતુષ્ટ થઇને તે કપાલીએ તેને કહ્યું કે — "હે ભદ્રે ! તારા હૃદયને અભીષ્ટ એવું મારી પાસેથી કંઈક માગી લે." એટલે તે હર્ષ પામતી બોલી કે — "હે વિભો ! જો તમે પ્રસન્ન થયા હો, તો મારી પુત્રીની સપત્ની જિનદત્તાને સત્વર મારી નાખો." પછી મિષ્ટાન્ન પાનના લોભમાં અંધ બનેલા એવા તેણે તે દુષ્કૃત્ય કરી આપવાનું કબૂલ રાખ્યું. કારણ કે મિથ્યાદષ્ટિઓને ધર્માધર્મના માર્ગની વિચારણા ક્યાંથી હોય ? દર્શન ( મત ) અંગીકાર કરીને પણ જિનવચનથી અજ્ઞાત અને મોહિત મનવાળા એવા આ વેષધારીઓ કુકર્મ કરવામાંજ રમતા હોય છે. પછી તે કુબુદ્ધિએ વિધિપૂર્વક પિંગલા નામની વિદ્યાધિષ્ઠાયક દેવીનું સ્મરણ કરીને તે કાર્યની સિદ્ધિને માટે તેને મોકલી. તેની પ્રેરણાથી તે પણ જિનદત્તાની પાસે આવી. પણ અર્હત્પૂજાના પ્રભાવથી જેનું મન પ્રશાંત થઇ ગયું છે એવી તે દેવી પાછી આવીને ધ્યાનમાં નિશ્ચલ એવા તે યોગીંદ્રને કહેવા લાગી. કારણ કે સૂર્યમંડળને અંધકાર બાધા ન કરી શકે — "હે ભદ્ર ! પવિત્ર આચારવાળી, સુશીલ, જિનભક્તિ કરનારી, સત્ય બોલનારી અને પોતાના પતિપર ભક્તિવાળી એવી તે સંતોને પણ વંદનીય છે. માટે તેને બાધા કરવાને જગતમાં કોઇ દેવ કે દાનવ પણ સમર્થ ન થઇ શકે, તો મારી જેવીથી શું થઈ શકે ? તે અત્યારે જિનચૈત્યમાં આપત્તિનો વિનાશ કરવાવાળી એવી જિન ભગવંતની ભક્તિપૂર્વક અષ્ટપ્રકારી પૂજા કરે છે. કહ્યું છે કે —

"यांति दुष्ट दुरितानि दूरतः कुर्वते सपदि संपदः पदम्
उल्लसंति हृदयानि हर्षतः पूजया विहितया जगद्गुरोः" ॥१॥

"જગદ્ગુરુની પૂજા કરતાં દુષ્ટ પાપ બધાં દૂર થઈ જાય છે,

સ પત્તિઓ સત્વર આવીને વાસ કરે છે અને હૃદય હર્ષથી ઉલ્લસિત થાય છે " આથી પુન તે યોગીએ તેને કહ્યુ કે –" હે મહાદેવી ! સાત સમુદ્રોનુ શોષણ કરવાની અને સર્વ પર્વતોને ચૂર્ણ કરી નાખવાની તારામા શક્તિ છે, એમ ગુરૂએ પૂર્વે મને કહ્યુ હતુ માટે હે વત્સલે ! હુ સેવકપર પ્રસન્ન થઇ અત્યારે ત્યા જઇ, આ મારૂ કાર્ય સત્વર કરી આપ " આ પ્રમાણે તેના કહેવાથી તે દેવી ત્યા જઇને પુન પાછી આવી, અને વિકટ આશયવાળી એવી તે પેલા પાખડીને કહેવા લાગી –" સતીઓમા તિલકસમાન એવી તેને હુ જોવાને પણ સમર્થ નથી બીજુ કાઇ કામ હોય તો કહે, નહિ તો તારૂ મરણ પાસે આવ્યુ છે એમ સમજજે કારણ કે અવિધિથી આરાધન કરેલા ધર્મ, મ ત્ર અને ચેટકદેવતા તથા કુરીતે ગ્રહણ કરેલ શસ્ત્ર–એ તત્કાળ સાધકનો નાશ કરે છે " તો એ બનેમા જે દુષ્ટ છે તેને મારી નાખ ' એ રીતે યોગીએ કહ્યુ એટલે દેવીએ ત્યા જઇને હેમશ્રીને મારી નાખી હવે પ્રભાતે તેને મરણ પામેલી જોઇને બહુ દુ ખથી પીડિત થતી બધુશ્રીએ રાજાની પાસે જઇને વિજ્ઞપ્તિ કરી કે –" ન્યાયરૂપ વનને વિકસિત કરવામા મેઘસદૃશ એવા હે રાજન્ ! જિનદત્તા સપત્નીએ ઇર્ષ્યાથી મારી કનકશ્રી પુત્રીને મારી નાખી " આ સાભળીને રોષથી રક્ત થઇ રાજાએ જિનદત્તા મહાસતીને સભામા બોલાવવા માટે પોતાના સેવકોને મોકલ્યા જિનધર્મની પ્રભાવના કરવાને ઇચ્છતા એવા કેટલાક સમ્યગ્દૃષ્ટિ દેવોએ તેમને અર્ધમાર્ગે જ સ્ત ભી દીધા જેમની જિનભગવ ત અને ગુરૂપર પરમ ભક્તિ છે અને જેના હૃદયમા અદ્ભુત સમ્યક્ત્વ શ્રદ્ધાન છે, તેને આપત્તિમા પણ સ પત્તિઓ આવીને મળે છે, એ નિ સશય છે કહ્યુ છે કે —

" सिंहः फेरुनिभस्तथाऽग्निरुदक भीष्म फणी भूलता,
पाथोधिः स्थलमगण रत्नमही चौरश्च दासोऽञ्जसा,
तस्य स्याद् ग्रहशाकिनीगदरिपुमायाः पराश्चापद–
स्तन्नाम्नाऽपि च याति यस्य हृदये सम्यक्त्वदीपोदय ॥ १ ॥

"જેના હૃદયમા સમ્યકત્વરૂપ દીપક દેદીપ્યમાન છે, તેને તે સમ્યકત્વના નામમાત્રથી પણ સિંહ તે શૃગાલતુલ્ય, અગ્નિ તે ઉદકતુલ્ય, ભયકર સર્પ તે પૃથ્વીની લતાસમાન, સમુદ્ર તે સ્થલ સમાન, ઘોર અટવી તે ઘરના આગણા સમાન, અને ચોર તે તરત દાસ જેવો બની જાય છે, તથા ગ્રહ, શાકિની, રોગ, રિપુ અને અપર આપત્તિએ શીઘ્ર તેનાથી દૂર થઇ જાય છે "

હવે તે વખતે જિનાલયમા પૂજાને માટે ગયેલા એવા તે દપતીએ આ વૃત્તાત સાભળીને પોતાના મનમા વિચાર કર્યો કે —"કનકશ્રીનુ લોકમા આવુ સ્વરૂપ કેમ સભળાય છે? અથવા પૂર્વ કર્મ અન્યથા થઇ શકતુ નથી આ ઘોર સસારમા ભમતા પ્રાણીને સર્વ જીવો સાથે સદા અનેકવાર બધ થયા છે પોતાના કર્મથી જીવો ઉત્પન્ન થાય છે અને મરણ પામે છે માટે વિવેકીજને પ્રયત્નપૂર્વક ધર્મનુ આરાધન કરવુજ યોગ્ય છે " એવામા જિનદત્તાએ શ્રેષ્ઠીને કહ્યુ કે —"હે સ્વામિન્! આ અપવાદ કોઇ પૂર્વ કર્મથી મને પ્રાપ્ત થયો માટે જ્યાસુધી આ આપણાપરનો અપવાદ દૂર ન થાય, ત્યા સુધી મારે જિનભગવત આગળ કાયોત્સર્ગ કરવો " આ પ્રમાણે ભર્ત્તારને કહીને તે મહાસતી જિનમદિરમા સ્વસ્થ થઈને શુભધ્યાનથી કાયોત્સર્ગે રહી અને સ્વતત્ર તથા એકાગ્ર મનવાળો એવો શ્રેષ્ઠી પણ પાપનો પ્રલય કરનાર એવા પરમેષ્ઠીમહામત્રનો જાપ કરવા લાગ્યો તે વખતે તેમના ધ્યાનના માહાત્મ્યથી સમ્યગ્દષ્ટિ દેવતાઓએ તે યોગીને ઉપાડીને રાજા પાસે મૂકી દીધો, એટલે તે બોલ્યો કે —"હે રાજન્! બધુશ્રીની પ્રેરણાથી આ બધુ મે કર્યુ છે કારણ કે આ લોભાધ જન શુ શુ પાપ કરતો નથી? વૃત્તિનો અર્થી એવો ક્ષત્રિય, માર્ગ ભ્રષ્ટ લિંગી (વેષધારી), સુખાર્થી સ્ત્રી અને લોભાધ વણિકએ પાપ કરતા કાંઇ વિચાર કરતા નથી માટે તે મહાસતી જિનદત્તા નિરપરાધી છે કારણ કે જિનધર્મને જાણનારા જનો કોઇની પણ હિંસા કરતાજ નથી તો હે વસુધાનાથ! અત્યત મોહથી મૂઢ થયેલા એવો મારો આ અપરાધ ક્ષમા કરો હવે પુન આવુ પાપ

કર્મ હું કદી નહિ કરૂ " આ સાભળી રાજાએ કહ્યુ કે —"હે લિંગિન્! ભોજનને માટે સન્યસ્તપણાના કપટથી કુકર્મ કરતા વૃથા નરકે જઇશ પાખડી એવા પાપી જનો ગૃહસ્થવ્રતનો ત્યાગ કરીને ધર્મકર્મ કરતા પ્રાય દુખના ભાજન થાય છે નિ શૂક હૃદયવાળો એવો જે પ્રાણી અનેક પાપકર્મ કરીને પણ તે પાપકર્મથી નિવૃત્ત થતો નથી, તેની શુદ્ધિ થાયજ નહિ બને લોકમા વિરૂદ્ધ એવા તે કરેલા પાપની પરમ શુદ્ધિ તપ વિના નિવૃત્ત થતા પણ સભવતી નથી કહ્યુ છે કે —

" मित्रद्रुह कृतघ्नस्य, स्त्रीघ्नस्य पिशुनस्य च ।
शुद्धिर्नोक्ता बुधै' प्रायश्चित्ताचरणमतरा " ॥ १ ॥

"મિત્રદ્રોહી, કૃતઘ્ન, સ્ત્રીઘાતક અને પિશુન ( ચાડીયો )— એમની શુદ્ધિ પ્રાયશ્ચિત્ત વિના થઇ શકતી નથી એમ બુધજનોએ કહ્યુ છે " એમ કહીને ન્યાય અને ધર્મની રક્ષા કરવાને રાજાએ બધુશ્રીસહિત તે દુરાચારીને દેશપાર કર્યો અત્યત ઉગ્ર પુણ્ય અને પાપ કરનારા પ્રાણીઓને ખરેખર ! આ જન્મમાજ ફળ મળે છે વળી મહાજનોએ પણ આ પ્રમાણે કહ્યુ છે કે —

" त्रिभिर्मासैस्त्रिभि पक्षैस्त्रिभिर्वर्षैस्त्रिभिर्दिनै. ।
अत्युग्रपुण्यपापाना, फलमत्रैव जायते " ॥ १ ॥

"અત્યત ઉગ્ર પુણ્ય અને પાપનુ ફળ, ત્રણ દિવસમા, ત્રણ પક્ષમા ત્રણ માસમા અથવા તો ત્રણ વર્ષમા અહીંજ પ્રાપ્ત થાય છે"

એવા અવસરમા સમ્યગ્ધર્મ અને ક્રિયાના ગુણોથી પ્રસન્ન થઇને દેવતાઓએ તે દપતીપર પચાશ્ચર્ય પ્રગટ કર્યા તે આશ્ચર્ય સાભળીને અસ્પૃહ મનવાળા એવા રાજાએ પણ 'ધર્મનુ માહાત્મ્ય કેવુ છે ?' એ પ્રમાણે સભાને પૂછ્યું તે અવસરે ત્યા જિનભગવતના પ્રાસાદમા નગરવાસીઓના પુણ્યાનુબધીપુણ્યથી જાણે આકૃષ્ટ થયા હોય એવા ચાર જ્ઞાનના ધારણ કરનારા, સમ્યગ્દૃષ્ટિ જીવોની દૃષ્ટિને સુધાના સરોવર સમાન અને ક્ષમાધારી એવા સમાધિગુપ્ત નામે અણગાર પધાર્યા એટલે તે દપતીએ ધ્યાનથી મુક્ત થઈ મહા

આનંદપૂર્વક દુરિતનો ધ્વંસ કરનારા એવા તે મુનિપુંગવને નમસ્કાર કર્યો. એટલે ધર્મલાભરૂપ આશીષ મેળવીને મુદિત મુખવાળા એવા તે અંજલિ જોડીને અને હૃદયને પ્રફુલ્લિત કરીને ત્યા બેઠા એવામા મુનિનુ આગમન સાભળીને સુધી (ચતુર) રાજાએ પણ લોકો સહિત ત્યા આવીને વિધિપૂર્વક તેમને વંદના કરી એટલે મુનિએ સંસારરૂપ જંગલમા ભ્રમણ કરવાના તાપભરને દૂર કરવા વાળી અને સાક્ષાત્ દ્રાક્ષારસ સમાન એવી ધર્મદેશના આપવાનો પ્રારંભ કર્યો —

“સંસારરૂપ અપાર અટવીમા ભ્રમણ કરતા અભીષ્ટ સિદ્ધિને આપનાર જિનધર્મરૂપ કલ્પવૃક્ષ પ્રાણીઓને ભાગ્યયોગેજ પ્રાપ્ત થઇ શકે છે શ્રીસર્વજ્ઞકથિત ધર્મમા જેનુ મન દૃઢ હોય, તેને દેવતાઓ પણ સર્વદા સહાય કરે છે તે ધર્મરૂપ કલ્પવૃક્ષનુ મૂળ સમ્યકત્વ છે અને તે જીવાજીવાદિ તત્ત્વોના શ્રદ્ધાનરૂપ છે જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ, જિનશાસનમા એ નવ તત્ત્વો કહેલા છે તેમા મુકત અને સંસારી એમ બે પ્રકારના જીવ કહ્યા છે અને તેમા તીર્થસિદ્ધાદિ ભેદથી મુકત જીવો પંદર પ્રકારના કહેવાય છે સ્થાવર અને ત્રસ એ બે ભેદે સંસારી જીવો અને તેમા પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાયુકાય અને વનસ્પતિકાય એ પાચ ભેદ સ્થાવરના છે વળી તે પાચે ભેદ સૂક્ષ્મ અને બાદર એમ બે પ્રકારના હોય છે તેમા સૂક્ષ્મ ત્રણે લોકમા વ્યાપીને રહેલા છે અને બાદર લોકના એક ભાગમા રહેલા છે પ્રત્યેક અને સાધારણ એમ વનસ્પતિકાયના બે ભેદ છે બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચઉરિંદ્રિય અને પંચેદ્રિય એ મુખ્ય ચાર ભેદ ત્રસ જીવોના છે તેમા સંજ્ઞી અને અસંજ્ઞી એ પંચેદ્રિયના બે ભેદ છે તેમા મન પ્રાણને પ્રવર્ત્તાવી શિક્ષોપદેશની ચેષ્ટાને જાણે છે, તેઓ સંજ્ઞી ગણાય છે અને તેમનાથી વિપરીત તે અસંજ્ઞી કહેવાય છે આ બધા જીવો પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ બે પ્રકારે છે જીવને પર્યાપ્તપણામા લાવનાર એવી પર્યાપ્તિના આ પ્રમાણે છ ભેદ છે —આહાર, શરીર, ઇંદ્રિય, પ્રાણ, (શ્વાસ)

ભાષા અને મન એ છ પર્યાપ્તિ છે તેમા એકેન્દ્રિય જીવોને પ્રથમની ચાર, વિગલેન્દ્રિય જીવોને પાચ અને પચેન્દ્રિય જીવોને છ પર્યાપ્તિ હોય છે મિથ્યાદષ્ટિઓના જાણવામા નહિ આવેલ તથા જિન ભગવતે કહેલ એવા જીવના આ ચૌદ સ્થાન યત્નપૂર્વક જાણવા લાયક છે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, કાળ અને જીવાસ્તિકાય એ છ દ્રવ્યો કહેલા છે તેમા એક કાલ વિના પાચે પ્રદેશના સમૂહરૂપ છે અને જીવ વિના પાચે અચેતન અને અકર્ત્તા કહેલા છે તેમા કાલ વિના પાચે અસ્તિકાય ( પ્રદેશના સમૂહરૂપ ) છે અને પુદ્ગલ વિના પાચે અમૂર્ત્ત ( અરૂપી ) છે વળી એ બધા ઉત્પત્તિ, સ્થિતિ અને વ્યય ( નાશ ) રૂપ કહ્યા છે પુદ્ગલના વર્ણ, ગધ, રસ અને સ્પર્શ એ ચાર ભેદ છે અને તે સ્કધ અને પરમાણુ એમ બે પ્રકારે છે તેમા સ્કધથી ભિન્ન અશને પરમાણુ કહેવામા આવે છે અને બદ્ધ ( સમૂહાત્મક ) તે સ્કધ કહેવાય છે તે સ્કધો સૂક્ષ્મ અને બાદર એમ બે આકારવાળા હોય છે, શબ્દ, ગધ, અધકાર, છાયા અને ઉદ્યોત એ ભેદો પણ સ્કધોનાજ છે તેમજ ધર્મસાધનભૂત ઔદારિકાદિ પાચ શરીર, મન, ભાષા પ્રયત્ન અને શ્વાસોશ્વાસ એ આઠ વર્ગણાના તે હેતુ છે તથા સુખ, દુખ, જીવિત, મરણના ઉપગ્રહ ( અનુગ્રહ ) ને આપનાવાળા છે શ્રી જિનાગમમા ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય એ ત્રણ એક દ્રવ્ય કહેલા છે તેમા ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય એ બે દ્રવ્ય લોકાકાશને વ્યાપીને રહેલા છે જળચરને જળની જેમ સ્વયમેવ ગતિ કરવાને પ્રવૃત્ત થયેલા એવા જીવ અને અજીવ ( પુદ્ગલને ) ધર્માસ્તિકાય સહાયકારી થાય છે મુસાફરોને છાયાની જેમ સ્વય સ્થિતિને પ્રાપ્ત થતા જીવ અને પુદ્ગલને અધર્માસ્તિકાય સહકારી થાય છે અવકાશ આપનાર, સ્વસ્થિત ( પોતામા રહેલ ) અને સર્વવ્યાપક તે આકાશ કહેવાય છે તે લોકાલોકને વ્યાપીને રહેલ છે તથા અનત પ્રદેશવાળુ છે પદાર્થોનુ પરિવર્ત્તન કરવા માટે જે કાલના પરમાણુઓ

લોકાકાશના પ્રદેશમા ભિન્ન ભિન્ન રહેલા છે, તે મુખ્ય કાલ કહેવાય છે ( અર્થાત્ જીવાજીવાદિ પદાર્થોનો વર્તનારૂપ મૂખ્યપર્યાય તેનુ નામ નિશ્ચયથી કાલ કહેવાય છે गोयमा जीवा चेव अद्धा अजीवा चेव अद्धा इति विवाह प्रज्ञप्ति वचन प्रामाण्यात् ) જ્યોતિ શાસ્ત્રમા જેનુ પ્રમાણુ સમય અને આવલિ વિગેરેથી કહેવામા આવેલ છે, તેને સર્વજ્ઞોએ વ્યવહારિક કાલ કહેલ છે પ્રાણીઓને પ્રીતિ ઉપજાવે એવા સત્કર્મના પુદ્ગલો તે પુણ્ય અને નાના પ્રકારના દુ ખોદયને આપનાર તથા પુણ્યથી વિપરીત પુદ્ગલો તે પાપ કહેવાય છે મન, વચન અને કાયાની ચેષ્ટાથી જે કર્મ થાય, તે આશ્રવ છે અને તે શુભનો હેતુ તે શુભાશ્રવ તથા અશુભનો હેતુ તે અશુભાશ્રવ ગણાય છે સર્વ આશ્રવના નિરોધનો જે હેતુ તે સ વર કહેવાય છે અને ભવના હેતુરૂપ કર્મોનુ જે ઝરણુ ( વિખરાવુ ) તે નિર્જરા સમજવી કષાયાદિકને વશ થઈને પ્રાણી જે કર્મયોગ્ય પુદ્ગલોને ચાર પ્રકારે ગ્રહણુ કરે તે બ ધ કહેવાય, તથા બ ધના હેતુઓનો નિરોધ થતા અને ઘાતિકર્મનો ક્ષય થવાથી કેવળજ્ઞાન ઉત્પન્ન થાય અને શેષ ચાર કર્મોનો ક્ષય તે મોક્ષ કહેવાય છે ત્રણે ભુવનમા દેવાદિકને જે સુખ છે, તે સિદ્ધિસુખના અ નતમા ભાગ જેટલુ પણુ નથી આ નવ તત્ત્વોને જે ભવ્ય પ્રાણી શ્રદ્ધે છે, તેનુ સમ્યકત્વ શુદ્ધ થાય છે અને મોક્ષ લક્ષ્મી તો તેના હાથમાજ છે તે સમ્યકત્વનુ પરિજ્ઞાન પ્રાણીઓને જળસિ ચનથી અ કુરની જેમ જિનાગમ સાભળવાથીજ ઉલ્લસિત થાય છે, કહ્યુ છે કે —' જેમ ક્ષાર જળના ત્યાગથી અને મધુર જળના યોગથી બીજ અ કુરને ધારણુ કરે છે, તેમ તત્ત્વ સાભળવાથી માણુસ સમ્યકત્વને પ્રફુલ્લિત કરે છે, અહીં ક્ષાર જળસમાન અખિલ સ સારનો યોગ અને મધુર જળના યોગ સમાન તત્ત્વશ્રવણુ સમજવુ એ શ્રુતિને સજ્જનોએ બોધરૂપ જળપ્રવાહની એક આવતુલ્ય માનેલ છે એના અભાવે આવક વિનાના પાતાલકૂપની જેમ શ્રુત ( બોધ ) બધુ વ્યર્થ છે સમ્યક્ત્વપૂર્વક જ્ઞાન અને ચારિત્રની પ્રાપ્તિ એ સર્વથા મોક્ષસુખનુ કારણુ છે એમ પૂર્વ ઋષિઓ કહી ગયા છે

આ પ્રમાણે સાભળીને જાગ્રત વૈરાગ્યના રગવાળા એવા **ઋષભશ્રેષ્ઠીએ** પોતાના પુણ્યસાર નામના પુત્રને ગૃહભાર સોપીને અને દાનથી લક્ષ્મીને સફળ કરીને ઘણા વણિક્જનો સહિત પોતાની પત્ની સાથે તેણે સર્વનુ રક્ષણ કરનારી એવી આર્હતી દીક્ષા અગીકાર કરી, તે વખતે સમ્યગ્ રીતે તત્ત્વની સ્થિતિને જાણીને રાજાએ સમ્યકત્વના આરોપથી સુશોભિત એવા બાર વ્રત વિધિપૂર્વક અગીકાર કર્યા, અને બીજા નગરવાસીઓએ પણ યથારૂચિ સમ્યકત્વ, અણુવ્રતાદિક, તથા પૂજા વિગેરેના નિયમો લીધા હે સ્વામિન્! આ બધુ પ્રત્યક્ષ જોઇને મે પણ ગુરૂની પાસે મુક્તિના કારણરૂપ એવુ નિશ્ચલ સમ્યકત્વ સ્વીકાર્યું તે વખતે ચારિત્ર સપત્તિને પ્રાપ્ત થયેલા એવા ઋષભશ્રેષ્ઠી પ્રમુખને મુનિમહારાજે દ્રાક્ષના જેવી મધુર આ પ્રમાણે શિક્ષા આપી —" આ સસારમા જે વસ્તુઓ પ્રાણીઓને સુખકર લાગે છે, તેનો યુક્તિથી વિચાર કરતા તે બધી દુ ખરૂપ ભાસે છે કહ્યુ છે કે —

" भोगे रोगभय सुखे क्षयभय वित्तेऽग्निभूभृद्भय,
दास्ये स्वामिभय जये रिपुभय वशे कलङ्काद्भयम्,
माने म्लानिभय गुणे खलभय काये कृतांताद्भय,
सर्वं नाम भय भवेदिदमहो चारित्रमेवाभयम् " ॥ १ ॥

" ભોગમા રોગનો ભય, સુખમા તે ક્ષય થઇ જવાનો ભય, વિત્ત (ધન) મા અગ્નિ અને રાજાનો ભય, દાસ્યમા સ્વામીનો ભય, જયમા રિપુનો ભય, વશમા કલકનો ભય, માનમા મ્લાનિ (હીનતા) નો ભય, ગુણમા દુર્જનનો ભય અને શરીરમા યમનો ભય—અહો! આ બધુ ભયાન્વિતજ છે માત્ર એક ચારિત્રજ અભય (ભયરહિત) છે ' તમો મહાભાગ્યથી આ પચ મહાવ્રત પામ્યા છો, માટે રક્ષિતા અને રોહિતાની જેમ તે યત્નપૂર્વક પાળવા "

આ પ્રમાણે મિત્રશ્રીએ પોતાના સમ્યક્ત્વનુ કારણ કહ્યુ, એટલે અર્હતદાસ અને તેની અન્ય પ્રિયાઓએ મધુરસ્વરે કહ્યુ કે —' હે ભદ્રે!

તે જે કહ્યુ , તે સત્યજ છે એમ અમે માનીએ છીએ કારણ કે જગતમા અર્હદ્ધર્મનુ માહાત્મ્ય અદ્ભુત છે એ ધર્મના પ્રભાવથી પ્રાણીઓના દુ ખો તરત દૂર થઈ જાય છે અને સુખો અતિશય વૃદ્ધિ પામે છે તથા દેવતાઓ પણ તેમને સહાય કરે છે " આ સાભળતા સાક્ષાત્ પાપલતા એવી કુ દલતા બોલી કે — " આ સ બ ધમા મારા મનમા વિશ્વાસ બેસતો નથી. કારણ કે કપટધર્મમા એક ધૂર્ત્ત એવી મિત્રશ્રીએ આ બધુ કાલ્પનિક બુદ્ધિથી કહ્યુ છે " આથી રાજા વિગેરે વિચારવા લાગ્યા કે — " અહો ! આ દુરાત્માની પ્રાય સત્ય વસ્તુમા પણ કેટલી બધી અશ્રદ્ધા છે ગુણરૂપ માણિક્યથી પરિપૂર્ણ અને સ ત્યવાદી એવા સજ્જનમા પણ નીચ જનો પ્રાય કેવળ દોષજ જુએ છે કહ્યુ કે —

" दोपमेव समादत्ते न गुण निर्गुणो जनः

जलौकाः स्तनसपृक्त , रक्त पिबति नामृतम् " ॥ ९ ॥

" અહો ! નીચ ( નિર્ગુણ ) જન પ્રાય દોષનેજ ગ્રહણ કરે છે, ગુણને ગ્રહણ કરતો નથી કારણ કે સ્તનપર ચોટેલી જળો માત્ર તે માના રક્તને પીએ છે, પણ તે દૂધનુ પાન કરતી નથી "

હે ભવ્ય જનો ! મિત્રશ્રીએ કહેલ સમ્યક્ત્વના માહાત્મ્યને વધારનારૂ એવુ આ ચરિત્ર સાભળીને સમ્યક્ત્વના લાભને ભજે તે વખતે મ ત્રી સહિત શ્રેણિકરાજા પણ જગતને ઉદયના કારણરૂપ અને નિર્દોષ એવા સમ્યક્ત્વના પ્રભાવને સાભળીને મનસ્તાપને દૂર કરી અતિશય હર્ષ પામ્યો

॥ इति श्रीतपागच्छनायकश्रीसोमसुदरसूरि श्रीमुनिसुदर सूरिश्रीजयचद्रसूरिशिष्यैः पंडितजिनहर्षगणिभिः कृताया सम्यक्त्वकौमुदीकथायां तृतीयः प्रस्तावः ।



# ॥ चतुर्थ प्रस्ताव ॥



વે શ્રેષ્ઠીએ માનપૂર્વક ચદનશ્રીને કહ્યુ કે —" હે ભદ્રે ! તુ તારા સમ્યકત્વ પ્રાપ્તિના હેતુને નિવેદન કર " પોતાના સ્વામીનો આદેશ પામીને તે પવિત્ર સતી પણ સદ્ધર્મ રૂપ આરામ ( બગીચા ) ને નીકતુલ્ય એવી કથા આ પ્રમાણે કહેવા લાગી —

" જિનચૈત્યોથી પવિત્ર એવા ભરતક્ષેત્રમા કલ્પવૃક્ષની જેમ સપત્તિઓનો હેતુ એવો કુરૂ નામનો દેશ છે ત્યા પૃથ્વીના તિલક સમાન અને જિનેદ્રોની જન્મભૂમિપણાથી ઉત્તમ તીર્થરૂપે પ્રસિદ્ધ થયેલ એવુ હસ્તિનાગપુર નામનુ નગર છે નિષ્કલક કળાઓથી યુક્ત, ઉજ્વલ કાતિવાળા અને જાણે અમૃતની મૂર્ત્તિઓ હોય એવા સદાચારી લોકો જ્યા પ્રસિદ્ધ છે તે નગરમા ગરૂડ જેવો પરાક્રમી ભોગીજનોમા આદ્ય અને વિદ્વજ્જનોમા અગ્રેસર એવો ભૂભોગ નામે રાજા હતો જે રાજા સદા ક્ષમા ( પૃથ્વી ) ના ભારને ધારણ કરવામા સમર્થ ધર્મ (ધનુર્વિદ્યા) મા નિપુણ અને શત્રુને સુવર્ણની જેમ નમાવનાર તથા મિત્રનુ કલ્યાણ અને ઉન્નતિ કરનાર હતો રણાગણમા શત્રુઓની શ્રેણી તથા દાનમા સુવર્ણની રાશિ એ બેને જે ભૂપતિ તૃણ સમાન ગણતો હતો અર્થાત્ શૂરવીર અને દાતા હતો તેને વસુધાની જેમ ક્ષમાશીલ, સતીઓમા એક મડનરૂપ અને દીનનુ દુખ દૂર કરવામા સમર્થ એવી ભોગવતી નામે રાણી હતી સુપાત્ર અને અનુકપાદાનથી તથા શ્રીજિનેદ્રના ચરણની પૂજાથી જે દેવીનો

જમણો હાથ કદી વિરમતોજ ન હતો વળી તેજ નગરમા સર્વ જીવોપર દયાલુ અને શુભ-પુણ્ય પ્રાપ્ત કરવામા સ્પૃહાવાળો તથા ગુણોથી ઉજ્વલ એવો શ્રીમાન્ **ગુણપાલ** નામે શ્રાવક હતો જે શ્રેષ્ઠી શ્રી જિનભગવતની પૂજાથી, તીર્થયાત્રાથી તથા સુપાત્રદાનથી પોતાના ન્યાયોપાર્જિત ધનને સફળ કરતો હતો તેને સદ્ગુણોથી શોભાયમાન અને શુદ્ધ સમ્યકત્વના, આરોપથી વિશુદ્ધ મનવાળી એવી **ગુણાવલી** નામે સ્ત્રી હતી કલ્પવલ્લીની સદૃશ એવી ગુણાવલી સાથે રહેતા તે શેઠ જૈનશાસનરૂપ ઉદ્યાનમા કલ્પવૃક્ષની ઉપમાને પામ્યો હતો ત્યા ચદ્રમા સમાન ઉજ્વળ કળાઓના સ્થાનરૂપ, નિર્દોષ વૃત્તિવાળો, સદાચારી, દરિદ્ર અને દીનતાનુ સ્થાન એવો **સોમદત્ત** નામે એક બ્રાહ્મણ રહેતો હતો તેને સુકુમાળ અગવાળી એવી **સોમિલા** નામની ભાર્યા હતી તેમને પવિત્ર શોભાવાળી અને ચદ્ર જેવા મુખવાળી એવી સોમા નામે સુતા હતી એકદા દુર્વાર જ્વરના રોગથી સોમિલા મરણ પામી, તેથી સોમદત્ત પગલે પગલે ચિતાતુર થવા લાગ્યો ભૂમિના જેમ છત્ર ( રાજ્ય ) નો ભગ, વૃક્ષના મૂળનો છેદ અને અવસરે ગૃહસ્થના વરનો ભગ-એ ખરેખર ! દુસહ થઇ પડે છે એકદા તે જગતના બધુ સમાન એવા સાધુઓ પાસે ગયો, કારણ કે સસારના દુખથી તપ્ત થયેલા પ્રાણીઓને મુનિઓ એ એક સુધાના સરોવર સમાન છે તેમને બહુમાનથી નમસ્કાર કરીને ભદ્રક આશયવાળો અને શોકાવેશથી અધિક વિવશ થયેલો એવો તે વિપ્ર તેમની આગળ બેઠો એટલે સાધુઓએ તેને પૂછ્યુ કે-' હે ભદ્ર ! કેમ દુખી જેવો દેખાય છે ? ' પછી તેણે પોતાના દુખનુ કારણ કહી બતાવ્યુ એટલે ત્યા સાધુ મહારાજે દયામય આ પ્રમાણે દેશના આપી —

" સર્વ પ્રાણીઓને આ સસાર માર્ગ વિષમજ છે અને તે ઇંદ્ર તથા ઉપેદ્ર સર્વ કોઇને સમાનજ દુર્નિવાર્ય ( જેનો કોઇ રીતે પ્રતિકાર ન થઇ શકે એવો ) છે માટે દુખ ન લાવતા આત્મહિત સાધવુ યોગ્ય છે અને તે હિત પ્રાણીઓને નિશ્ચય જિનકથિત ધર્મજ

છે કે જેના યોગે સૂર્યથી જેમ અધકાર તેમ દુષ્કર્મો વિલય પામે છે કહ્યુ છે કે —

"दानशीलतपोभाव–भेदैरेप चतुर्विध. ।
चतुर्गतिभवानेक–दु'खनिर्नाशनाशक " ॥ १ ॥

"ચાર ગતિરૂપ સસારના અનેક દુખનો મૂળથી નાશ કરનાર એવો તે ધર્મ દાન, શીલ, તપ અને ભાવ–એમ ચાર પ્રકારે કહેલ છે " તેમજ વળી કહ્યુ છે કે —

"दान सुपात्रे विशद च शीलं, तपो विचित्रं शुभभावना च ।
भवार्णवोत्तारणसत्तरड, धर्मं चतुर्धा मुनयो वदति " ॥ १ ॥

"સુપાત્રે દાન, નિર્મળ શીલ, વિચિત્ર તપ, અને શુભ ભાવના–સસારસાગરથી પાર ઉતરવા નાવ સમાન એવા ધર્મને મુનિએ ઉક્ત ચાર ભેદથી વર્ણવે છે " આ પ્રમાણે ધર્મ સાભળીને તે વિપ્ર ગુરૂમહારાજની પાસે શ્રાવકપણુ પામ્યો અને યથોચિત ધર્મકાર્યોથી તે પોતાના જન્મને કૃતાર્થ કરવા લાગ્યો તે દરિદ્ર હોવા છતા નિરતર સુપાત્રે દાન દેતો હતો કારણ કે વિવેકી પુરૂષે પોતાની શકત્યનુસાર દાન આપવુ જોઇએ કહ્યુ છે કે —

"देय स्तोकादपि स्तोक, न व्यपेक्षा महोदये ।
इच्छानुसारिणी शक्तिः, कदा कस्य भविष्यति " ॥२॥

"સ્વલ્પમાથી સ્વલ્પ આપવુ, મહા ઉદયની અપેક્ષા ન રાખવી. કારણ કે ઇચ્છાનુસાર શક્તિ કોને કયારે પ્રાપ્ત થવાની છે ? " બધા ધર્મોમા પરમ ધર્મ, અને બ્રાહ્મણના મુખ્ય લક્ષણરૂપ અતિ દુષ્કર બ્રહ્મચર્યને તે ત્રિધા શુદ્ધ ધારણ કરવા લાગ્યો કહ્યુ છે કે —

"जो देइ कणयकोडिं, अहवा कारेइ कोइ जिणभवण ।
तस्स न तत्तियपुन्न, जत्तिय बभव्वए धरिए " ॥ १ ॥

"જે કોઇ સુવર્ણ કોટિનુ દાન કરે અથવા જિનભવન કરાવે,

પણ જેટલુ પુણ્ય બ્રહ્મચર્યને ધારણ કરવાથી થાય, તેટલુ પુણ્ય તેને ન થાય " વળી અન્યત્ર કહ્યુ છે કે —

" ब्राह्मणो ब्रह्मचर्येण, यथा शिल्पेन शिल्पिकः।
अन्या नाममात्र स्यादिंद्रगोपक कीटवत् ॥ १ ॥
एक रात्र्युषितस्यापि या गतिर्ब्रह्मचारिणः ।
न सा क्रतुसहस्रेण, माप्तु शक्या युधिष्ठिर!" ॥ २ ॥

" જેમ કારીગર કળાથી શોભે તેમ બ્રાહ્મણ બ્રહ્મચર્યથી જ શોભે છે અન્યથા ઇંદ્રગોપક કીડાની જેમ તે માત્ર નામધારી છે હે યુધિષ્ઠિર! એક રાત્રિ બ્રહ્મચર્ય પાળનાર બ્રહ્મચારીને જે ગતિ મળે છે, તે હજાર યજ્ઞ કરતા પણ પ્રાપ્ત થઇ શકતી નથી." તે વિવિધ પ્રકારના મોટા તપ આચરવા લાગ્યો તથા અન્ય ધર્મક્રિયામા આનદ ધારણ કરતો તે સારી ભાવના ભાવવા લાગ્યો. તે ત્રણે કાળ જિન બિંબોની અર્ચના કરતો અને પ્રતિદિન બે વાર પ્રતિક્રમણ કરતો હતો કારણ કે આવશ્યક ક્રિયા કરનારને જે નિર્જરા થાય, તેનુ પ્રમાણ તીર્થંકરોજ કહેવાને સમર્થ છે આ પ્રમાણે ધર્મમા તત્પર એવા તે વિપ્રની નગરીમા સત્કીર્તિ થવા લાગી માણસ નિર્વશ હોય, છતા ધર્મના પ્રભાવથી દેવતાઓ પણ તેના ગુણ ગાય છે

એકદા વિવેકી જનોમા શ્રેષ્ઠ એવા ગુણપાલશ્રેષ્ઠીએ સદાચારી જનામા શિરોમણિ એવા તે વિપ્રને કહ્યુ કે —" હે ભદ્ર! શ્રાવકત્વ, દયાલુત્વ અને ઉત્તમ બ્રહ્મચારિત્વ-જેવુ તારામા દેખાય છે, તેવુ અન્યત્ર નથી. તેથી હે સાધર્મિક મહાભાગ! અને હે સંવેગરસના સાગર! તુ સર્વ ગૃહસ્થોને વદન કરવા લાયક છે માટે હવે પછી તારે નિરારભપણે રહેવુ યોગ્ય છે કારણ કે સાવદ્યનો ત્યાગી શ્રાવક સતોને સાધુની જેમ પૂજ્ય છે તો મારે ઘેર રહીને નિરતર ધર્મ કરતા ઉપાધિમુકત એવા તમે જો અહીંજ પ્રાસુક અન્નથી ભોજન કરો તો મને અતિશય આનદ થાય. કારણ કે તમારા જેવુ સુપાત્ર પ્રૌઢ પુણ્યથીજ પ્રાપ્ત થાય છે કહ્યુ છે કે —'સત્પાત્ર, મોટી શ્રદ્ધા,

અવસરે યથોચિત દાન અને ધર્મસાધનની સામગ્રી-એ અલ્પ ભા ગ્યથી પ્રાપ્ત થતી નથી સમ્યગ્દષ્ટિ, સદા શાંત, અને બાર વ્રતધારી એવા શ્રાવકને સ્વલ્પ દાન આપતાં પણ તે માણસોને પ્રાય કોટિ ગણું ફળ આપે છે હજાર મિથ્યાદષ્ટિ કરતાં એક સમ્યગ્દષ્ટિ શ્રેષ્ઠ, હજાર સમ્યગ્દષ્ટિ કરતાં એક અણુવ્રતી શ્રેષ્ઠ, હજાર અણુવ્રતી કરતા એક મહાવ્રતી શ્રેષ્ઠ અને હજાર મહાવ્રતી કરતા એક જિનેશ્વર શ્રેષ્ઠ કહેલ છે તીર્થંકરસમાન અન્ય પાત્ર થયું નથી અને થવાનું પણ નથી જો તેમનો યોગ થાય, તો અવશ્ય નિર્વાણપદ મળેજ" આ પ્રમાણે ઉક્તિ ( કથન ) અને યુક્તિથી પ્રસન્ન કરેલ એવા તે ઉત્તમ બ્રાહ્મણે શ્રેષ્ઠીને ઘેર ભોજન કરવાનું કબૂલ રાખ્યું પછી માનપૂર્વક ગુણપાલ તેને પોતાને ઘેર ભોજન કરાવતો હતો તેમ કરતા તે શ્રાવકસમુદાયમા ધર્મશાસ્ત્રોવિશે ગુરૂપણું પામ્યો કારણ કે —

" सता ससर्गत' प्रायो, गुरुर्नीचोऽपि जायते ।
रत्नश्रेणिगत काच', प्रोच्चै किं नो मणीयते ? " ॥ १ ॥

" સત જનોના સસર્ગથી પ્રાય નીચ પણ મહાન્ થાય છે રત્નશ્રેણિમા આવેલો કાચ શું ઉંચા પ્રકારના મણી જેવો લાગતો નથી ? " હવે તે શેઠના સસર્ગથી તે વિપ્ર ત્રિધા શુદ્ધ એવા શ્રાવક ધર્મનું અનેક રીતે આરાધન કરીને આરાધનાદિકપૂર્વક પ્રાંતે અનશન સ્વીકારીને શુભધ્યાન અને સમાધિવાળો એવો તે ગુણશાળી એવા ગુણપાલ શ્રેષ્ઠીને કહેવા લાગ્યો કે — "આ મારી પુત્રી સોમા યોગ્ય જનને વિદ્યાની જેમ દઢ સમ્યક્ત્વધારી અને સદાચારી એવા કોઇ બ્રાહ્મણને તમારે આપવી પરંતુ સર્વ શાસ્ત્રરૂપ સમુદ્રના પાર ગત છતા મિથ્યાત્વમોહનીયથી વ્યાપ્ત એવા સમૃદ્ધ ( શ્રીમાન્ )-ને પણ આપવી નહિ કારણ કે મિથ્યાદષ્ટિ પુરૂષના સયોગ કરતા કન્યાને અવિવાહિત રહેવું અને કષ્ટથી જીવન ગાળવું એ સારૂ છે " આ પ્રમાણે કહીને ધીર એવો તે દ્વિજ સર્વ આશ્રવથી નિવૃત્ત થઇને મરણ પામી સ્ફુરાયમાન તેજવાળો વૈમાનિક દેવતા થયો પછી તે શ્રેષ્ઠીથી પોતાને ઘેર પુત્રીની જેમ પાલન કરાતી અને અત્યંત સૌમ્ય

આશયવાળી એવી સોમા અનુક્રમે યૌવન અવસ્થા પામી શ્રી સુવ્ર તા નામની મહાસતી ( સાધ્વી ) ની સેવાથી તે સર્વજ્ઞના ધર્મને સમ્યગ્રીતે જાણનારી તથા સમ્યગ્દષ્ટિ જીનોમા એક દષ્ટાંત રૂપ થઇ, તેથી તેનુ મન સદા ધર્મમાજ રમતુ વિષયોમા કદી રમતુ નહિ વિવેકી એવો રાજહંસ શુ મલિન જળનુ સેવન કરે ?

હવે તેજ નગરમા અદત્તાદાનમા કુશળ અને જુગાર વિગેરે વ્યસનોનો એક ભંડાર એવો રૂદ્રદત્તનામનો બ્રાહ્મણ હતો નિરંતર દ્યૂતક્રીડામા આસક્ત અને મિથ્યાત્વથી મલિન મનવાળો એવો તે દેવ, ગુરૂ, ધર્મ, મિત્ર કે બાંધવને માનતો ન હતો એકદા દ્યૂતશાળામા રમતા તે દુષ્ટબુદ્ધિએ જિનપૂજાને માટે જતી સોમાને જોઇ મહા ઉ જ્વલ રૂપ અને અલંકારને ધારણ કરવાવાળી તથા પવિત્ર લાવણ્યરૂપ સુધાની સરિતા સમાન એવી તેને જોઈને તે વિપ્રાધમ વિચારવા લાગ્યો કે — " અહો ! જાણે વિધાતાની સર્વસ્વ બનાવટજ હોય એવી આ લલના જેની સ્ત્રી હોય, તેની ગૃહસ્થિતિ શ્લાઘ્ય છે " પછી કપટના મંદિર એવા તેણે દ્યૂતકારોને પૂછયુ કે —" આ કોની પુત્રી અને કોની દયિતા છે ? તે કહો " એટલે તેઓ બોલ્યા કે —" વિ પ્રશિરામણિ એવા સોમદત્ત બ્રાહ્મણની તે પુત્રી છે અને પરમ ઋદ્ધિ વાળા એવા ગુણપાલ શ્રેષ્ઠીએ તેને ઉછેરીને મોટી કરી છે પરલોક જતી વખતે એના પિતાએ તે શ્રેષ્ઠીને કહ્યુ છે કે —' આ મારી પુત્રી કોઇ સમ્ય ક્ત્વશાળી બ્રાહ્મણને આપવી ' માટે તે શેઠ સમ્યગ્દષ્ટિ અને રત્નત્રયથી પવિત્ર એવા કોઇ એને માટે દ્વિજોત્તમ વરની તપાસ કરે છે પરંતુ તેવા વરના અભાવથી ગુણપાલશેઠના અખિલ સંપત્તિવાળા સદનમા હાલ તે અવિવાહિતપણે વૃદ્ધિ પામે છે " આ સાંભળતા રૂદ્રદત્તે વિસ્મ યપૂર્વક તાલ દઇને તેમને કહ્યુ કે —' મારે કપટ કરીને પણ એ સ્ત્રી પરણવી ' એટલે બીજા દ્યૂતકારો ડોળા કાઢીને બોલ્યા કે —" હે દુરા શય ! શુ એના સ્વરૂપને પણ તુ જાણતો નથી ? પોતાના કુલાચારથી પવિત્ર થયેલા એવા શ્રોત્રિય અને યાજ્ઞિકોએ પોતાના પુત્રને પરણા

વવા માન સહિત એની માગણી કરી, કારણ કે ઉત્પન્ન થના નવીન લાવણ્ય ( સૌરભ્ય ) વાળી મનોવાછિત ફળને આપવાવાળી એવી કલ્પવલ્લી સમાન કામિનીની કોણ પ્રાર્થના ન કરે ? પરતુ તે શ્રેષ્ઠી શ્રાવક વિના કોઇને આપવાનો નથી કારણ કે કામધેનૂ ગાયના ભક્ષક ( વાઘ ) ને કોણ આપે ? જે પ્રાણી ધર્મધુરાને વિશેષ રીતે ધારણ કરે છે, તે નિર્ધન હોય છતા બુધજનો તેને ધનિકોની પક્તિમા પ્રથમ ગણે છે ( ધનવતોમા મુખ્ય કરે છે ) તુ દ્યૂતમા કુશળ, ચોર અને પરદારાલપટ છે માટે તે શ્રેષ્ઠ સતીને યોગ્ય શી રીતે થઇશ ?" આ પ્રમાણેનુ કથન સાભળીને રૂદ્રદત્તે પુન તમને કહ્યુ કે –" આ બાબતમા તમારા સાભળતા હુ પ્રતિજ્ઞા કરૂ છુ કે –" આ કન્યાનુ પાણિગ્રહણ કરીને તેજ વેષે અહીં આવીને તમારી સાથે લીલાપૂર્વક નૂતન કકણવાળા હાથે નવા નવા દ્યૂતથી જો હુ ન રમુ, તો તમારે મને અધમ વિપ્ર ગણવો "

પછી દ્યૂતશાળામાથી ઉઠી અને ઘરની બહાર નીકળીને ધૂર્ત અને માયાવી એવો તે અનેક ગામ ભમતો, કોઇક મુનિની પાસે શ્રાવકાચારનો તથા સ્તોત્ર સહિત શ્રાદ્ધપ્રજ્ઞપ્તિ વિગેરે સૂત્રોનો અભ્યાસ કરીને ગુરૂસેવામા કુશળ અને ભગવતની સ્તુતિ કરવામા નિપુણ એવો તે શ્રાવકોમા પોતાને બ્રહ્મચારી તરીકે ઓળખાવતો, ભાષા અને શરીરને ગોપવીને ( બદલાવીને ) દરેક તીર્થે અને દરેક ગામે જિનપ્રતિમાઓને નમસ્કાર કરતો તે એકદા ત્યા હસ્તિનાગપુરમા આવ્યો ત્યા ગુણપાલશ્રેષ્ઠીએ કરાવેલ જિનચૈત્યમા દશ પ્રકારના ધર્મને ધારણ કરતો અને કપટી એવો તે, જિનપૂજાને માટે ત્યા આવતા શ્રેષ્ઠીના જેમ જોવામા આવે, તેવા પ્રકારનો સદાચારનો દભ ધારણ કરીને રહ્યો પછી અર્હતની પ્રશસ્ત એવી અષ્ટપ્રકારી પૂજા કરીને સજ્જનોમા શ્રેષ્ઠ એવા તે શ્રેષ્ઠીએ વદનપૂર્વક તેને પૂછયુ –"હે શ્રાવકોત્તમ ! આપ કયાથી આવો છો ? અને આવા યૌવનમા પણ બ્રહ્મચારિવ્રત તમે શા કારણથી આદર્યુ છે ? " એટલે વિધિપૂર્વક

તે શ્રેષ્ઠીને વદન કરીને માયાવી એવા તે કલ્પનારૂપ શિલ્પિએ રચેલ (કલ્પિત) એવુ પોતાનુ વૃત્તાત કહેવા લાગ્યો –"**વારાણસી** નામની મહાપુરીમા ષટ્ કર્મનો કરનાર અને ગૃહસ્થાચારમા તત્પર એવો **સોમશર્મા** નામે બ્રાહ્મણ આનદદાયક એવી ગગા નામની પોતાની સ્ત્રી સાથે રહેતો હતો તેમનો **રૂદ્રદત્ત** નામનો હુ પુત્ર છુ જ્યારે હુ યૌવનાવસ્થા પામ્યો, ત્યારે મદમત્ત થઇ વિષયોમા અતિ વિહ્વલ બની ગયો તેથી **વેત્રવતી** નામની વેશ્યાને ઘેર નિરતર રહેતા દુરા શયવાળા એવા મે ઘરના બધા મૂળ ધનનો વ્યય કરી દીધો પછી હુ નિર્ધન થઇ ગયો એટલે પાપી વેશ્યાએ મને કહાડી મૂકયો, અને માતપિતાના વિયોગથી દુ ખી થતા હુ આવી અવસ્થા પામ્યો એટલે ભિક્ષા માગતો અને એકાકીજ પૃથ્વીપર ભ્રમણ કરતો એવો હુ એકદા શુભના ઉદયથી કલ્પવૃક્ષની જેમ જિનચદ્ર નામના સદ્ગુરૂનો સમાગમ પામ્યો તેમને બહુ માનપૂર્વક નમસ્કાર કરીને હુ પાસે બેઠો એટલે તેમણે હર્ષરૂપ અમૃતને વર્ષાવનારી એવી ધર્મદેશના શરૂ કરી

"ધર્મ એ માતા, ધર્મ એ પિતા, ધર્મ એ મિત્ર, ધર્મ એ સતોની ગતિ, ધર્મ એ દુ ખરૂપ અધકારનો નાશ કરવામા સૂર્ય સમાન અને ધર્મ એ કલ્યાણનો ખજાનો છે જ્યારે કલ્યાણ પ્રાપ્ત થવાનુ હોય અને જ્યારે પરમ પદ તરત પ્રાપ્ત થવાનુ હોય, ત્યારેજ પ્રાણી ભાવથી જિનપ્રણીત ધર્મને પામી શકે છે સુમન (દેવ–શુદ્ધ મન) થી પ્રેરણા કરાયેલ એવા મદરાચલની જેમ ધર્મથી પ્રાણી ચદ્રની જેમ ભવાબ્ધિથી ઉદ્ધાર પામી શિવ (મોક્ષ–મહાદેવ) ને પ્રાપ્ત કરે છે તે સર્વથી યા દેશથી પણ પ્રાપ્ત થઈ શકે છે તેમા સાધુઓ તેનો સવથી સ્વીકાર કરે છે અને ગૃહસ્થો દેશ (એક ભાગ) થી આદરે છે જેઓ મન, વચન અને કાયાથી કરવુ–કરાવવુ અને અનુમોદવુ એમ ત્રિવિધ ત્રિવિધે સકલ્પ અને આરભ એ બે ભેદથી સ્થાવર અને ત્રસ જીવોની હિસા કરતા નથી, જેઓ ક્રોધ, લોભ, ભય અને હાસ્ય એ ચાર ભેદે મૃષાવાદનો ત્યાગ કરે છે, સ્વામી-

અદત્ત, તીર્થંકરઅદત્ત, ગુરૂઅદત્ત, અને જીવઅદત્ત એ ચાર પ્રકારે જેઓ અદત્તને ગ્રહણ કરતા નથી, નવ ગુપ્તિથી જેઓ સદા શીલ પાળે છે, જેઓ ઘર વિગેરેના ત્યાગપૂર્વક સર્વથા પરિગ્રહનો ત્યાગ કરે છે, દિનપ્રાપ્તાદિ ભેદોથી જેઓ રાત્રિભોજનનો ત્યાગ કરે છે અને દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી અભિગ્રહમા તત્પર રહી વિશુદ્ધ આહારને ગ્રહણ કરે છે, તેઓને મુક્તિમાર્ગના પ્રકાશક એવા સયમી કહ્યા છે અને તેમાના એક ભાગનુ આચરણ કરનારા શ્રાવકો કહેવાય છે બ્રહ્મચર્યને ધારણ કરનારા, અને વિશુદ્ધ આહારનુ ભોજન કરનાર એવો પ્રતિમાધારી શ્રાવક પણ સાધુ સમાન ગણાય છે જેને દેવતાઓ પણ નમસ્કાર કરે છે રાજાઓ જેના શાસનને ધારણ કરે છે, ગ્રહો પ્રસન્ન થાય છે અને દુષ્ટો જેનાથી વશ થાય છે, તે બ્રહ્મચર્યનો મહિમા અદ્દભુત કહેલ છે ”

આ પ્રમાણે દેશના સાભળીને સવેગ રસને ધારણ કરનાર એવા મે ગુરૂની પાસે વિશ્વને પૂજિત એવુ બ્રહ્મચર્યવ્રત કઈક અગીકાર કર્યું છે પછી ત્યાથી અનેક તીર્થોમા જિન ભગવતોને નમસ્કાર કરતો એવો હુ અહીં શાલ્યાદિ જિનેદ્રોને નમસ્કાર કરવા આવ્યો હુ ” આ પ્રમાણે પ્રપચયુક્ત પણ સુધાસમાન એવી તેની વાણી સાભળીને આશ્ચર્યથી રોમાચિત થયેલો એવો શ્રેષ્ઠી મનમા વિચાર કરવા લાગ્યો કે –“ એક બાજુ જેમ સર્વ પ્રકારના સત્તપ હોય અને એક બાજુ શીલ પાલન, તથા જેમ એક બાજુ સર્વ તીર્થો અને એક બાજુ શત્રુજય તીર્થ સમાન છે તેમ યૌવનવયમા પણ અતિ દુષ્કર એવુ બ્રહ્મચર્યવ્રત ધારણ કરેલ હોવાથી એ મહાપુરૂષ વિશેષથી સ્તુતિપાત્ર છે માટે ભક્તિપૂર્વક જો એનુ વાત્સલ્ય કરાય, તો આ મારો ગૃહસ્થાશ્રમ વૃક્ષ સફળ થઈ જાય સાધર્મિકવાત્સલ્ય, જીવદયા અને કષાયોનો નિગ્રહ–એ શ્રેષ્ઠ એવુ પુણ્યાનુબધીપુણ્ય જૈન શાસનમા વિદિત ( પ્રસિદ્ધ ) છે ” આ પ્રમાણે વિચાર કરીને પછી શ્રેષ્ઠીએ તેને કહ્યુ કે —“ હે પરમ બ્રહ્મચારી ! પુણ્યવત એવા તમે

કયા ઉતર્યા છો ? બ્રહ્મચારી એવા તમારૂ હુ વાત્સલ્ય કરવા ઈચ્છુ છુ કારણ કે ત્યાગી એવો અણુવ્રતી ( શ્રાવક ) પુણ્યયોગેજ પ્રાપ્ત થાય છે માટે મારાપર અનુગ્રહ કરી મારે ઘેર આવી ત્યા ગૃહચૈત્યને નમસ્કાર કરીને આજ ત્યાજ પારણુ કરો " તે બોલ્યો કે –" અહીંજ છઠ્ઠનુ તપ કરીને રહ્યો છુ અને પારણામા માત્ર પાચ કોડીયાની વૃત્તિથી શરીર ધારણ કરૂ છુ આપના જેવાનુ ઘર રજમદિરની જેમ બહુજ રમણીય હોય છે અને તે દેવાગનાઓ સદૃશ સુદરીઓથી વ્યાપ્ત હોય છે માટે કોઇ રીતે મારાથી ત્યા આવી શકાય તેમ નથી. કારણકે બ્રહ્મચારીઓએ પ્રાય સ્ત્રીઓથી દૂર રહેવુજ વધારે સારૂ છે છતા પણ કોઇ વાર અવસર મેળવી તપને દિવસે ગૃહચૈત્યને નમસ્કાર કરવા ત્યા તમારી સાથે આવીશ." આથી ગુણપાલ તેને નિ સ્પૃહજનોમા અગ્રેસર સમજીને બહુ આગ્રહથી તેને પોતાને ઘેર તેડી ગયો ત્યા રત્ન, માણિક્ય અને સુવર્ણથી નિર્મિત એવી ભગવતની પ્રતિમાઓને તેણે બહુજ આનદથી વિધિપૂર્વક નમસ્કાર કર્યા પછી શ્રેષ્ઠીએ બહુમાનથી તેને પોતાની સાથે ભોજન કરાવ્યુ કારણકે જેમ ધર્મમા દયા, તેમ ભોજનમા આદર એ સાર છે ભોજન કર્યા પછી શ્રેષ્ઠીએ તેનો પુષ્પાદિકથી સત્કાર કરીને અને તેને પોતાની ધર્મશાળામા બેસારીને આ પ્રમાણે કહ્યુ –" હે મહાશય ! ધર્મના સમુદ્ર એવા તમે મારે ઘેર અતિથિ થયા, તેથી આજે બધુ મારે સફળ થયુ સમ્યગ્દૃષ્ટિ, ગૃહત્યાગી અને બારવ્રતધારી શ્રાવક, જેનો પુણ્યોદય હોય, તેને ઘેરજ અતિથિ થાય છે માટે હવે તમારે આ ધર્મશાળામા રહી ધર્મધ્યાન કરતા થોડા દિવસ અહિજ રહેવુ જ્યા જિતેદ્રિય એવો બ્રહ્મચારી એક રાત્રિ રહે, તે સ્થાનને પણ તીર્થંકરોએ સ્થાવર તીર્થ કહેલ છે ' આવા પ્રકારના શ્રેષ્ઠીના આગ્રહથી ત્યા રહી ધર્મધ્યાન કરતા સ્પૃહારહિત એવા તેણે શેઠના ઘરના બધા માણસોને આશ્ચર્યચકિત કરી દીધા

એકદા શ્રેષ્ઠીએ તેને એકાતમા પૂછ્યું કે —" હે ભદ્ર ! આ

બ્રહ્મચર્યવ્રત તમે અમુક વખતને માટે કે જીવનપર્યંત લીધુ છે ?" એટલે તે બ્રહ્મચારીએ સ્વલ્પ ભાષામા શેઠને કહ્યુ કે —"હે મહાનુભાવ ! યૌવનવયમા આ ઇંદ્રિયો મુનિઓને પણ દુર્જય હોય છે માટે તપસ્યા ( વ્રત ) મા તુલના કરતા એવા મે ગુરૂની આજ્ઞાથી સમર્યાદ બ્રહ્મચર્યવ્રત સ્વીકાર્યું છે સુજનોએ વ્રતને પ્રાણો કરતા પણ અધિક માનેલ છે માટે બહુ સભાળપૂર્વક તેનુ પાલન કરવુ કારણ કે વ્રતભજક પ્રાણીને ભવાતરમા સમ્યક્ત્વ પ્રાપ્તિ અતિદુર્લભ થઇ પડે છે કહ્યુ છે કે —

इष्टवियोगो ऽहुधार्तियुक्तता, कुयोनिता सततरोगधारिता ।
पराभवोऽन्यैश्च कुरूपदेहता, फलान्यमून्याहुरितिव्रतागिनाम् " ॥१॥

"ઇષ્ટજનનો વિયોગ, વારવાર ચિતા, નીચ કુળમા જન્મ, નિરતર શરીરે વ્યાધિ, બીજાઓથી પરાભવ દેહની કુરૂપતા વ્રતભજક પ્રાણીઓને આવા ભયકર ફળ પ્રાપ્ત થાય છે" આથી શ્રેષ્ઠીએ વિચાર કર્યો કે —"સોમશર્માની સુતાને ખરેખર ! એજ વર યોગ્ય છે, વળી સમાન સ્થિતિવાળો અને સરખી વયવાળો એવો તે મને ભાગ્યયોગેજ પ્રાપ્ત થયો છે" આ પ્રમાણે વિચાર કરી કાર્યના અર્થી એવો શેઠ તે બ્રહ્મચારીને કહેવા લાગ્યો કે —"હે ભદ્ર ! મહેરબાની કરીને તમે એક મારી પ્રાર્થના સફળ કરો સમ્યગ્દૃષ્ટિ જનોમા શ્રેષ્ઠ, અને બને કુળને વિશુદ્ધ કરવાવાળી તથા સદ્ગુણોથી માન્ય અને ધન્ય એવી આ સોમા નામની કન્યાનુ તમે પાણિગ્રહણ કરો ખરેખર એના પુણ્યથીજ આકૃષ્ટ થઇ તમે અહીં આવ્યા છો, માટે આ મબધમા વિશેષ વિચારણા કરવાની જરૂર નથી ધનહીન પણ સદાચારી વર સ્રીઓને સારો, પરતુ શ્રીમાન્ પણ જો તે સદાચાર માર્ગથી ભ્રષ્ટ હોય તો તે વિષ સમાન છે ક્ષમાસહિત એવો સાધુ જેમ પોતાનો અર્થ ( ધર્મ ) સાધવામા કુશળ હોય છે તેમ ગૃહિણી સહિત ગૃહસ્થ પોતાનો ગૃહસ્થધર્મ સાધી શકે છે પછી 'આજે મારૂ મહા ઉદ્યમરૂપ વૃક્ષ સફળ થવાનુ' આ પ્રમાણે મનમા વિચારતો અને લજ્જાથી નમ્ર મુખવાળો

થતો એવો તે બ્રહ્મચારી બોલ્યો કે —"સ્ત્રી એ દુ ખોની ખાણ, નરક દ્વારની દીપિકા અને પ્રાણીઓને કર્મ બ ધનમા પ્રથમ કારણરૂપ છે માટે શત્રુઓની જેમ તે સુ દરીઓનો સ ગ કરવો મને પસ દ નથી, પર તુ આ બાજુ આપના વચનને પણ ઉથાપી શકતો નથી " આ પ્રમાણે કહ્યા ઉપરથી શ્રેષ્ઠીએ તેને બારે દિવસે મહોત્સવપૂર્વક સો માની સાથે બલાત્કારથી પાણિગ્રહણ કરાવ્યુ પછી સુવર્ણકોટિસહિત અને સર્વ જાતના રાચરચિલાથી સુશોભિત એવા એક અન્ય ભવનમા તેને જુદો રાખ્યો

પછી બીજે દિવસે નવા પ્રકારના આન દને વશ વદ, નૂતન રાગ થી આર્દ્ર અને પરિવાર સહિત એવી તે નવોઢાને મૂકીને જુગારખાનામા જઇ અન્ય ક્રિયાનો ત્યાગ કરી તે વિપ્રાધમ ચળકતા ક કણવાળા હાથથી રમવા લાગ્યો એટલે તેવા પ્રકારના વેષથી વિભૂષિત એવા તેને જોઇને અને તેનુ દુશ્ચરિત્ર સમજીને તે ધૂતકારોએ વિસ્મય પામીને કહ્યુ કે —' તમે કૂટ પ્રયોગથી શીરીતે પ્રતિજ્ઞા પૂર્ણ કરી ? ' એટલે તેણે યથાસ્થિત બધુ પોતાનુ સ્વકૃત સ્વરૂપ કહી બતાવ્યુ તે સાભળીને ધૂતકારોએ વિસ્મય પૂર્વક કહ્યુ કે —" અહો ! તમારામા દ ભ કર વાની ખૂબી ખરેખર અજબ છે માનદ ભથી, કળાદ ભથી, શૌચદ ભ-થી પણ આ ક્રિયાદ ભ ખરેખર ! વિદ્વાનોને પણ વિશેષથી દુર્ભેદ્ય છે હે ભદ્ર ! ધર્મ પ્રપ ચથી તે મહાઆસ્તિક શ્રેષ્ઠીને છેતરીને મનહર આશયવાળી અને ભાગ્યવતી એવી સોમાને તુ જ્યારે પત્ની તરીકે પામ્યો, તો હવે તારે સદાચારના માર્ગે ચાલવુ યોગ્ય છે કારણ કે સદાચારને આદરતા નીચ પ્રાણી પણ પૂજ્યપદને પ્રાપ્ત કરે છે " પોતાના દુરાચારીપણાથી તેમની આ શીખામણને અવ ગણીને તે દુષ્ટબુદ્ધિ ત્યાથી ઉઠીને એક વેશ્યાને ઘેર ચાલ્યો ગયો વિશ્વને મોહ પમાડનારી વસુમિત્રની પુત્રી, કળાઓનુ ક્રીડાસ્થાન, અસાધારણ સૌભાગ્યવાળી, સાક્ષાત જાણે પૃથ્વીપર રતિ આવી હોય એવી અને પૂર્વે બહુ વાર અતિશય દ્રવ્ય આપીને વશ કરેલી તથા બન્ને રીતે **કામલતા** ( નામ અને કામદેવની એક લતા ) તરીકે

પ્રસિદ્ધ થયેલ એવી તે વેશ્યાની સાથે કામભોગમા આસકત થયેલા અને દુરાશયવાળા એવા તે પાપીએ ત્યા કેટલાક દિવસો વ્યતીત કર્યા

હવે સતીઓમા શ્રેષ્ઠ અને ધર્મદક્ષ છતા તેનુ ચેષ્ટિત જાણી હૃદયમા વિલક્ષ થઇને સોમા આ પ્રમાણે વિચારવા લાગી કે —" અહો દ્રવ્ય, ક્ષેત્ર વિગેરે સામગ્રીથી શુભાશુભ ફળને આપનાર કર્મપરિણામ દેવતાઓને પણ દુર્લંઘ્ય છે જે પ્રાણી જે રીતે જેવા પ્રકારનુ કર્મ કરે છે, તે પ્રાણીને પોતાના નિધાનની જેમ તે કર્મ તેવી રીતે ભોગવવુ પડે છે " કહ્યુ છે કે —

" यद्भावि तद्भवति नित्यमयत्नतोऽपि,
यत्नेन चापि महता न भवत्यभावि
एव स्वकर्मवशवर्त्तिनि जीवलोके,
शोच्य किमास्ति पुरुषस्य विचक्षणस्य ? " ॥ १ ॥

" જે થવાનુ છે, તે યત્ન કર્યા વિના પણ અવશ્ય થાયજ છે અને જે નથી થવાનુ તે મહા પ્રયત્ન કરતા પણ થતુ નથી આ પ્રમાણે જીવલોક સ્વકર્મને વશવર્ત્તી હોવાથી વિલક્ષણ જનને શોક કરવા લાયક શુ છે ? "

પછી શ્રેષ્ઠીએ સોમાને બોલાવીને સગદ્ગદ ગિરાથી કહ્યુ કે — " હે વત્સે ! તારે કોઇ જાતનો ખેદ કરવો નહિ કારણ કે કર્મોની સ્થિતિ નહિ ઓળખાય તેવી છે લોકમા ધાર્મિક જનો પણ જે કપટી અને મહાપાપી બની જાય છે, એ ખરેખર કળિકાળનુજ માહાત્મ્ય છે કહ્યુ છે કે —

"अनृतपटुता चौर्ये चित्त सतामपमानता,
मतिरविनये शाठ्य धर्मे गुरुष्वपि वचना ।
ललितमधुरा वाक् प्रत्यक्षे परोक्ष विभाषिता,
कलियुगमहाराज्यस्यैता' स्फुरति विभूतयः " ॥ १ ॥

'અસત્ય બોલવામા ચાલાકી, ચોરી કરવાની બુદ્ધિ, સજ્જનોનુ અપમાન, ઉદ્ધત મન, ધર્મમા શઠતા, વડીલો (ગુરૂજનો) ની પણ

વચના, પ્રત્યક્ષ મીઠુ બોલવુ, અને પરોક્ષ વિરૂદ્ધ બોલવુ, આ બધી કળિયુગરૂપ મહારાજ્યની ચળકતી વિભૂતિ છે" એની એ કટ સુવર્ણની જેમ બહુધા તપાસ કરી પણ ધર્મછળથી તેને ધૂતકારક હુ જાણી ન શકયો માટે "હે ભદ્રે! સર્વ પ્રકારના સુખને આપનાર અને પ્રાણીઓને અભય આપવાથી પ્રસન્ન કરનારા એવા જિન ભગવતે પ્રરૂપેલ ધર્મનીજ આરાધના કરવી હવે તને ઉચિત છે" સોમાએ શાન્ત મનથી કહ્યુ કે —"સતાપને દૂર કરવામા અમૃત સમાન એવા હે તાત! આપના પ્રમાદથી મારા હૃદયમા લેશ પણ દુ ખ નથી કામભોગમા આસક્ત થયેલો અધમ પ્રાણીજ દુ ખ પડતા કલ્પાત કરે છે, પરતુ વિવેકી જન તો દુ ખ આવતા વિશેષથી ધર્મારાધન કરે છે, વિયોગ થતા મૂઢ જનજ નિરતર શોક કર્યા કરે છે, પરતુ તત્ત્વજ્ઞ તો એવો ઉપાય લે છે કે જેથી ફરી વિયોગ જ ન થાય માટે હે તાત! ધર્મરૂપ કલ્પવૃક્ષને નીક સમાન અને કલ્યાણને આપનારી એવી શ્રી જિનભગવતની તથા સાધુ મહાત્માઓની મારે નિરતર ભક્તિ જ કરવી છે" આ પ્રમાણે તેનુ વચન સાભળીને શેઠ સતુષ્ટ થઇને બોલ્યા કે —"હે ભદ્રે! તારે નિ શક રીતે ધર્મકાર્ય કરવુ, તથા અજ્ઞાનથી મે જે આ તારાપર દુ ખનો પ્રસગ લાવી મૂક્યો છે, તેની તારે સમ્યગ રીતે ક્ષમા કરવી, કે જેથી મારૂ મિથ્યા દુષ્કૃત થાય અજ્ઞાન યાતો વિસ્મૃતિથી પ્રાણી તેવા પ્રકારનુ પાપ કરે, પણ મન, વચન અને કાયાની શુદ્ધિથી મિથ્યાદુષ્કૃત આચરતા તે અવશ્ય શુદ્ધ થઇ શકે છે વળી પુણ્યવૃદ્ધિને માટે તથા ચિત્તને સ્થિર કરવા આ જૈન સિદ્ધાતનુ પુસ્તક નિરતર તારે અર્થ સહિત વાચવુ" આ પ્રમાણે તેને સમગ્ર પુણ્યકર્મમા બહુમાન પૂર્વક જોડીને શ્રેષ્ઠી સ્વસ્થ થયો.

એવા અવસરે વિશ્વરૂપ કમળને વિકસ્વર કરવામા સૂર્ય સમાન એવા **સુધર્મ** મુનીશ્વર ત્યા પધાર્યા, એટલે સમ્યગ્દૃષ્ટિ માણસો સાથે સોમા તેમને વદન કરવા ગઈ, અને ત્યા ગુરૂ મહારાજની આ પ્રમાણે તેણે ધર્મદેશના સાભળી —"વિધિ પૂર્વક વીશસ્થાનકનુ તપ કર

વાથી ભાગ્યવત પ્રાણી તીર્થંકર લક્ષ્મીને પ્રાપ્ત કરે છે ” “હે ભગવન્! તે વીશસ્થાનક કયા?” આ પ્રમાણે સોમાએ પૂછયુ, એટલે ગુરૂમહારાજ ત્યા સભા સમક્ષ આ પ્રમાણે કહેવા લાગ્યા —

“અર્હંત, સિદ્ધ, આગમ અને આચાર્ય વિગેરેની ભક્તિ ઇત્યાદિ વીશસ્થાનકો જિન શાસનમા મોક્ષના કારણરૂપ કહ્યા છે, કહ્યુ છે કે —‘અર્હંત, સિદ્ધ, પ્રવચન, ગુરૂ, સ્થવિર, બહુશ્રુત અને તપસ્વી એ સાત સ્થાનકની ભક્તિ, વારવાર જ્ઞાનોપયોગ, સમ્યક્ત્વ, વિનય, આવશ્યક, નિરતિચાર શીલવ્રત, ક્ષણે ક્ષણે સમતા પૂર્વક શુભધ્યાન, તપોવૃદ્ધિ, સુપાત્રદાન, વૈયાવૃત્ય, સમાધિ, અભિનવ જ્ઞાન, શ્રુતભક્તિ અને પ્રવચન (શાસન) ની પ્રભાવના–આ વીશ કારણથી પ્રાણી તીર્થંકરપણાને પ્રાપ્ત કરે છે હે ભદ્રે! પ્રથમ સ્થાનકમા ત્રિકાલ–અર્ચન પૂર્વક જિન ભગવતની દ્રવ્ય અને ભાવથી દૃઢ ભક્તિ કરવી બીજા અખીલ સ્થાનકનુ આરાધન કરતા પણ સુગંધી ધૂપ, દીપ વિગેરે અષ્ટ પ્રકારથી જિનેશ્વરોની તો સદા ભક્તિ કરવીજ તેમજ દ્રવ્યભક્તિ કરનારે રત્ન, સુવર્ણ, પત્થર અને કાષ્ઠમય જિન ચત્યો વિધિ પૂર્વક કરાવવા જેઓ સુવર્ણ, રત્ન અને કાષ્ઠાદિકનુ જિનચૈત્ય કરાવે છે, તે ભાગ્યવત ભવ્યોના ઉત્તમ ફળને કોણ જાણી શકે છે? અર્થાત્ તેમને અપરિમિત ફળ મળે છે કહ્યુ છે કે —

‘ काष्ठादीना जिनागारे, यावन्त' परमाणव' ।
तावन्ति वर्षलक्षाणि, तत्कर्ता स्वर्गभाग् भवेत् ” १

“ કાષ્ઠાદિકના જિનભવનમા જેટલા પરમાણુઓ હોય, તેટલા લાખ વર્ષ તેનો કરાવનાર સ્વર્ગના સુખ ભોગવે છે ” એક અગુષ્ઠ પ્રમાણથી સાતસો અગુષ્ઠ પ્રમાણની અને મોક્ષ લક્ષ્મીને વશ કરનારી એવી જિન પ્રતિમા કરાવવી કહ્યું છે કે —

“ एकागुलमित विंब, निर्मापयति योऽर्हताम् ।
एकातपत्रसाम्राज्य, प्राप्य मुक्तिगृह व्रजेत् ” ॥१॥

"જે પ્રાણી એકાંગુલ પ્રમાણનું જિનબિંબ કરાવે છે, તે પૃથ્વીનું એકાંત પત્ર સામ્રાજ્ય ભોગવીને મોક્ષે જાય છે" વળી નવી બનાવેલી જિનભગવંતની પ્રતિમાઓની વિધિથી સૂરિમંત્રપૂર્વક બ્રહ્મચારી ગુરૂની પાસે પ્રતિષ્ઠા કરાવવી કહ્યું છે કે —

" प्रतिष्ठामर्हतां यो हि, कारयेत् सूरिमंत्रतः ।
सोऽर्हत्प्रतिष्ठां लभते, ध्रुवमागामिजन्मनि " ॥१॥

"જે પ્રાણી સૂરિમંત્રથી અર્હત્પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવે, તે ખરેખર! આવતા જન્મમાં તીર્થંકરપદ પામે છે" તેમજ માણસો જેટલા હજારવર્ષસુધી જિન પ્રતિમાની પૂજા કરે છે, તેટલા કાળ સુધી તે બિંબનો કરાવનાર તેના ફળના અંશને પામી શકે છે વળી ગૃહસ્થ શ્રાવકે જિન ભગવંતની પ્રતિમાઓના રત્ન, સુવર્ણ અને માણિક્યના અલંકારો કરાવવા કારણ કે એક બિંબની અલંકારથી રચેલ શોભા માણસોને ત્રણ લોકની લક્ષ્મીના અલંકારરૂપ બનાવે છે સમ્યક્ત્વની શુદ્ધિ ઇચ્છતા ગૃહસ્થ શ્રાવકે અર્હત્પ્રતિમાઓની સદ્ભક્તિ પૂર્વક વિવિધ ભેદથી પૂજા કરવી તથા જિનચૈત્યમાં વિધિ પૂર્વક સ્નાત્ર મહોત્સવ કરવો કારણ કે જિનભગવંતના અભિષેકથી પ્રાણી રાજ્યનું આધિપત્ય પામે છે કહ્યું છે કે —

" एकोपि नीरकलशो जगदीश्वरस्य,
स्नात्रोपयोगमुपयाति जनस्य यस्य ।
प्राप्नोति पापमलराशिमनंतजन्मो -
द्भूतं विधूय परमोचपदं क्षणेन " ॥ १ ॥

"જે માણસનો એક જળકળશ પણ જિન ભગવંતના સ્નાત્રોપયોગમાં આવે છે, તે અનંત ભવના પાપરૂપ મળને દૂર કરી સત્વર પરમપદને પ્રાપ્ત કરે છે" વળી ભાવભક્તિને માટે તીર્થંકરની પાસે વિશેષથી ગીત, નૃત્ય, નમસ્કાર અને સ્તોત્રપાઠ વિગેરે સત્ક્રિયા કરવી કારણ કે તત્વજ્ઞ પુરૂષોએ દ્રવ્યભક્તિ કરતાં ભાવભક્તિને

અનતગણી અધિક અને મોક્ષપર્યંત સુખ આપનારી કહેલ છે ર
અર્હત્પદનુ સમ્યગ્ રીતે આરાધન કરવાથી શ્રીમાન્ મગધેશ્વર શ્રેણિ
કરાજા આવતી ચોવીશીમા પદ્મનાભનામના પ્રથમ તીર્થંકર થવા
છે જેમને અનત જ્ઞાન, દર્શન, ચારિત્ર અને સુખ—એ ચતુષ્ટય સિ
થયેલ છે, જેઓ એકત્રીશ ગુણોથી યુક્ત છે અને જેમની લોક
અગ્રભાગે સ્થિતિ છે, તેમના ધ્યાન અને પ્રતિમાના અર્ચનથી તદ
સ્વરૂપના સમાવેશપૂર્વક તેમના નમસ્કાર જાપથી ભક્તિ કરવી
બીજુ સ્થાનક છે એ સ્થાનકમા સિદ્ધોની આકૃતિ કરવાથી, તેમન
તીર્થ ભૂમિને વદન કરવાથી અને સિદ્ધાચળ, ગિરનાર વિગેરે તીર્થ
યાત્રા તથા અર્ચનથી કરવામા આવેલ સિદ્ધ ભગવતની ગુણગર્ભિ
સ્વલ્પ ભક્તિ પણ તીર્થંકરપદ આપે છે તેમા કોઈ જાતની વિચારણ
કરવાની નથી ત્રીજા સ્થાનકમા પ્રવચન એટલે ચતુર્વિધ સઘ કહે
વાય, તેની વદના, આમનાદિક આપીને વિનય, અને ફળ, તાબૂલ
તથા વસ્ત્રાદિકથી વિશેષત ભક્તિ કરવી કહ્યુ છે કે —

' फलतांबूलवासोभि–र्भोजनैश्चदनै. सुमै' ।
श्रीसघ. पूजितो येन, तेन प्राप्त जनुप्फलम्" ॥ १ ॥

"જે પ્રાણીએ ફળ, તાબૂલ, વસ્ત્ર, ભોજન, ચદન તથા કુસુમા
દિકથી શ્રી સઘની પૂજા કરી છે, તેણે મનુષ્યજન્મનુ ફળ મેળવ્યુ
એમ સમજવુ " આ જગતમા જિનેદ્ર સમાન અન્ય દેવ નથી, સુસા
ધુસમાન અન્ય ગુરૂ નથી અને શ્રીસઘસમાન અપર પુણ્ય નથી જે
સઘની ભક્તિ કરવાથી તીર્થંકરપદ વિગેરેની પ્રાપ્તિનુ મુખ્ય ફળ
કહેલ છે એવા શ્રીસઘની ભક્તિનુ માહાત્મ્ય કોણ કહી શકે ? ચોથા
સ્થાનકમા સમ્યગ રીતે ગુરૂની ભક્તિ કરવામા આવે છે જે પચા
ચારને પાળે તેજ ગુરૂ સમજવા જેમ એક તરફ વિવિધ નય અને
એક તરફ શીળ પાળવુ સમાન છે, તેમ એક તરફ સર્વ ધર્મ અને
એક તરફ ગુરૂભક્તિ સમજવી ગુણવત જનોમા પણ ઉત્કૃષ્ટ એવા
ક્રિયાકાડને આચરતા પણ ગુરૂ આજ્ઞા આરાધ્યાવિના પ્રાણી સિદ્ધિ

પામી શકતો નથી તેમના કહેલ વચનમા આસ્થા રાખવી, તેમના ચરણે બૃહદ્વદના કરવી, તેમનો શરીર શુશ્રૂષા વિગેરેથી વિનય આચરવો, તેમને ઉચિત વસ્તુ આપવી, તેમને નમસ્કાર કરવો અને તેમના ગુણ ગ્રહણ કરવામા પ્રીતિ રાખવી-ઈત્યાદિ પ્રકારથી ગુરૂભક્તિ થાય છે ગુરૂભક્તિના પ્રભાવથી જગતને આનદકારી અને મોક્ષના એક કારણરૂપ એવી તીર્થંકરપદની ઋદ્ધિ પ્રાપ્ત થાય છે વયથી, દીક્ષાપર્યાયથી અને સિદ્ધાન્તથી એ ત્રણ પ્રકારે જેઓ અધિક હોય તે સ્થવિર કહેલા છે, અથવા ધર્મકાર્યમા સીદાતા ભવ્યોને સ્થિર કરનારા પણ સ્થવિર સમજવા અને જેઓ જ્ઞાન, ક્રિયામા સદા તત્પર હોય, તેમને તત્ત્વત યતિ કહેલા છે ક્રિયાવી અધિક શ્રાવક યા માતપિતા-એમની સેવા, ભક્ત પાનાદિકનુ દાન, સન્માન અને ગૌરવથી પચમપદમા તીર્થંકર કર્મના કારણભૂત એવી ભક્તિ કરવી જેઓ ઘણા શાસ્ત્રોમા કુશળ હોય અને જિનાગમમા વિશેષ રીતે કુશળ હોય, વિશુદ્ધ આચારને ધારણ કરનારા હોય, કોષ્ઠ બીજાદિક બુદ્ધિથી પ્રખ્યાત હોય અને જેઓ જ્ઞાનદાનમા સદા તત્પર મનવાળા હોય તેમને બહુશ્રુત કહેલા છે તેમની ષષ્ઠ સ્થાનકમા વિશુદ્ધ આશયપૂર્વક ભક્તિ કરવી જેઓ મહાસત્ત્વવત અને ક્ષમાવત હોય તથા છઠ્ઠ, અઠ્ઠમ વિગેરે દુષ્કર એવા બાર પ્રકારના તપમા સદાસ્થિત હોય, એવા તપસ્વીઓની ભક્ત, પાન અને ઔષધાદિકથી તથા શુશ્રૂષા વિગેરેથી સાતમા સ્થાનકમા ભક્તિ કરવી આઠમા સ્થાનકમા શ્રુતાભ્યાસ કરવાથી અતિશય નિર્જરાના કારણભૂત એવો નિરતર જ્ઞાનોપયોગ કરવો નવમા સ્થાનકમા સવેગાદિ ગુણોથી યુક્ત અને શકા, કાક્ષાદિ દોષવર્જિત એવુ સમ્યકત્વ વિશેષરીતે પાળવુ દશમા સ્થાનકમા જેમ વર્ણમા ૐકાર અને ધ્યેયમા જ્ઞાનમય આત્મા તેમ ગુણોમા મુખ્ય એવો વિનય ધારણ કરવો અગીયારમા સ્થાનકમા સર્વ કર્મના ક્ષયને માટે પ્રરૂપેલ એવુ સામાયિકાદિ છ પ્રકારનુ આવશ્યક કરવુ બારમા

સ્થાનકના જેમ મનુષ્યોમા ચક્રવર્તી, દેવોમા ઈંદ્ર, પૂજ્યોમા જિનેંદ્ર, તેમ સર્વ વ્રતોમા મુખ્ય, અને જેના યોગે જગતને વંદ્ય એવી જિનેંદ્ર પદવી પ્રાપ્ત કરી શકાય એવા નિર્મળ બ્રહ્મચર્યને મજ્જનોએ નિરતિચારપણે ધારણ કરવુ તેરમા સ્થાનકમા ક્ષણે ક્ષણે અને લવે લવે પોતાના મનને સમતામા જોડી દઈને શુભ ધ્યાન કરવુ ચૌદમા સ્થાનકમા વિવેકી પુરુષોએ તપોવૃદ્ધિ કરવી કારણ કે તપ એ નિબિડ કર્મને ભેદીને તીર્થંકર-લક્ષ્મીને આપે છે પંદરમા સ્થાનકમા સદ્‌ભક્તિપૂર્વક સુપાત્રે દાન દેવુ અને સોળમા સ્થાનકમા જિનાદિકનુ વૈયાવૃત્ય કરવુ સત્તરમા સ્થાનકમા સમસ્ત સઘજનમા સર્વ રીતે સમાધિ ( શાંતિ ) કરવી કારણ કે એ પણ તીર્થંકરપદનુ મુખ્ય કારણ છે અઢારમા સ્થાનકમા અભિનવ જ્ઞાન ગ્રહણ કરવુ ઓગણીશમા સ્થાનકમા શુભ ઉદયવાળી એવી શ્રુતભક્તિ કરવી અને વીશમા સ્થાનકમા સ્નાત્રોત્સવ, સઘપૂજા અને શ્રાવકગણના વિવિધ ગૌરવ કરવાપૂર્વક જિન શાસનની પ્રૌઢ પ્રભાવના કરવી જિનેંદ્રપદના હેતુભૂત એવા આ વીશ સ્થાનકોનુ સર્વ જિનેશ્વરો વિવિધ તપથી પ્રથમ અવશ્ય આરાધન કરે છે કહ્યુ છે કે —

" आद्यन्ततीर्थनाथाभ्या—मेते विंशतिराश्रवा ।
एको द्वौ वा त्रय सर्वे, चान्यै स्पृष्टा जिनेश्वरै. " ॥ १ ॥

" પ્રથમ અને અતિમ જિનેશ્વરે આ વીશે સ્થાનક આરાધ્યા હતા અને અન્ય તીર્થંકરોએ એક, બે, ત્રણ યા વીશેનુ આરાધન કર્યુ છે "

આ પ્રમાણે દેશના સાભળીને સૌમ્ય આશયવાળી એવી સતી સોમાએ તે વખતે ગુરુમહારાજની પાસે મહોત્સવપૂર્વક વીશ સ્થાનકનુ તપ અગીકાર કર્યુ પછી સમગ્ર જગતના એક બધુ સમાન એવા શ્રી સુધર્મ ગણાધીશ ( આચાર્ય ) ને વિધિપૂર્વક નમસ્કાર કરીને સોમા પોતાને ઘેર આવી અને તે વીશ સ્થાનકોનુ સમ્યગ્ રીતે આરાધન કરતા પ્રથમ સ્થાનકમા તેણે નગરમા સુવર્ણકુભયુક્ત

એક જિનચૈત્ય કરાવ્યું તથા ઈંદ્રપદની પ્રાપ્તિના કારણરૂપ એવી જિનભગવતની સુવર્ણ અને રત્નમય પ્રતિમાઓ કરાવી કહ્યુ છે કે –

" अगुष्ठमानमपि यः प्रकरोति विंब,
वीरावसानऋषभादि जिनेश्वराणाम् ।
स्वर्गे प्रधानविपुलर्धिसुखानि भुक्त्वा,
पश्चादनुत्तरगतिं समुपैति धीरः " ॥ १ ॥

" શ્રી ઋષભદેવ વિગેરે વીર પર્યંતના જિનેશ્વરોનુ એક અંગુષ્ઠ પ્રમાણ જેટલુ પણ જે બિંબ કરાવે છે, તે ધીર સ્વર્ગમા શ્રેષ્ઠ અને વિપુલ સમૃદ્ધિ સુખો ભોગવીને પછી અનુત્તરગતિ ( મોક્ષ ) ને પામે છે " તે પ્રતિમાઓની પ્રૌઢ ઉત્સવપૂર્વક પ્રતિષ્ઠા કરાવતા, વસુમિત્રા સહિત કામલતા વેશ્યા ત્યા નૃત્ય કરવાને આવી અને તે પણાંગના ઓની સાથે અવિવેકી જનોમા મુખ્ય એવો રૂદ્રદત્ત પણ તે ઉત્સવ જોવાની ઉત્કંઠાથી ત્યા આવ્યો તે વખતે લાવણ્યવતી, દૃષ્ટિમા સુધા સિંચનારી, વિકસ્વર થતા વિવેકથી શોભાયમાન, ગજહંસીના જેવી ઉજ્વલ અને પાત્રોને માન (પ્રમાણ) કરતા પણ અધિક દાન આપતી એવી સોમાને જોઈને અધમાધમ નાયકા વસુમિત્રાએ વિચાર કર્યો કે – "અહો ! એનું રૂપ, અહો ! એની કાંતિ અહો ! એની ઉદારતા અને અહો ! એનું વિચિત્ર પ્રકારનુ લાવણ્ય પણ જગતના સૌંદર્યને જીતનારુ છે, માટે એ ભવિષ્યમા મારી પુત્રીને કોઈરીતે શુભકારી નથી કારણ કે સુધા વિદ્યમાન છતા ખારૂ પાણી કોણ પીએ ? કોઇ પણ કારણથી તજી દીધેલ મહાપ્રભાવાળી રત્નમાળાને તેનુ માહાત્મ્ય સાભળીને મૂર્ખ જન પણ પુન ગ્રહણ કરવાને ઇચ્છે છે, માટે ગમે તે પ્રયોગથી પણ આ રમણીય રમણીનુ વિષલતાની જેમ મારે સર્વથા ઉન્મૂલન કરવુ " આ પ્રમાણે કુવિકલ્પોની રચના કરીને માયાથી સોમાની પ્રીતિ કરવાને ઇચ્છતી એવી તે વેશ્યા તેની સેવા કરવા તત્પર થઈ ગઈ

હવે મહોત્સવપૂર્વક વિધિથી તે પ્રતિમાઓની પ્રતિષ્ઠા અને ધ્વજારોપણુ વિગેરેની સત્ક્રિયા કરીને સત્કૃત્યોમા પરાકાષ્ઠાએ પહોચેલ અને સમસ્ત પ્રાણીઓપર વત્સલભાવ રાખનારી એવી સોમાએ નિષ્કપટરીતે બહુ માનપૂર્વક સ ધવાત્સ ય કર્યું અને પછી બીજે દિવસે દયાની લાગણીથી મહા ઉદાર એવી તેણે પણાગના સહિત રૂદ્રદત્ત વિગેરેને પોતાને ઘેર ભોજન કરાવવાને બોલાવ્યા કહ્યુ છે કે —

“ निर्गुणेष्वपि सत्त्वेषु, दया कुर्वंति साधव. ।
न हि संहरते ज्योत्स्ना, चद्रश्चाडालवेश्मनि ” ॥ १ ॥

“ નિર્ગુણ પ્રાણીઓપર પણ સાધુઓ તો દયા જ કરે છે કારણ કે ચાડાલના ઘરપરથી ચ દ્ર પોતાની પ્રભાને સહરી લેતો નથી ” તે વખતે જેના લાવણ્યનો હજી કોઇએ ઉપભોગ કર્યો નથી એવી તે સોમાને જોઇને રૂદ્રદત્તે ચલિત મનથી કઇક પશ્ચાત્તાપ કર્યો અને કુટ્ટીનીએ તો કૂટ પ્રયોગથી સોમાને છેતરીને પુષ્પના ભાજનમા છાનીરીતે એક સર્પ રાખી દીધો પરતુ તેના પુણ્યપ્રભાવથી સર્પ પણ પુષ્પની માળા રુ પ થઇ ગયો, કારણ કે પુણ્યવ ત પ્રાણીઓને વિપત્તિઓ પણ સ પત્તિરૂપ થઇ જાય છે

હવે ભોજન કરી રહ્યા પછી પુષ્પાદિકથી તેમનો સત્કાર કરવાની ઇચ્છાથી દૈવયોગે સોમાએ તેજ પુષ્પમાળાને હાથમા લીધી અને મ શ્કરીમા તે સતીએ લીલાપૂર્વક તે કામલતાના કઠમા પહેરાવી એટલે ત્યા તે ભય કર સર્પરૂપ થઇને કામલતાને ડસી તેથી તે દુષ્ટ મૂર્છા ખાઇને જમીન પર પડી તેની તેવી અવસ્થા જોઇને કુટ્ટિનીએ કપટથી ઉદરતાડન કરી અને નાગને એક ઘડામા લઇને રાજાની આગળ પોકાર કર્યો એટલે તે સ્વરૂપ સમજીને કુપિત થઇને રાજાએ સોમાને બોલાવીને પોતાની પર્ષદા સમક્ષ તેને કહ્યુ કે —“ હે ભદ્રે ! વિષયોમા વિરક્ત અને ધર્મકાર્યોમા આસક્ત એવી તે આવુ કર્મ શા માટે કર્યું ?” આ સાભળીને સોમા બોલી કે — “ હે રાજન્ ! સર્વજ્ઞ ભગવતના ધર્મને જાણતી એવી હુ પર પ્રાણીને પીડા થાય તેવુ કામ જાણતે

પણ આચરતી નથી જે પ્રાણી જગતને એક વલ્લભ એવા જૈનધર્મને સમ્યગ્ રીતે જાણે છે, તે સૂક્ષ્મ અને બાદર જીવની હિંસા કદી કરતો નથી હે પૃથ્વીપાલ ! મે તો પુષ્પમાળા જ કુતૂહલથી તેના કંઠમા નાખી હતી, પરંતુ એ અચાનક જમીનપર પડી ગઇ, તેનુ કારણુ કાંઇ હુ સમજી શકતી નથી ” તે વખતે કામલતાની માતાએ વટ ઉઘાડીને કરૂણા સ્વરથી રડતા રડતા તે સર્પ રાજાને બતાવ્યો કાલના રૂપ જેવા ભયકર તે સર્પને જોઇને રાજાએ પણ રોષથી રક્ત મુખ કરી સોમાને કહ્યુ કે —‘ તુ અસત્ય વચન શા માટે બોલે છે ?’ એટલે સોમા બોલી કે — “ હે પ્રજારક્ષક ! આ ઘડામા તો હુ શ્રેષ્ઠ સુગધવાળી એવી પુષ્પમાળા માત્ર જોઉં છુ ” આથી રાજાએ આશ્ચર્યથી કહ્યુ કે —‘ હે ભદ્રે ! જો તુ સત્ય બોલતી હોય તો એ તારા હસ્તકમળમા લઇને મને બતાવ ” પછી જેણે પાપનો સમૂહ દૂર કર્યો છે એવી સોમાએ તે ભયકર સર્પને જેટલામા પોતાના કરકમળમા લીધો, તેટલામા તે એક મનોહર પુષ્પમાળા રાજાદિકના જોવામા આવી આથી તેઓએ વિસ્મય પામીને વિચાર્યું કે—‘ આ શુ આશ્ચર્ય ?’ એવામા વસુમિત્રા બોલી કે —“ હે દેવ ! જો મારી સુતા નિર્વિષ થાય, તોજ હુ સોમાને સાચી માની શકુ ” પછી રાજાની પ્રેરણા થતા સોમાએ પાપરૂપ રજને દૂર કરનાર એવા જિનનામના જાપથી તરત તેને સજ્જ ( નિર્વિષ ) કરી પછી રાજાએ અભય વચન આપીને તે પણાંગનાને પૂછ્યુ કે –‘ હે ભદ્રે ! આ ઘડા સબધી સત્ય વૃત્તાત કહે ’ એટલે વસુમિત્રાએ પ્રસન્ન મુખથી રાજાને કહ્યુ કે –‘ હે સ્વામિન્ ! દુષ્ટ અભિપ્રાયવાળી અને સુતાના મોહને વશ થયેલી એવી મે સોમાને મારી નાખવા આ મહા વિષધર છાની રીતે મારા માણસ પાસે મેવરાવીને પુષ્પભાજનમા નખાવ્યો, પરંતુ સોમાના પ્રભાવથી તે સર્પ પુષ્પમાળા રૂપ થઇ ગયો કારણ કે પવિત્ર જનોને સર્વત્ર વિષમ તે સમ ( સરલ ) થઇ જાય છે ” પછી રાજા વિગેરે લોકોએ સોમાનો પુણ્યપ્રભાવ જોઇને તેની સ્તુતિ, વદના અને પૂજા કરી તે અવસરે સોમાના ગુણથી પ્રસન્ન થયેલ

સમ્યગ્દૃષ્ટિ દેવતાઓએ સોમા ઉપર કલ્પવૃક્ષના પુષ્પોની વૃષ્ટિ કરી આથી ગુણપાલ પણ સમસ્ત નગરમા પ્રશસાપાત્ર થયો અને તત્કાળ તે રાજાનો અસાધારણ પ્રસાદ પામ્યો આ લોકમાજ જૈનધર્મનો અદ્ભુત મહિમા જોઈને રૂદ્રદત્ત બ્રાહ્મણ પણ સરલ સ્વભાવી થઈ ગયો, અને તેજ વખતે વિનયથી શ્રેષ્ઠીના ચરણે પ્રણામ કરીને પોતે શ્રાવક થઇ સોમા પાસે પોતાના અપરાધની તેણે ક્ષમા માગી પછી શ્રેષ્ઠીએ આગળ કરેલ એવી સોમા પોતાના સ્વામી સાથે પગલે પગલે થતા ઉત્સવપૂર્વક પોતાને ઘેર આવી પછી સોમાની સાથે નિરતર ભોગ ભોગવતા ક્ષમાથી યોગીની જેમ તે વિપ્ર મહાઆનદ પામ્યો ગૃહસ્થધર્મને જાણનારી, સુખ દુ ખમા સમાન સ્થિતિવાળી સુપાત્રે દાન આપતી, છ આવશ્યકમા તત્પર અને સદાચારયુક્ત સોમા પણ વાર વાર જિનમતની ઉન્નતિ કરીને તે સમસ્ત પુરમા સમ્યગ્દૃષ્ટિ જીવોને એક દૃષ્ટાતરૂપ થઇ પડી

હવે એકદા શ્રુતધરોમા અગ્રેસર, અનેક લબ્ધિસપન્ન, અનેક પ્રકારના પ્રભાવથી પૃથ્વીપર પ્રખ્યાત થયેલા, અહ પૂર્વિકાથી વ્યગ્ર થયેલા એવા નગરવાસી જનોથી નમન કરાતા અને તેજના નિધાન રૂપ એવા કોઈ સાધુ મધ્યાન્હકાળે સોમાને ઘેર ભિક્ષાને માટે પધાર્યા સોમાએ પરમ ભક્તિ અને સત્ય આગ્રહપૂર્વક વિશુદ્ધ અન્ન, પાનાદિકથી તેમને પ્રતિલાભ્યા પછી ગૃહસ્થના ભાજનમા રહેલ લોજ્યાદિકને તે સાધુએ દિવ્ય માયાથી તત્કાળ બહુજ સ્વલ્પ કરી મૂકયા એવામા નવદીક્ષિત, તપસ્વી, વિકૃત રૂપને ધારણ કરતા અને ક્રોધાગ્નિથી જાજ્વલ્યમાન થતા એવા કોઇ નિર્ગ્રંથ ત્યા આવ્યા તે ચાતુર્યવર્જિત, મૂઢ જનોમા હીલના પામતા, કળાના સમૂહથી રહિત અને દિવસના સુધાકર જેવા પ્રભારહિત હોવા છતા તેની પણ તે વીજ સ્વાભાવિક ભક્તિ કરતી એવી સોમાએ બહુજ આનદપૂર્વક નવકોટીથી વિશુદ્ધ એવો આહાર વહોરાવ્યો તે વખતે તેનો તેવા પ્રકારનો મનોભાવ જાણીને તે મુનિ સાધુરૂપનો ત્યાગ કરી તત્કાળ

એક દેદીપ્યમાન કાંતિવાળો દેવ થઈ ગયો તે વખતે સોમા સતીએ વિચાર કર્યો કે —' સૂર્યની જેમ દુષ્પ્રેક્ષ્ય અને પરબ્રહ્મની જેમ દુર્ગમ એવુ આ શુ રૂપ દેખાય છે ? ' એવામા જેણે આશ્ચર્ય ઉત્પન્ન કરેલ છે એવી સોમાને નમસ્કાર કરી અને હાથ જોડી દેવ કહેવા લાગ્યો કે —ચદ્ર જેવા મુખવાળી એવી હે સોમે ! ત્રણ જગત્મા તુજ ધન્ય છે, કે જે તારા સમ્યક્ત્વવ્રતની પ્રથમ દેવલોકના ઇંદ્રે દેવ સભામા હર્ષપૂર્વક સ્તુતિ કરી પરતુ તે સ્તુતિ સહન ન થવાથી રત્નશેખર નામના દેવ એવા મે અહીં આવી બે સાધુનુ રૂપ કરીને તારી પરીક્ષા કરી કઇ પણ ભેદ રાખ્યા વિના બને સાધુપર સમાન ભક્તિને ધારણ કરતી એવી તે અત્યારે સુરેદ્રના કથનને સારી રીતે સત્ય કરી બતાવ્યુ પ્રભાવી દેવ અને ગુરૂનો તો સહુ કોઈ આદરપૂર્વક ભક્તિ કરે છે, પણ સામાન્ય ગુણી જનની તો કોઇ ભક્તિ કરનારા ભાગ્યેજ મળી શકશે પરતુ હે ભદ્રે ! તારી તો મુનિઓપર સમાનજ ભક્તિ છે, એમ મે સાક્ષાત્ જોયુ માટે અત્યારે સમ્યગ્દષ્ટિ જીવોમા તુ તિલક સમાન છે કહ્યુ છે કે —

"सघे तित्थयरमि य सूरीसु रिसीसु गुणमहग्घेसु।
जेसिं चिय वहुमाणो, तेसिं चिय दसण सुद्ध" ॥१॥

"સઘપર, તીર્થંકરપર, આચાર્યોપર, મુનિઓપર અને ગુણી જનોપર જેમનુ બહુમાન હોય, તેમનુ સમ્યકત્વ નિશ્ચય શુદ્ધ હોય છે " આ પ્રમાણે કહીને તેના ઘરના આગણામા સદ્ભક્તિપૂર્વક સુવર્ણની વૃષ્ટિ અને તેને નમસ્કાર કરીને દેવતા તરત સ્વર્ગમા ચાલ્યો ગયો પછી સમ્યગ્દષ્ટિ જનોથી પગલે પગલે પ્રસશા પામતી એવી સોમા સપ્તક્ષેત્રમા વ્યય કરી લક્ષ્મીને કૃતાર્થ કરવા લાગી

એકદા ત્યા ઉદ્યાનમા જેમનુ દર્શન જતુઓને જીવન આપનાર છે, એવા જિનચદ્ર આચાર્ય મુનિઓના પરિવાર સાથે પધાર્યા, તેમને નમસ્કાર કરવા અત પુર સહિત રાજા અને ગુણપાલ વિગેરે શ્રદ્ધાળુ શ્રાવકો ત્યા આવ્યા તે વખતે મુનીંદ્રનુ આગમન સાભળીને

મેઘધ્વનિથી મયૂરીની જેમ ઉત્કંઠિત હૃદયવાળી એવી સોમા પણ પોતાના પ્રિયતમ સહિત વદન કરવા ત્યા આવી એટલે કરૂણાના સાગર એવા ગુરૂમહારાજે તેમનાપર અનુગ્રહ કરીને સુધાના સ્વાદ સમાન વાણીથી ધર્મનો ઉપદેશ આપ્યો કે —

" श्रेय सततिमदिर सुरनराधीशस्थितेर्लम्भक',
सर्वापत्प्रमकृटप्रवासपटह' सिद्धिश्रिय' कार्मणम् ।
धर्म' प्राणिदयासुसत्यवचनास्तेयादिरूपो महा –
भाग्यादेव शरीरिभिर्जिनपतिप्रोक्त' समासाद्यते " ॥ १ ॥

" શ્રેય શ્રેણીના મદિરરૂપ, સુરેદ્ર અને નરેદ્રની સ્થિતિમા લઈ જનાર, સર્વ આપત્તિઓનો બહિષ્કાર કરવામા જાહેર પટહ સમાન, સિદ્ધિશ્રીનુ એક કાર્મણ અને જીવદયા, સત્ય વચન, અસ્તેયાદિરૂપ તથા જિનભગવતે પ્રરૂપેલ એવા ધર્મને પ્રાણીઓ મહાભાગ્યથી જ પામી શકે છે " તે ધર્મના શુદ્ધ દેવ, ગુરૂ અને ધર્મમા સપૂર્ણ શ્રદ્ધારૂપ સમ્યક્ત્વને સુજ્ઞ જનોએ દ્વારરૂપ કહેલ છે આ સસારમા પ્રાણીએ સર્વ સપત્તિઓ મેળવી હશે, પરતુ શુદ્ધ સમ્યક્ત્વ તો પ્રાય તેણે કદી મેળવ્યુજ નથી જો એક વાર પણ સુધાના આસ્વાદ સમાન એવા તે સમ્યક્ત્વનો લાભ થાય, તો સુજ્ઞજને ભવ્યપણાનો નિશ્ચય કરી લેવો સમ્યક્ત્વથી સશુદ્ધ એવુ સ્વલ્પ પણ જો જૈનઅનુષ્ઠાન ( ધાર્મિક ક્રિયા ) કરવામા આવે, તો તે અવશ્ય બહુ નિર્જરાના કારણરૂપ થાય છે કહ્યુ છે કે —

" ज अन्नाणी कम्म, खवेइ बहुयाहिं वासकोडीहिं ।
त नाणी तिहिं गुत्तो, खवेइ ऊसासमित्तेण " ॥ १॥

" અજ્ઞાની જે કર્મ અનેક વર્ષકોટી સુધી ખપાવે, તે કર્મ જ્ઞાની ત્રણ ગુપ્તિ સહિત થઈને એક શ્વાસમા ખપાવી શકે છે " સમ્યક્ત્વની પ્રાપ્તિ થતા જો પવિત્ર એવા ચારિત્રનો લાભ થાય, તો ભવ્ય જીવો એક કે બે ભવમા મોક્ષ પામી શકે છે

આ પ્રમાણે દેશના સાભળીને પ્રતિબોધ પામેલ એવા રાજાએ ગુણપાલ વિગેરેની સાથે ગુરુમહારાજ પાસે દીક્ષા અગીકાર કરી, અને સસારના ભોગથી વિરક્ત એવી ભોગાવતી પ્રમુખ સ્ત્રીઓએ પણ સોમાની સાથે આનદપૂર્વક દીક્ષા લીધી તથા રૂદ્રદત્તાદિક સર્વે બાર વ્રત લઈને સમ્યકત્વતત્ત્વમા કુશળ એવા દૃઢ શ્રાવકો થયા હે સ્વામિન્ ! આ બધુ સાક્ષાત્ નજરે જોઈને સુખને ઇચ્છતી એવી મે પણ સદ્ગુરૂની પાસે શુદ્ધ સમ્યકત્વરૂપ માણિકય અગીકાર કર્યું ”

આ પ્રમાણે પ્રિયાએ કહેલ વિપ્રસુતાનુ સમ્યકત્વરૂપ સત્ફળ યુક્ત અને હૃદયને રૂચિકર એવુ નિર્મળ ચરિત્ર સાભળીને અર્હદ્દાસ શેઠ સ્ત્રીઓ સાથે અતિશય આનદ પામ્યો એવામા અનાદિ મિથ્યાત્વરૂપ પુરાણા ( જુના ) મદિરાથી મોહિત થયેલ એવી કુદલતા બોલી કે —‘ આ બધુ કપોલકલ્પિત છે ’ તે વખતે રાજા વિગેરેએ વિચાર કર્યો કે —‘ અહો ! મિથ્યાદૃષ્ટિઓમા અગ્રેસર એવી એના હૃદયમા આ અશ્રદ્ધાન (મિથ્યાત્વ) તે કેવા પ્રકારનુ છે ? કહ્યુ છે કે –

‘ सतमसत दोष, वदति ये धर्मकारिण. पुसः ।
प्रत्यक्ष लोकानां, ख्याता मिथ्यादृशस्तेऽत्र ” ॥ १ ॥

“ જેઓ ધર્મી પુરૂષના અછતા દોષને લોકો આગળ કહેતા ફરે છે, તેમને અહિ મિથ્યાદૃષ્ટિ કહ્યા છે ”

હે ભવ્ય જનો ! સમ્યકત્વપ્રાપ્તિનુ નિરૂપણ કરનારી એવી ચદનશ્રીની કથા સમ્યગ્ રીતે સાભળીને સમસ્ત કલ્યાણ આપવામા કલ્પવૃક્ષ સદૃશ એવા સમ્યકત્વતત્ત્વમા મનને દૃઢ રાખો

॥ इति सम्यक्त्वकौमुद्या तृतीया कथा ॥

હવે શ્રેષ્ઠીએ વિષ્ણુશ્રીને કહ્યુ કે — “આર્હત ધર્મના કુશળ એવી હે ભદ્રે ! તુ તારી શુદ્ધ સમ્યક્ત્વ પ્રાપ્તિના હેતુરૂપ એવી કથા કહે ” પોતાના સ્વામીનો આદેશ થતા મનમા મુદિત થતી એવી તે વિષ્ણુશ્રી પણ સમ્યકત્વના કારણરૂપ એવુ પોતાનુ વૃત્તાત આ પ્રમાણે કહેવા લાગી —

" તીર્થોની શ્રેણીઓથી પવિત્ર એવા ભરતક્ષેત્રમા વસુધાના શ્રી વત્સ સમાન અને કલ્યાણશાળી માણસોનુ એક સ્થાન એવો વચ્છ નામનો દેશ છે જે દેશમા સ્તુતિપાત્ર એવી પવિત્ર ગાયો, સ્ત્રીઓ પર્વતો અને પવિત્ર જળવાળી નદીઓ (ગાય અને સ્ત્રી પક્ષે દૂધ) પવિત્ર જળને ધારણ કરતી શત્ર્યમદિરોની આગણભૂમિ નિરતર શોભી રહી છે, ત્યા સચિત્ર ઘરોથી સુશોભિત અને માનિનીઓના મુખરૂપ ચદ્રમાથી પૂર્ણિમાની જેમ સદા પ્રકાશિત એવી કોશાબી નામે નગરી છે બહુ આશ્ચર્યની વાત છે કે, જ્યા રાજાઓ ક્ષમાધર ( પૃથ્વીધર, ) તપસ્વીઓ સકલત્ર (સકળનુ રક્ષણ કરનારા,) અને ઘરો સદાચારી (સારા આચાર વાળા—સદા—ચારી—ચાલવાવાળા ) જોવામા આવે છે અને જ્યા કુલીન પુરૂષો, દેવપૂજા, દયા, દાન, વિદ્યા અને સદ્ગુરૂભક્તિમા નિર્દોષ વ્યસન ધરાવે છે ત્યા જયશ્રીનુ ક્રીડાસ્થાન, ઇંદ્ર સમાન બલિષ્ઠ અને ક્ષત્રિય વ્રતથી પ્રખ્યાત થયેલો એવો અજિત જય નામે રાજા હતો લોકમા નિરતર અદલ ન્યાય અને સદ્વ્યવહારની સર્વત્ર સમાનતાનુ તોલન કરવામા જે રાજાનો પ્રતાપ એજ સાક્ષીભૂત હતો તથા સમિતિ ( સદ્વર્ત્તન )મા વર્ત્તતા એવા જે રાજાના હૃદય અને હસ્તકમળ કદાપિ સદ્ધર્મ (શ્રેષ્ઠ ધનુષ્ય) ની સ્થિતિ રહિત ન હતા જેના શીલના પ્રભાવથી સતી સ્ત્રીઓ સત્યપણે ભાસે છે એવી અને સુવર્ણ સમાન પ્રભાવાળી એવી સુપ્રભા નામની તેને પ્રિયા હતી. દાક્ષિણ્ય અને શોભાના નિવાસરૂપ તથા તે તે ગુણગણથી વ્યાપ્ત એવા જેના હૃદય-કમળમા સદ્વિવેકરૂપ હસ સદા રમણ કરતો હતો તે રાજાને સર્જ્ઞનોમા પોતે બ્રહ્મજ્ઞ તરીકે પ્રખ્યાત થયેલો છતા બ્રહ્મ ( બ્રહ્મચર્ય ) રૂપ વિત્તનુ હરણ કરનાર તથા વિશ્વાસપાત્ર એવો સોમશર્મા નામે પ્રધાન હતો પરતુ તે કુપાત્રે દાન કરવામા નિરતર રક્ત હતો કારણ કે ભૂડને કાન્વવાળી તલાવડી પ્રાય પ્રીતિકર થાય છે તેથી જેઓ અબ્રહ્મચારી, મિથ્યા ઉપદેશક અને પરિગ્રહધારી હતા, તેમને તે પ્રધાન વિત્તદાન કરતો હતો ' ક્ષારભૂમિમા વાવેલ બીજરાશિ કદી ઉગતી નથી ' એમ કુશાસ્ત્રપ્રેરિત એવો તે મૂઢ કદી જાણતોજ ન હતો

એવામા એકદા સમાધિ અને સમતાવત તથા શાશ્વત આનદને આપનારા એવા શ્રીમાન્ કેશિદેવ મુનીશ્વર ત્યા પધાર્યા તેમના શિષ્યોમા કેટલાક એક માસના, કેટલાક બે માસના, કેટલાક ત્રણ માસના અને કેટલાક ચાર માસના ઉપવાસી હતા તથા કેટલાક સત્વવત જનોમા અગ્રેસર તરીકે પ્રસિદ્ધ થયા હતા તેમજ ચૌદપૂર્વ, નવપૂર્વ અને દશપૂર્વના અભ્યાસી પણ ઘણા ભાગ્યશાળી શિષ્યો હતા હવે કલ્યાણના સાક્ષાત્ ભડારરૂપ, દશ પૂર્વના વેત્તા, દૃષ્ટિથી જોઇને પૃથ્વીપર પગ મૂકતા અને ઇંદ્રિયોને અત્યત ગુપ્ત ( વશ ) રાખનાર એવા એક **સમાધિગુપ્ત** નામના રાજર્ષિ સાધુ માસખમણને પારણે સોમશર્મા મત્રીશ્વરને ઘેર ભિક્ષાને માટે આવ્યા પાત્રોમા પરમ પાત્ર એવા ત્યા આવેલા મુનીશ્વરને જોઇને મત્રી લઘુકર્મી હોવાથી તરત ઉઠીને આ પ્રમાણે કહેવા લાગ્યો —" અહો ! આજે મારે ઘેર ખરેખર ! અનભ્ર ( વાદળા વિના ) વૃષ્ટિ થઇ કે ભિક્ષા લેવાને પવિત્ર પાત્ર એવા આ તપોધન (તપસ્વી) મુનિ અહિ પધાર્યા સત્ય, શીલ અને દયાયુક્ત, નિ શેષ મગરહિત તથા સ્વર્ગ અને સિદ્ધિસુખ આપનાર એવુ પાત્ર ભાગ્યયોગેજ પ્રાપ્ત થાય છે " પછી પોતાના કેશથી તે મુનિના ચરણની રજ પ્રમાર્જી અને અજલિ જોડી નમસ્કાર કરીને મત્રીએ આ પ્રમાણે વિજ્ઞપ્તિ કરી — " હે મુને ! મારા નિમિત્તે તૈયાર કરેલ અને ત્રિધાશુદ્ધ એવા પરમાન્નનો અહીં યોગ છે, માટે મારાપર અનુગ્રહ કરી તેને ગ્રહણ કરીને આપ પારણુ કરો " એટલે એષણીય ( કલ્પ્ય ) આહાર અને મત્રીની ઉત્કૃષ્ટ ભાવના જોઇને તેના પુણ્યથી પ્રેરાયલા એવા મુનિએ પણ તેની આગળ પાત્ર પ્રસાર્યુ એટલે ' હુ ધન્ય અને કૃતપુણ્ય થયો ' એમ બોલતા અને રોમાચિત શરીરવાળા એવા પ્રધાને સાકર અને ઘૃતથી વાસિત એવુ પરમાન્ન તેમને વહોરાવ્યુ તે વખતે સુપાત્રદાનથી સતુષ્ટ થયેલા એવા સમ્યગ્દૃષ્ટિ દેવતાઓએ સચિવને ઘેર પાચ શ્રેષ્ઠ આશ્ચર્ય પ્રગટ કર્યા આ આશ્ચર્ય જોઇને મત્રીએ મનમા વિચાર કર્યો કે —" અહો ! જગતમા સ્વલ્પ દાનનુ પણ

કેટલુ અદ્ભુત ફળ મળે છે ? વૈષ્ણવ-ધર્મમાર્ગમા જેટલા દાન કહ્યા છે, તે બધા દાન મે વિપ્રોને અનેકવાર આપ્યા, પરતુ તે દાનોમા કયાય પણ પ્રભાવ મારા જોવામા ન આવ્યો અને આ મુનિદાનનુ તો મને અત્યારેજ અહીં મોટુ ફળ મળ્યુ માટે પાત્રાપાત્રનો વિભાગ ( ભેદ ) અને દેયાદેયની વિચારણા તથા દાનનુ ફળ એ મુનિની પાસે પૂછુ કે, હે ભગવન્ ! દાનનુ સમગ્ર સ્વરૂપ મને કહો ” આ પ્રમાણે સચિવની વિજ્ઞપ્તિથી મુનીશ્વર કહેવા લાગ્યા કે —“ હે ભદ્ર ! સર્વ સુખનુ કારણ અને પુણ્યનુ સાધન એવુ એ દાન–જ્ઞાન, અભય, સુપાત્ર અને અનુકપા–એમ ચાર પ્રકારે છે તેમા ભવ્ય જીવોને અનુગ્રહબુદ્ધિથી શ્રીસર્વજ્ઞના આગમનુ દાન જે આપવુ, તે જ્ઞાનદાન કહેવાય છે જેમ સર્વ ઇદ્રિયોમા ચક્ષુ ઇદ્રિય પ્રધાન (શ્રેષ્ઠ) છે, તેમ સમગ્ર દાનોમા જ્ઞાનદાન ઉત્કૃષ્ટ કહેલ છે શ્રુત ( જૈનાગમ ) લખીને યા લખાવીને મુનીઓને આપવુ તેના એક અક્ષરદાનથી પણ એક લાખ વર્ષ સુધી દેવતાની સ્થિતિ પ્રાપ્ત થાય છે વળી એ દાનના પ્રભાવથી ભવાતરમા પ્રાણી શ્રુતજ્ઞાની અને કેવળજ્ઞાની થઇ વિશ્વમા પૂજનીય થાય છે આરભના કારણરૂપ એવા શાસ્ત્રનો દ્રવ્યથી વિનિમય ( ફેરબદલી ) કરી જે અજ્ઞ પ્રાણી બીજાને આપે છે, તે ભવાતરમા તેનુ ફળ પામી શકતો નથી જે પ્રાણી યથાશક્તિ સ્થૂળ અને સૂક્ષ્મ જીવોનુ રક્ષણ કરે છે તે ધર્મનુ એક જીવિતરૂપ બીજુ દયાદાન કહેલ છે સ્વપરના આગમ અને શાસ્ત્રોમા સર્વ અન્યધર્મીઓની સાથે આ દાનના ફળની ઉપમા મહર્ષિઓના જોવામા ક્યા આવી નથી કહ્યુ છે કે —

‘ मेरुगिरिकणयदाण, ग्गाण देइ कोडिरासीओ ।
इक्क वहेउ जीव, न छुट्टए तेण पावेण ” ॥ १ ॥

“ પ્રાણી મેરૂ પર્વતના જેટલુ સુવર્ણદાન આપે અથવા તો દ્રવ્યની અનેક કોટીઓ દાન કરે, તો પણ એક જીવના વધથી થયેલ પાપથી તે મુક્ત થઇ ન શકે ” પરમતના શાસ્ત્રમા પણ કહ્યુ છે કે –

"एकतः क्रतवः सर्वे, समग्रवरदक्षिणाः ।
एकतो भयभीतस्य, प्राणिनः प्राणरक्षणम्" ॥ १ ॥
"सर्वे वेदा न तत्कुर्युः सर्वे यज्ञाश्च भारत ! ।
सर्वे तीर्थाभिषेकाश्च, यत्कुर्यात् प्राणिनां दया" ॥ २ ॥

"એક તરફ સમગ્ર શ્રેષ્ઠ દક્ષિણાઓ સાથે સર્વ યજ્ઞો અને એક તરફ ભયભીત પ્રાણીનુ મરક્ષણ કરવુ, તે સમાન છે હે અર્જુન! જીવદયાથી જેટલુ પુણ્ય થાય છે, તેટલુ પુણ્ય સર્વ યજ્ઞો કરતા, સર્વ વેદો સાભળતા અને સર્વ તીર્થોનો અભિષેક કરતા પણ પ્રાપ્ત થતુ નથી" દયાથી ઉત્પન્ન થતા ફળનો ઉપભોગ કરતા પણ તે અક્ષીણ ભડારની જેમ કોટી ભવ સુધી પણ પ્રાય કદી ક્ષીણ થતુ નથી સસારસાગરમા બૂડતા પ્રાણીઓને જે નાવ સમાન સહાય કરે છે, અને સત્ક્રિયા તથા સદ્જ્ઞાનથી જે મડિત છે એવા પાત્રને વિદ્વાનોએ સુપાત્ર કહેલ છે કહ્યુ છે કે —

"ज्ञान क्रिया च द्वयमस्ति यत्र, तत्कीर्त्तित केवलिभिः सुपात्रम् ।
श्रद्धाप्रकर्षप्रसरेण दान, तस्मै प्रदत्त खलु मोक्षदायि" ॥ १ ॥

"જ્યા જ્ઞાન અને ક્રિયા-એ બને વિદ્યમાન છે, તેને કેવળી ભગવતોએ સુપાત્ર કહેલ છે તેમને શ્રદ્ધાપ્રકર્ષની વિશેષતાથી દાન આપતા ખરેખર! તે મોક્ષ આપનાર થાય છે" તે તે ગુણોને અનુસારે સત્પુણ્યના એક ફળને ધારણ કરનાર એવા ચતુર્વિધ શ્રી સઘને પણ સામાન્યત સુપાત્ર કહેલ છે કહ્યુ છે કે —

"उत्तमपत्त साहू, मज्झिमपत्त च सावया भणिया ।
अविरयसम्मद्दिट्ठी, जहन्नपत्त मुणेयव्व" ॥ १ ॥

"ઉત્તમ પાત્ર સાધુ, મધ્યમ પાત્ર શ્રાવક અને અવિરતિ સમ્યગ્દષ્ટિને જઘન્ય પાત્ર કહેલ છે" જેના ભવનનો શ્રીસઘે સહર્ષ સ્પર્શ કર્યો, તેના આગણામા રૂચિર સુવર્ણની ધારા પડી, તેના ઘરમા શ્રેષ્ઠ એવા રત્નોનુ નિધાન આવ્યુ અને તેના મદિરે કલ્પલ

તાની ઉત્પત્તિ થઇ સમજવી તત્ત્વજ્ઞ પુરૂષો તો જગતમા અદ્ભુત એવા જ્ઞાન, ચારિત્ર અને તપથી પવિત્ર એવા મુનીશ્વરોને વિશેષ રીતે સુપાત્ર કહે છે વિશુદ્ધ જે આહાર અને વસ્ત્રાદિક ભક્તિપૂર્વક આપવામા આવે છે, તે ધર્મના આધારરૂપ હોવાથી ત્રીજુ સુપાત્રદાન કહેવાય છે વળી બ્રહ્મચર્ય, સમ્યક્ત્વ અથવા માર્ગાનુસારીપણાનો અન્ય કોઈ ગુણ જ્યા જોવામા આવે, ત્યા પણ પાત્રતા કહી છે મોક્ષાર્થી એવા ભવ્ય પ્રાણીએ બ્રહ્મચારી એવા મુનિને શ્રદ્ધા અને આદરપૂર્વક કલ્પનીય વસ્તુનુ દાન આપવુ નિરતર આર્ત્ત અને રૌદ્રધ્યાન યુક્ત, સત્ય, શીલ અને દયા રહિત, સ્ત્રી પુત્ર વિગેરેમા આસક્ત, બહુ આરભ અને પરિગ્રહયુક્ત, મિથ્યાત્વથી કલુષિત મનવાળો અને ધર્મવત જનોની નિદા કરનાર એવા જનને તત્ત્વજ્ઞ પુરૂષો સુપાત્ર તરીકે કદાપિ માનતાજ નથી ભવાતરની પુણ્યબુદ્ધિથી, કુશાસ્ત્રના માર્ગમા મોહિત થયેલા એવા જનોને સુવર્ણ અને ગાય વિગેરે જે આપવામા આવે છે, તે ખરેખર અનર્થ-ફળને આપનાર થાય છે કહ્યુ છે કે —

" उप्त यदूपरे क्षेत्रे, बीज भवति निष्फलम् ।
तथाऽपात्रेषु यद्दत्त, तद्दान न फलेग्रहि ॥१॥
एकवापीजल यद्व–दिक्षौ सुस्वादुता भजेत् ।
निंबे च कटुता तद्वत्, पात्रापात्रेषु योजितम् " ॥२॥

"ક્ષારભૂમિમા વાવેલ બીજ જેમ નિષ્ફળ થાય છે, તેમ અપાત્રને આપવામા આવેલ દાન સફળ થતુ નથી એકજ વાવનુ જળ જેમ શેલડીમા સુસ્વાદિષ્ટ અને નિબમા કટુ થઇ જાય છે, તેમ પાત્રાપાત્રની વિચારણા સમજવી " હે મત્રીશ્વર! સુપાત્રે દાન આપતા પણ ભાવ પ્રમાણેજ ફળ મળે છે વિશુદ્ધ ભાવવિના આપેલ દાન સ્વલ્પ ફળદાયક થાય છે અને પ્રાણીઓને દુખની શાતિ માટે કૃપાથી જે દાન આપવામા આવે, તેને જિનેશ્વરોએ ચોથુ દયાદાન કહેલ છે કહ્યુ છે કે —

" दीनादिकेभ्योपि दयाप्रधान, दान तु भोगादिकर प्रदेयम् ।
दीक्षाक्षणे तीर्थकृतोपि पात्रापात्रादिचर्चां ददतो न चक्रु " ॥१॥

"દયાપ્રધાન અને ભોગાદિક સુખને આપવાવાળુ એવુ દીન જનોને પણ દાન આપવુ કારણ કે તીર્થ કરો પણ દીક્ષા અવસરે દાન આપતા પાત્રાપાત્રનો વિચાર કરતા નથી " આ સાભળીને મત્રીએ પુન પૂછયુ કે –"હે સ્વામિન્ ! જેમ આજે હુ સદ્દાનનો અતિશય પામ્યો, તેમ પૂર્વે કોઇને એવો લાભ મળ્યો છે ? " મુનીશ્વર બોલ્યા કે –હે મહાભાગ ! પૂર્વે **મત્સ્યોદરાદિક** અનેક જનો ભવાતરમા સુપાત્રદાનનુ આશ્ચર્યજનક ફળ પામ્યા છે વળી **ચદના** (ચદનબાળા) અને **મૂલદેવ** વિગેરે તેજ ભવમા મહોદય પામ્યા અને શ્રેયાસાદિક રાજાઓ બને લોકમા સુખસપત્તિ પામ્યા તથાપિ હે મત્રીશ્વર ! સુપાત્રદાનના માહાત્મ્યને દર્શાવનારુ, આશ્ચર્યકારક અને સ્વલ્પ સમય પહેલા બનેલ એવુ દષ્ટાત સાભળ —

" દક્ષિણ દિશામા પ્રખ્યાત એવા **વિજય** નામના નગરમા **સોમપ્રભ** નામે રાજા હતો અને **સોમપ્રભા** નામની તેની રાણી હતી વેદથી મૂઢ મનવાળો અને મિથ્યાત્વરૂપ અધકારથી મોહિત થઈ (મુઝાઇ) ગયેલો એવો તે રાજા નિરતર બ્રાહ્મણોમાજ ખરી પાત્રતા માનતો હતો વળી રાજસભામા પણ તે બોલતો કે — ' બ્રાહ્મણો આપણા પૂર્વજોને પ્રસન્ન રાખે છે અને બ્રાહ્મણોને લીધેજ આ લોક રહી શકે છે, માટે સુગ્ન જનોને બ્રાહ્મણો પૂજવા લાયક છે કહ્યુ છે કે —

" गोभिर्विप्रैश्च वेदैश्च, सतीभि सत्यवादिभि ।
अलुब्धैर्दानशीलैश्च, सप्तभिर्धार्यते जगत् " ॥ १ ॥

" ગાયો, બ્રાહ્મણો, વેદો, સતીઓ, સત્યવાદીઓ, સતુષ્ટ જનો અને દાતારો—એ સાતથી આ જગત્ રહી શકે છે " પરતુ મિથ્યાત્વથી મૂઢ થયેલ એવો તે રાજા જાણતો ન હતો કે, તે બ્રાહ્મણો કેવા આચારવાળા અને કેવા સ્વરૂપવાળા હોવા જોઇએ ? જિતેદ્રિય,

અ ૫ આરભવાળા, સત્ય, શીલ અને દયાયુક્ત અને ગૃહસ્થધર્મનુ સેવન કરતા એવા બ્રાહ્મણો લોકમા પાત્ર ગણાય છે કહ્યુ છે કે —

" ये तपस्यति विद्वांस', सत्यशौचजितेंद्रिया' ।
तानह ब्राह्मणान् मन्ये, शेषान् शूद्रान् युधिष्ठिर ! ॥ १ ॥
क्षमा दया दमो ध्यान, सत्य शील धृतिर्घृणा।
विद्या विज्ञानमास्तिक्य—मेतद् ब्राह्मणलक्षणम् ॥ २ ॥
शूद्रोपि शीलसपन्नो, गुणवान् ब्राह्मणो भवेत् ।
ब्राह्मणोपि क्रियाहीन, शूद्रापत्यसमो भवत् ॥ ३ ॥
ये शातदांता' श्रुतिपूर्णकर्णा, जितेंद्रिया' प्राणिवधे निवृत्ताः ।
परिग्रहे सकुचिता गृहस्थास्ते ब्राह्मणास्तारयितु समर्था." ॥ ४ ॥

" જેઓ તપસ્વી, વિદ્વાન્ અને સત્ય, પવિત્ર તથા જિતેદ્રિય છે, હે યુધિષ્ઠિર ! તેમનેજ હુ બ્રાહ્મણ માનુ છુ, બીજા બધા શુદ્ર છે ક્ષમા, દયા, દમન, ધ્યાન, સત્ય, શીલ, ધીરજ, લજ્જા, વિદ્યા, વિજ્ઞાન અને આસ્તિક્ય—એ બ્રાહ્મણના લક્ષણો છે શીલસપન્ન અને ગુણવાન્ એવો શુદ્ર પણ બ્રાહ્મણ થાય છે, અને ક્રિયાહીન જો બ્રાહ્મણ હોય, તો તે શદ્ર સમાન છે શાન, દાન, શાસ્ત્રજ્ઞ, જિતેદ્રિય, જીવહિસાથી નિવૃત્ત, અને અ ૫ પરિગ્રહવાળા એવા ગૃહસ્થ બ્રાહ્મણોજ અન્યને તારવા સમર્થ થાય છે "

એકદા સ્વર્ગની ઇચ્છાવાળા અને કોટી સુવર્ણનો વ્યય કરવાને ઉત્સુક એવા રાજાએ પુણ્ય ઉપાર્જન કરવા યજ્ઞ કરવાનો આરભ કર્યો તે રાજાએ બોલાવેલા, જુદા જુદા દેશના રહેવાસી અને વેદ વિદ્યામા નિપુણ એવા સ્માર્ત્ત ( સ્મૃતિને માનનાર ) અને પૌરાણિક અનેક બ્રાહ્મણો ત્યા આવ્યા, અને રાજાની આજ્ઞાથી વેદોક્ત વિધિની ઉદ્ઘોષણા કરીને સ્વર્ગપ્રાપ્તિને માટે તે બ્રાહ્મણો ત્યા યજ્ઞકર્મ કરવા લાગ્યા હવે યજ્ઞશાળાની સમીપે જૈનધર્મી, ભોગોપભોગ–વ્રતધારી, નિ સ્પૃહ મનવાળા અને નિર્દોષ વૃત્તિથી આજીવિકા ચલાવનાર એવા

**વિશ્વભૂતિ** નામના બ્રાહ્મણનું, જાણે પુણ્યનું મંદિર હોય અને અતિથિ દેવતાઓ જ્યાં સત્કાર પામે છે એવું નિવાસસ્થાન હતું તે વિપ્રને સતીઓમાં અલંકારરૂપ, જૈન ધર્મની ધુરાને ધારણ કરવાવાળી અને સંતુષ્ટ હૃદયકમળવાળી એવી **સતી** નામે પત્ની હતી તે દંપતી જિનભગવંત પાસે નૈવેદ્ય મૂકીને અને અતિથિપૂજન કરીને શેષ ભોજનથી પોતાના પ્રાણ ધારણ કરતા હતા એક દિવસે નિર્દોષવૃત્તિથી પ્રાપ્ત થયેલા ઘઉંના તે વિપ્રે ઘણા પુડલા બનાવ્યા અને સતીએ તેના ત્રણ ભાગ કરીને રાખ્યા હતા તે દિવસે તપસ્વી અને આશ્રવનિરોધી એવા કોઈ સાધુ ભિક્ષાને માટે ભાગ્યયોગે તેમને ઘેર પધાર્યા એટલે શાસ્ત્રોક્ત વિધિથી તેમને નમસ્કાર કરીને જાણે નૃપત્વ પ્રાપ્ત થયું હોય તેમ હૃષ્ટ થઈ અંજલિ જોડીને તે બ્રાહ્મણે વિજ્ઞપ્તિ કરી કે—"હે પ્રભો ! આજ મારો મનુષ્યજન્મ સફળ થયો અને ગૃહસ્થતા પણ કૃતાર્થ થઈ કે આપ જેવા મુક્તિમાર્ગના પ્રકાશક એવા સુપાત્ર મારે ઘેર પધાર્યા, માટે હે વિભો ! કૃપા કરી આ ત્રણ પિંડમાંથી એક પિંડ આપ ગ્રહણ કરો" મુનિ બોલ્યા કે—'હે ભદ્ર ! આ ત્રણ પિંડ કરી રાખવાનું શું કારણ ?' તેણે કહ્યું કે—'આ બે પિંડ દેવ અને અતિથિની ભક્તિ કરવા જુદા રાખ્યા છે, અને તૃતીય પિંડ અમારા શરીરનિર્વાહને માટે રાખેલ છે મુનીશ્વરે ત્રીજા પિંડને વિશુદ્ધ જાણીને ગ્રહણ કરવા પોતાની ઇચ્છા જણાવી એટલે દાતારના સાત ગુણોને ધારણ કરતા એવા તે વિપ્રે પણ ત્રીજા પિંડમાંથી તેમને વહોરાવ્યું કહ્યું છે કે—

"श्रद्धा तुष्टिर्भक्ति-र्विज्ञानमलोभता क्षमा शक्तिः ।
यत्रैते सप्त गुणा-स्तं दातारं प्रशंसन्ति" ॥ १ ॥

"શ્રદ્ધા, સંતોષ, ભક્તિ, વિજ્ઞાન, નિર્લોભતા, ક્ષમા અને શક્તિ આ સાત ગુણયુક્ત દાતાર પ્રશંસાપાત્ર છે" હવે તે મુનિને દાન આપીને પોતાને કૃતાર્થ માનતો એવો તે વિશ્વભૂતિ વિપ્ર પાત્રદાનના આ પાંચ ભૂષણને ધારણ કરવા લાગ્યો—

"आनन्दाश्रूणि रोमाञ्चो, बहुमान प्रिय वचः ।
किं चानुमोदना पात्र–दानभूषणपञ्चकम्" ॥ १ ॥

"આન દાશ્રુ, રોમાચ, બહુમાન, પ્રિય વચન અને અનુમોદના એ સુપાત્રદાનના પાચ ભૂષણ છે" પછી દેવતાઓએ તે વિપ્રના મસ્તક ઉપર સુગ ધિ જળ અને કલ્પવૃક્ષના પુ'પોની તથા ગૃહાગણમા રત્નોની વૃષ્ટિ કરી તે વખતે નજીકમા રહેલા યજ્ઞાચાર્યો તે આશ્ચર્યથી વિસ્મય પામીને ત્યા આવેલા રાજાને આન દપૂર્વક આ પ્રમાણે કહેવા લાગ્યા – "હે મહીંદ્ર ! યજ્ઞમ ત્રોનો પ્રભાવ ખરેખર ! જગતમા અદ્ભુત છે કે જેથી સાક્ષાત્ પગલે પગલે આ રત્નવૃષ્ટિ થઈ" રાજાએ મુદિત થઇને કહ્યુ કે –'એ વાત ખરેખર સત્ય છે' અથવા તો મિથ્યાત્વથી મોહિત થયેલો પ્રાણી યથાસ્થિત કયાથી સમજી શકે ? હવે લોભ અને ક્ષોભને વશ થઈ તે બ્રાહ્મણો જેટલામા રત્નો લેવા લાગ્યા, તેટલામા તે બધા ભયકર વીંછી થઈ ગયા અને કેટલાક બ્રાહ્મણોને હાથ અને પગમા તે ડસ્યા. તેથી તેઓ ર કની જેમ કરૂણસ્વરે પોકાર કરવા લાગ્યા ત્યા વિષના વેગથી દુ ખાર્ત્ત થયેલા એવા તેઓ વિવિધ ઔષધિઓ તથા વેદોક્ત મ ત્ર–ત ત્રોથી પણ વિષમુક્ત થઇ ન શક્યા તે અવસરે આકાશમા દિવ્ય વાણી થઈ કે,–"આ યજ્ઞનુ ફળ કે વેદ મ ત્રોનો મહિમા નથી, પર તુ વિધિપૂર્વક વિશ્વભૂતિ વિપ્રે કરેલ સુપાત્રદાનનુ અહીંજ પ્રાપ્ત થયેલુ એ અદ્ભુત ફળ છે માટે એ દિવ્ય રત્નોને યત્નપૂર્વક માથે ઉપાડીને તમે તે આર્હત વિપ્રના ઘરમા સત્વર મુકી દો અને જો કુશળના ચાહતા હો, તો તમે બધા સાથે મળી તે વિપ્રના ચરણે પ્રણામ કરીને પાત્રાપાત્રનો ખુલાસો પૂછો" આ પ્રમાણે દિવ્ય વચન સાભળીને તેઓ જેટલામા તેમ કરવા તૈયાર થયા, તેવામા વીંછીઓ બધા રત્ન થઇ ગયા અને તેમની પીડા શાત થઈ ગઈ પછી રાજાએ વિચારજ્ઞ એવા વિશ્વભૂતિને બોલાવી નમસ્કાર કરીને દાનના ભેદ અને ફળાદિકનો વિચાર પૂછ્યો દ્રાક્ષના રસ સમાન મધુર એવી રાજાની વાણી સાભળીને પવિત્ર અને

સર્વજ્ઞના ધર્મને જાણનાર એવા વિશ્વભૂતિ આ પ્રમાણે કહેવા લાગ્યા -" હે વિભો ! આ પાત્રાપાત્રનો વિચાર જો કે અગાધ છે, તથાપિ તત્ત્વમાર્ગના અનુસારે સક્ષેપથી કહુ છુ તે સાભળો-મહર્ષિ ઓએ આરભ અને પરિગ્રહરહિત અને તપ, શીલ તથા દયાયુક્ત એવા ચારિત્રવતને ઉત્તમ પાત્ર કહેલ છે, અને સત્ય, શૌચ તથા દયામા વર્ત્તનાર, બાર વ્રતધારી અને સમ્યક્ત્વ સયુક્ત એવા ગૃહસ્થોને મધ્યમ પાત્ર કહેલ છે, તથા જેઓ ચોથા ગુણસ્થાને વર્ત્તતા હોય અને તત્ત્વના અભિલાષી હોય એવા અવિરત સમ્યગ્દૃષ્ટિ જીવો પણ જઘન્યપાત્ર ગણાય છે તેમજ જેઓ આર્ત્ત, દીન, હીન અગ વાળા અને ક્ષુધાદિથી દુખિત છે, તેમને પણ સર્વદા સત્કૃપાપૂર્વક સજ્જનોએ દાન તો આપવુ જ ઉક્ત પાત્રોને પોતાના શક્ત્યનુસારે દાન દેતા ગૃહસ્થ, તપ અને શીલરહિત છતા સસારસાગરનો પાર પામી શકે છે કહ્યુ છે કે —

" नो शील परिशीलयति गृहिणस्तप्तु तपो नो क्षमा,
आर्त याननिराकृतोज्ज्वलधिया येषा न सद्भावना ।
इत्येव निपुणेन हत ! मनसा सम्यग् मया निश्चित,
नोत्तारो भवकूपतोऽस्ति गृहिणा दानावलम्बात्परः " ॥ १ ॥

" જે ગૃહસ્થો શીલ પાળી શકતા નથી, તપ તપના જેઓ અસમર્થ છે અને આર્ત્તધ્યાનથી જેમની ઉજ્વળ મતિ હણાઇ ગઈ છે એવા તેમને સદ્ભાવનાનો પણ અભાવ છે આ પ્રમાણે જોતા સાવધાન મનથી સમ્યગ્ વિચારપૂર્વક મે નિશ્ચય કર્યો કે દાનના એક અવલબન વિના ગૃહસ્થોને અન્ય કોઇ આ સસારરૂપ કૂપથી પાર ઉતારનાર નથી " હે રાજન્ ! વળી જે આપેલ વસ્તુઓ ધર્મના અવષ્ટભ ( આધાર ) ભૂત થાય છે, તે વસ્તુઓ જ પુણ્યને માટે કલ્પી શકાય છે તેમજ જે વસ્તુ આપવાથી પ્રાણીઓને મનમા ક્લેશ થાય છે અને પછી આરભ વધે છે, તે દાન અપ્રશસ્તજ છે હે મહીનાથ! સમસ્ત દાનોમા પણ તત્કાળ આનદ આપનાર હોવાથી

અન્નદાન વિશેષથી ખરેખર સાર્વભૌમ ( ચક્રવર્ત્તી ) સમાન છે ક્ષુધાથી દુર્બળ કુક્ષિવાળા અને મ્લાન મુખકમળવાળા એવા રક કે ચક્રવર્ત્તી-બનેને સમાનજ કષ્ટદશા વેઠવી પડે છે જેમ સ્વાતિનક્ષત્રનુ જળ સર્પમા વિષરૂપ થઇ જાય છે અને શુક્તિ ( છીપ ) મા તે મોતીરૂપે પાકે છે, તેમ અન્નદાન સમાન છતા ફળ તો પાત્રને અનુસારેજ મળે છે સસારના સગરહિત એવા સાધુઓને સ્વશક્તિપૂર્વક જે દાન કરવામા આવે છે, તે નિધાનની માફક પ્રાણીઓને મોક્ષપર્યંતની સપત્તિ આપે છે બારવ્રતધારી અને સમ્યગ્દષ્ટિ ગૃહસ્થોને વિવેકપૂર્વક જે વસ્તુ આપવામા આવે, તે સ્વર્ગાદિકની સપત્તિ આપનાર થાય છે પરશાસ્ત્રમા વિવેક વિનાના જે દાનો કહ્યા છે, તે પ્રાય આરભને વધારનાર હોવાથી કેવળ પાપના નિમિત્ત થાય છે પવિત્ર એવા પુણ્યનુ ઉપાર્જન કરવા અથવા દુ ખની શાત્યર્થે ગૃહસ્થે દાન આપવુ-એમ તત્ત્વવેત્તાઓ કહે છે કહ્યુ છે કે —

" मूषकाना वध कृत्वा, मार्जारस्तृप्यते यथा ।
तथा कामार्पिते दत्ते, दाता स्वर्गं न गच्छति " ॥ १ ॥

"ઉંદરોનો વધ કરીને બિલાડાને તૃપ્ત કર્યાની જેમ કામાર્પિત પુરૂષને દાન આપતા દાતાર સ્વર્ગાદિ સુખ પામી શક્તો નથી " આ પ્રમાણે બ્રાહ્મણના મુખથી શ્રવણ કરીને સોમપ્રભ રાજા લલાટપર અજલિ રચીને કહેવા લાગ્યો કે —" હે ભદ્ર ! મારાપર અનુગ્રહ કરીને મારૂ સુવર્ણ-યજ્ઞનુ પુણ્ય લઇ અને તેના બદલામા મને મુનિદાનનુ ફળ આપ " આ રીતે નરેદ્રનુ વચન સાભળી પુન તે વિપ્રે કહ્યુ કે — " હે નરદેવ ! જેનાથી પ્રાણીઓ સ્વર્ગ અને મોક્ષના સુખો પામી શકે અને ચિતામણિરત્ન સમાન એવા સુપાત્રદાનનુ ફળ આપી કાચરત્નની જેમ અસાર એવુ યજ્ઞનુ ફળ કેમ લેવાય ? હે રાજન્ ! કલ્પવૃક્ષ ક્યા અને કળિકાળનુ એક સામાન્ય વૃક્ષ ક્યા ? તેમ મુનિદાનનુ મહત્ફળ ક્યા ? અને યજ્ઞનુ તુચ્છ ફળ ક્યા ? વળી હે ભૂપ ? જૈન ધર્મજ્ઞ જીવો પોતાના પાપ કે પુણ્ય કોઇને પણ આપી શકતા

નથી કારણ કે બીજાઓને પાપ આપવામા તો સારી રીતે પાપવૃદ્ધિ થાય, પરતુ પુણ્ય આપવા જતા તો પરિણામે હોય તેથી પણ તે રહિત થઈ જાય પ્રાણી પ્રાય પોતાના કરેલા શુભાશુભ કર્મને પામે છે, તથાપિ કેવળ મન સતુષ્ટિને માટે જ અતકાળે પ્રાણીને પુણ્ય આપવાનો વ્યવહાર પ્રવર્ત્તમાન છે જે ધર્મકાર્યમા પ્રાણીને કઇક અનુમોદના કરવાનો પ્રસ ગ મળે, માટે મૃત પાછળ પણ અહીં કર વામા આવે છે બીજુ કશુ ફળ કે કારણ નથી વળી હે દેવ ! આ પણા નગરના ઉદ્યાનમા મહર્ષિઓની શ્રેણીયુક્ત **ધર્મસાર** નામના નિર્ગ્રથ ગુરૂ છે માટે ત્યા જઈને હે રાજન્ ! તેમની પાસે જો દાનનુ સમ્યગ્ સ્વરૂપ તમે પૂછો, તો મહાન્ લાભ થાય તેમ છે" પછી શ્રદ્ધા ળુ એવા રાજાએ માણસો સહિત ત્યા જઈને વિનયથી નમસ્કાર કરી દાન અને દેયની વિચારણા તેમને પૂછી એટલે ગુરૂમહારાજે પણ તેવીજ રીતે સ્વરૂપ કહી બતાવ્યુ તે સાભળીને રાજા સમ્યક્ત્વ અ ગીકાર કરી વ્રતધારી શુદ્ધ શ્રાવક થયો પછી ગુરૂમહારાજ પુન તે પુણ્યવત રાજાને શિખામણ આપતાં બોલ્યા કે –"હે રાજન્ ! જિન શાસનમા તુ વિચારકુશળ થજે જે સુજ્ઞ જીવાજીવાદિ તત્ત્વોનો વાર વાર વિચાર કરે, તેનુ સમ્યક્ત્વ ક્રમે ક્રમે અધિકાધિક શુદ્ધ થતુ જાય છે કહ્યુ છે કે —

"त्रैकाल्य द्रव्यषट्क नवपदसहित जीवषट्कायलेश्याः,
पचान्ये चास्तिकाया व्रतसमितिगतिज्ञानचारित्रभेदाः ।
इत्येव मोक्षमार्गं त्रिभुवनमहितैः प्रोक्तमर्हद्भिरीशैः,
प्रत्येति श्रद्दधाति स्पृशति च मतिमान् यः स वै शुद्धदृष्टिः" ॥१॥

"ત્રણ કાળ અને નવ પદ સહિત છ દ્રવ્ય, જીવની છ કાય, છ લેશ્યા, પાચ અસ્તિકાય, પાચ વ્રત, પાચ સમિતિ, ચાર ગતિ, પાચ જ્ઞાન અને પાચ ચારિત્રના ભેદો-આ પ્રમાણે ત્રિભુવનપૂજિત એવા જિન ભગવતોએ પ્રરૂપેલ મોક્ષમાર્ગને જે મતિમાન્ પ્રાણી માને છે, શ્રદ્ધે છે અને તેમા લીન થાય છે, તેનુ સમ્યક્ત્વ અતિશય શુદ્ધ હોય છે"

આ પ્રમાણે ગુરૂમહારાજના વાક્યને સત્યપણે સ્વીકારીને ત્યારથી તે રાજાએ વિશ્વભૂતિ બ્રાહ્મણપર ગુરૂબુદ્ધિ ધારણ કરી પછી આચાર્ય મહારાજના ચરણને નમસ્કાર કરીને વિશ્વભૂતિ સહિત રાજાએ ઘેર આવીને આનદપૂર્વક ધર્મોત્સવ કરાવ્યો પછી સોમપ્રભ રાજા આર્હત પડિતો સાથે નિરતર ધર્મગોષ્ઠી કરતા અનુક્રમે જૈનધર્મના વેત્તા ઓમા એક અગ્રેસર થયો તે વખતે ઘણા બ્રાહ્મણો સમ્યગ્દષ્ટિ થયા કારણ કે સૂર્યોદય થતા અ ધકાર શુ કયાય પણ રહી શકે? આ પ્રમાણે સુપાત્રદાનના માહાત્મ્યથી વિશ્વભૂતિ બ્રાહ્મણ તેજ ભવમા ધનવાન્ અને ધર્મવત જનોને માન્ય થયો અને તેજ નગરમા સુવર્ણ પ્રતિમાયુક્ત જૈનમદિર કરાવીને તેણે સપત્તિનુ ફળ મેળવ્યુ પછી શ્રાવકધર્મનુ આરાધન કરીને તે વૈમાનિક દેવતા થયો અને અનુક્રમે ચારિત્ર પામીને મોક્ષે જશે" સોમશર્મા પ્રધાન પણ આ પ્રમાણે સુપાત્રદાનનુ ફળ સાભળીને મિથ્યાત્વીઓનો સસર્ગ છોડી દઈને આસ્તિક શ્રાવક થયો

હવે એકદા વ્રત લેવાને ઇચ્છતા એવા તેણે શ્રીગુરૂના મુખથી આ પ્રમાણે અનર્થદડવ્રતનુ વર્ણન સાભળ્યુ —" જૈનધર્મના ધારક ભવ્ય જીવને, પ્રાણીઓના પ્રાણને હરણ કરનાર એવા શસ્ત્ર, અગ્નિ, વિષ અને યત્રને ધારણ કરવા તે યોગ્ય નથીજ કારણકે પાપના અધિકરણો ધારણ કરતા અતરગ બળનો ઉલ્લાસ થવાથી માણસોનુ મન અનર્થ કરવાને તૈયાર થાય છે માટે સુજ્ઞ જને પોતાના શરીર પર લોહનુ શસ્ત્ર ધારણ કરવુ નહિ " આ સાભળીને તે પ્રધાને પણ તે વખતે લોહમય શસ્ત્ર ધારણ ન કરવાને નિયમ લીધો એટલે ગુરૂએ પુન તેને શિખામણ આપી કે —"હે મત્રિન્! આ બને લોકમા સુખકારી એવા આ વ્રતનુ પ્રયત્નપૂર્વક તારે પાલન કરવુ " એટલે ત્યારથી દયાનો ભડાર એવો તે રણાગણમા કે રાજસભામા જતા ઉપરથી સુવર્ણ અને માણિક્યથી મડિત એવી કાષ્ઠની તરવાર રાખવા લાગ્યો આ પ્રમાણે સત્પુણ્ય આચરતા વ્રતધારી એવા તેનો સામ્રાજ્ય સુખયુક્ત ઘણો કાળ ચાલ્યો ગયો અહો વ્રતનો મહિમા

કેવો અદ્ભુત છે ? કે વિષમ પ્રસંગ આવતાં કાંઈ હરકત ન આવી, રાજાનું અપમાન ન થયું અને મનનું પણ બરાબર સમાધાન થયું કહ્યું છે કે —

"जिनेंद्रधर्मेऽङ्गिदया विधातुमेकोपि सम्यग् नियमः कृतो यैः।
तस्यानुभावाद्विपदो व्रजति, स्यु' सपदस्तस्य पदे पदे व"॥ १॥

"જૈન ધર્મમાં જીવદયા પાળવા જેમણે સમ્યગ્ રીતે એક પણ નિયમ કર્યો છે, તે નિયમના પ્રભાવથી વિપત્તિઓ દૂર ચાલી જાય છે અને સંપત્તિઓ પગલે પગલે પ્રાપ્ત થાય છે "

એકદા છળને શોધનાર અને પાપાત્મા એવા કોઈ દુર્જને, કાષ્ઠની તરવાર રાખવા સંબંધી મંત્રીની વાત રાજાને નિવેદન કરી. એટલે તે ખેદકારક વૃત્તાંતને મનમાં રાખી રાજાએ એકદા સુભટોની આગળ શસ્ત્રની વાત ચલાવી કે —"હે સભાસદો! ગુણની ન્યૂનાધિકતાથી રત્નાદિ સર્વ વસ્તુઓનું શાસ્ત્રમાં મોટું અંતર સાંભળવામાં આવે છે કહ્યું છે કે —

" वाजिवारण लोहानां, काष्ठपाषाणवाससाम्।
नारीपुरुषतोयाना-मतर महदतरम् " ॥१॥

" અશ્વ અશ્વમાં, હાથી હાથીમાં, લોહ લોહમાં, કાષ્ઠ કાષ્ઠમાં, પાષાણ પાષાણમાં, વસ્ત્ર વસ્ત્રમાં, સ્ત્રી સ્ત્રીમાં, પુરૂષ પુરૂષમાં અને જળ જળમાં મોટું અંતર જોવામાં આવે છે " માટે વીર પુરૂષોમાં મુખ્ય અને જયલક્ષ્મીના ક્રીડામંદિર એવા તમારી પ્રત્યેક તરવાર મારે જોવી છે " એ પ્રમાણે બોલીને રાજાએ સૂર્યની જ્યોતિને વિડંબના પમાડનાર એવું પોતાનું ખડગરત્ન સભાને બતાવ્યું અને પછી જેટલામાં રાજા બીજાઓની પણ તરવાર જોવા લાગ્યો, તેટલામાં જેના મુખની કાંતિ ક્ષીણ થઈ ગઈ છે એવા સચિવે લજ્જિત થઈને વિચાર કર્યો કે —" મોટા વીર જનોથી સુશોભિત એવી આ સભામાં અત્યારે કાષ્ઠની તરવાર મારે રાજાને શી રીતે બતાવવી ? ખરેખર ! આજે

રાજાને જે તરવારો જોવાનુ કૌતુક જાગ્યુ, તેમા કોઇક દુર્જનનો પ્રપચ લાગે છે મૂર્ખના જેવી ચેષ્ટા કરનારા એવા બાળકો, સ્ત્રીઓ અને રાજાઓ નિષિદ્ધ કૃત્યોમા તો વિશેષથી પ્રવર્ત્તમાન થાય છે માટે જો નાના પ્રકારના અતિશયોથી શોભાયમાન એવા દેવાદિક તત્ત્વો મા મારા અત કરણનો સર્વોત્તમ નિશ્ચય સ્ફુરાયમાન હોય, તો આ તરવાર તરત ધાતુમય બની જાય, કે જેથી શ્રીસર્વજ્ઞકથિત ધર્મની લેશ પણ અવજ્ઞા ન થાય " આ પ્રમાણે વિચારકરતા એવા તે પ્રધાનના મ્યાનમાથી રાજાએ મત્સરપૂર્વક બલાત્કારથી જેટલામા તરવાર ખેચીને જોવા લાગ્યો, તેટલામા દિવ્ય પ્રભાવથી ચદ્રહાસની શોભાને વિડબના પમાડતી એવી તે સૂર્યના જેવી ચળકતી કાંતિવાળી થઇને દીપવા લાગી. તરવારને તેવી દેદીપ્યમાન જોઇને વિસ્મયસાગરમા મગ્ન થયેલા એવા રાજાએ ક્રોધ કરી શ્યામ મુખવાળા એવા પેલા ચાડીયાને કહ્યુ કે –" હે પાપી ! આ તરવાર તો કામધેનુની માફક સ્પદમાન ( ઝરતા ) પય ( પાણી-દૂધ ) વાળી છે તો મારી પાસે તુ ખોટુ શા માટે બોલ્યો ? " એવામા પ્રધાને ઉત્સાહપૂર્વક રાજાને કહ્યુ કે -" હે રાજેદ્ર ! તમારી પાસે સત્ય બોલનાર એવા એનો અહીં દોષ નથી કારણ કે આ તરવાર કાષ્ઠમયજ છે, પરતુ જિનધર્મના સમ્યગ્ પ્રભાવથીજ તે લોહમય થઇ ગઈ છે કહ્યુ છે કે —

" पीयूषति विषोर्मयो विषधरा हारति वारांनिधि
र्धत्त गोष्पदसपद प्रतिपद शीतीभवत्यग्नय' ।
भूपाला॰ फलयति सोदरपद मित्रति वा शत्रव ,
सर्वज्ञोदितधर्मकर्मनियमस्थैर्येण देहस्पृशाम् " ॥१॥

" સર્વજ્ઞ કથિત ધર્મ કર્મના નિયમની સ્થિરતા ( દૃઢતા ) થી પ્રાણીઓને વિષ અમૃત તુલ્ય, સર્પ હાર સમાન, સમુદ્ર ગોષ્પદ (ગાયના પગલા) તુલ્ય, અગ્નિ શીતલ, રાજા બધુ સમાન અને શત્રુઓ મિત્ર તુલ્ય થઇ જાય છે ' હે સ્વામિન્ ! મારા અત કરણમા દુષ્ટ ભાવના ઉત્પન્ન ન થાય, તેને માટે સાધુઓ પાસે મે લોહશસ્ત્ર

ન રાખવાનો નિયમ લીધો છે જે પ્રાણી સદ્ગુરૂની પાસે જેવી રીતે વ્રત અંગીકાર કરે, તેનુ તેવી રીતે પાલન કરવાથી તે અખડિત સુખ પ્રાપ્ત કરી શકે છે હે રાજન્! અનર્થદંડ તો લક્ષ્મણુની જેમ માણુસના હાથમા શસ્ત્ર આવતા જીવહિંસા થઇ જાય છે માટે દયાળુ જનોએ પોતાના દેહપર શસ્ત્ર ધારણુ કરવુ નહિ કારણુ કે પૂર્વ ભવમા ઉપાર્જન કરેલ એવો એક ધર્મજ પ્રાણીઓનુ રક્ષણુ કરનાર છે" આ પ્રમાણે બોલતા એવા તેના મસ્તકપર મુગટની દિવ્ય શોભાને કરતી એવી દેવતાઓએ પુષ્પવૃષ્ટિ કરી તે વખતે આ પ્રમાણે ધર્મનુ માહાત્મ્ય સાક્ષાત્ જોઇને અજિતજય રાજાએ પ્રસન્ન થઇને સભાસદો સમક્ષ કહ્યુ કે —"જેમ મણિઓમા ચિંતામણિ રત્ન શ્રેષ્ઠ ગણુાય છે, તેમ સર્વ ધર્મોમા સર્વજ્ઞપ્રણીત ધર્મ શ્રેષ્ઠ છે જેનો મહિમા આ પ્રમાણે વચનને પણુ અગોચર છે, એવા તે ધર્મ શિવાય અન્ય કોઇ ધર્મ દુર્ગતિથી રક્ષણુ કરવા સમર્થ નથી, એમ મારૂ માનવુ છે" તે વખતે સમ્યગ્દૃષ્ટિ દેવતાઓએ આકાશમા રહી રાજા વિગેરેનો સંશય છેદવા મંત્રિનિશ્ચયના માહાત્મ્યની પ્રશંસા કરી પ્રાય આ સર્વ પ્રાણીઓ ધર્મના અભિલાષી હોય છે, પરંતુ ધર્મનું સમ્યક્ સ્વરૂપ તેઓ ગુરૂ વિના જાણી શકતા નથી વૃદ્ધિ પામતા વ્યામોહરૂપ અંધકારવાળા એવા સંસારરૂપ ખાડામા પડતા એવા પ્રાણીઓને ગુરૂજ દીપક સમાન છે

એવા અવસરમા ભવ્ય જનોરૂપ કુમુદને ચંદ્ર સમાન અને તત્ત્વામૃતની સંપત્તિને વિસ્તારતા એવા શ્રીમાન્ જિનચંદ્રગુરૂ ત્યા પધાર્યા. તેમનુ આગમન સાભળીને આર્હત ધર્મનો જિજ્ઞાસુ એવો તે રાજા પ્રધાન વિગેરે સહિત ગુરૂની પાસે ગયો ત્યા મંત્રીએ બતાવેલ વિધિથી રાજા ગુરૂના ચરણે નમ્યો કારણ કે કુલીન જનો યથાયોગ્ય વિનયસ્થિતિને ચૂકતા નથી પછી રાજાએ અંજલિ જોડીને મુનીંદ્રને કહ્યુ કે —"હે વિભો! સ્વર્ગ અને મોક્ષને આપનાર એવુ ધર્મતત્ત્વ મને કહો" એટલે ગુરૂ બોલ્યા કે —"હે રાજન્! સુખ લક્ષ્મીના એક ભંડાર એવા ધર્મને જિન ભગવતોએ સમ્યગ્દર્શન

પૂર્વક નિરાકાર અને સાકાર–એમ બે પ્રકારે કહેલ છે તેમા શાશ્વત આનંદદાયક એવો પ્રથમ નિરાકાર ધર્મ સાધુઓમા રહેલ છે અને સ્વર્ગ વિગેરેના સુખ આપનાર એવો દ્વિતીય સાકાર ધર્મ ગૃહસ્થો મા રહેલ છે " આ પ્રમાણે ગુરૂની વાણી સાભળીને વિરક્ત થયેલા એવા રાજાએ શત્રુજય નામના પોતાના જ્યેષ્ઠ પુત્રને રાજ્ય સોપી મત્રી વિગેરે તથા અત પુર સહિત અઠ્ઠાઈમહોત્સવ કરીને સવે ગના રગપૂર્વક તેણે દીક્ષા અગીકાર કરી, એટલે ગુરૂ મહારા જે તેમને શિખામણ આપી કે —" હે ભદ્ર ! કરોડો ભવો ક રતા પણ દુર્લભ અને મોક્ષના સાધકરૂપ એવા ચારિત્ર રત્નને ભાગ્યયોગે કોઇ રીતે પામીને ક્રિયાકાડમા કદાપિ પ્ર માદ કરવો ઉચિત નથી કારણ કે પૂર્વધર સાધુ પણ પ્રમાદ ક રતા નિગોદમા જાય છે વળી દ્રવ્ય ચારિત્ર તો પ્રાણીને અનતીવાર પ્રાપ્ત થયુ છે, પરતુ ભાવચારિત્ર વિના મોક્ષની પ્રાપ્તિ ન થઇ " આ પ્રમાણે ગુરૂની શિક્ષાથી રાજા વિગેરે સાધુ ધર્મનુ નિરતિચાર પણે આરાધન કરી કેવળજ્ઞાન પામીને મોક્ષે ગયા તે વખતે ત્યા કે ટલાક ભવ્યજનોએ સુશ્રાવકના આચારનો અને કેટલાકોએ સત્સમ્ય ક્ત્વનો સ્વીકાર કર્યો અને બીજા કેટલાક તે ગુણોથી રજિત થઇ ભ દ્રકભાવ પામ્યા "

હે સ્વામિન્ ! આવુ ધર્મમાહત્મ્ય જોઇને મે પણ ત્યાજ ગુ રૂની પાસે શિવસુખને આપનારૂ એવુ સમ્યક્ત્વ અગીકાર કર્યું એ ટલે કૃપારસના સાગર એવા મુનીંદ્ર સમ્યક્ત્વની સ્થિરતાને માટે મને ઉદ્દેશીને આ પ્રમાણે ઉપદેશ દેવા લાગ્યા —" હે ભદ્રે ! તપ અને શ્રુતજ્ઞાનના હેતુરૂપ તથા જ્ઞાન અને ચારિત્રના બીજરૂપ એવુ સમ્ય ક્ત્વ ભવ્ય જીવોજ ભાગ્યયોગે પામી શકે છે કહ્યુ છે કે —

" श्लाघ्य हि चरणज्ञान–वियुक्तमपि दर्शनम् ।
न पुनर्ज्ञानचारित्रे, मिथ्यात्वविषदूषिते " ॥ १ ॥

" જ્ઞાન અને ચારિત્રરહિત એવુ સમ્યક્ત્વ પ્રશસ્ય છે, પરતુ

મિથ્યાત્વવિષથી દૂષિત એવા જ્ઞાન અને ચારિત્ર પ્રશસ્ય નથી ” એમ સભળાય છે કે–જ્ઞાન અને ચારિત્ર રહિત છતા શ્રેણિક રાજા માત્ર સમ્યકત્વના પ્રભાવથી તીર્થંકરપણુ પામશે જેના પ્રભાવથી જ્ઞાન અને ચારિત્ર રહિત એવા પ્રાણીઓ પણ અસાધારણ સુખના નિધાનરૂપ એવા મોક્ષને પામે છે માટે હે ભવ્યો ! સસારસાગરમા નૌકા સમાન અને કર્મરૂપ અટવીને બાળવામા દાવાનળ તુલ્ય એવા એક સમ્યકત્વ–રત્નનોજ આશ્રય કરો ” આ પ્રમાણે ગુરૂ મહારા જના મુખરૂપ સુધાકરમાથી ઝરતી એવી શિક્ષાસુધાનુ પાન કરીને સત્તત્ત્વદર્શક, મિથ્યાત્વરૂપ અધકારને દૂર કરનાર અને ઔચિત્યાદિ ગુણોથી યુક્ત એવા શ્રીસમ્યકત્વરૂપ મહા દીપકને હે પ્રાણપ્રિય ! મે પણ મારા મનોમદિરમા નિશ્ચલ રીતે જાગતો કર્યો. ”

વિષ્ણુશ્રીએ કહેલ શ્રી જિનધર્મના પરમ પ્રભાવને સાભળીને પોતાની પ્રિયાઓ સાથે મુદિત થયેલા અને મિથ્યાત્વરૂપ અધકારને દૂર કરનાર એવા અર્હદ્દાસ શ્રેષ્ઠીએ કહ્યુ કે –“ હે પ્રિયે ! તે કહેલ જિનધર્મનુ એ તત્ત્વ બધુ યથાર્થ છે કારણ કે ચિતામણિરત્ન હાથમા આવતા પ્રાણીઓને શુ શુ પરમ અભીષ્ટ પ્રાપ્ત ન થાય ? ” એવામા આઠમી સ્ત્રી બોલી કે —“ આ બધુ અસત્ય છે ધૂર્તજનોના વચનપર જેમ તેમ વિશ્વાસ કોણ કરે ? કુબુદ્ધિજનોએજ મિથ્યા કલ્પના કરીને પિડદાન વિગેરેનુ પુણ્ય બતાવીને પુરાણાદિ અનેક શાસ્ત્રો રચ્યા છે ” આ સાભળીને વિસ્મય પામેલા એવા રાજા વિગેરેએ વિચાર કર્યો –“ ખરેખર ! આ સ્ત્રી અભવ્ય યા દૂરભવ્ય છે કારણ કે આ જગત્મા દિવ્ય સપત્તિ અને રાજલક્ષ્મી સુલભ છે, પરતુ જિનેદ્રપ્રણીત ધર્મતત્ત્વની શ્રદ્ધા અતિ દુર્લભ છે જેમ જ્વરાર્ત્ત પ્રાણીઓને અન્નપર રૂચિ થતી નથી, તેમ મિથ્યાત્વમોહિત જનોને સમ્યગ્ધર્મપર રૂચિ થતી નથી, અને જેમ રોગ ક્ષીણ થતા અન્ન પર રૂચિ થાય છે, તેમ ભાવ મલિનતાનો નાશ થતા તત્ત્વાર્થપર શ્રદ્ધા થાય છે ”

હે સુજ્ઞો ! આ પ્રમાણે મહા પ્રભાવવાળુ એવુ સચિવનુ ચ

ચિત્ર સાભળીને સમ્યક્ત્વ-તત્ત્વથી શ્રેષ્ઠ એવા જિનેદ્ર ધર્મમા પોતાના મનને સુદૃઢ કરો

। इति चतुर्थी भावना ।

પછી અર્હદ્દાસ શ્રેષ્ઠીએ **નાગશ્રીને** કહ્યુ કે – ' હે પ્રિયે ! સમ્યક્ત્વની ઉત્પત્તિને સૂચવનારી અને પોતે અનુભવેલી એવી પવિત્ર કથા હવે તુ કહી સભળાવ ' પોતાના સ્વામિની સુધા સમાન એવી વાણીનુ કર્ણાંજલિથી પાન કરીને તે મનમા મુદિત થઇને પોતાનુ વૃત્તાત તેમની આગળ નિવેદન કરવા લાગી --

" આજ ભરતક્ષેત્રમા **વાણારસી** નામની મહાપુરીમા સોમ વશી અને શત્રુઓનો જય કરનાર એવો **જિતારિ** નામે રાજા હતો લક્ષ-દાન આપનાર અને સ્ફુરાયમાન પર્વ (અ ગુલિના અગ્રભાગ)વાળો જેનો હાથ સભાઓમા વિદ્વાનોને સત્વર આન દ કરતો હતો અને લક્ષ્યને વિ ધનાર અને સ્ફુરાયમાન પર્વવાળો એવો જેનો શર ( બાણ ) સમરાગણમા શત્રુઓને એકદમ ભયભીત કરતો હતો અસીમ ગુણોના સ્થાનરૂપ એવી કનકચિત્રા નામે તેને રાણી હતી અને વિનીત એવી **શીલસુ દરી** નામની તેમની પુત્રી હતી ઘણા પુત્રોની ઉપર જન્મેલ હોવાથી તથા અતિશય રૂપથી રાજા અને રાણીને તે જીવિત કરતા પણ વધારે વ લભ થઈ પડી પરતુ પૂર્વ કર્મના વિપાકથી યૌવનના આરભમાજ તે દાહજ્વર, શિરોવેદના વિગેરે અનેક રોગોને ભોગ થઈ પડી મસ્તક મુ ડાવવાથી દુ ખિત થયેલી અને દીનતાના સ્થાનરૂપ એવી તે **મુ ડિતા** એવા નામથી પ્રસિદ્ધ થઈ અહો ! કર્મની વિચિત્રતા કેવી છે ? મ ત્ર, ત ત્ર અને ઔષધોથી વૈદ્યો તેની નિરતર ચિકિત્સા કરતા, છતા કોઈ રીતે તે સમાધિ ન પામી

એકદા સ વેગરસની એક વાપીતુલ્ય અને સર્વજ્ઞના ધર્મને જાણનાર એવી **વૃષભશ્રી** નામની કોઈ સાધ્વી તેને ઘેર આવી કલ્યાણરૂપ વૃક્ષની નીક સમાન એવી સાધ્વીને નમસ્કાર કરીને

મુદિતા તેમની સામે જમીનપર બેસી હાથ જોડીને વિજ્ઞપ્તિ કરવા લાગી કે – "હે સ્વામિનિ ! વ્યાધિરૂપ દાવાગ્નિની જ્વાળા મને બહુ સતાવે છે માટે કૃપા કરી એવું ઔષધ બતાવો, કે જેથી તે શાંત થઇ જાય હે સ્વામિનિ ! તમે જગજ્જીવોની કૃપાના એક સુધાવાપી સમાન અને સ્વભાવથી જગત્પર ઉપકાર કરવામાં નિપુણ છો, માટે હે વિશ્વજીવિનિ ! નાના પ્રકારના રોગના વેગથી કાયર મનવાળી એવી હું આપની પાસે કાંઈક ઔષધની યાચના કરૂં છું " આ સાંભળી તે સાધ્વીએ કહ્યું કે –" હે ભદ્રે ! પૂર્વકૃત કર્મના પરિપાકથી સંસારરૂપ અરણ્યમાં પ્રાણીઓને સુખ, દુઃખ પ્રાપ્ત થાય છે ક્ષુધાનું ઔષધ જેમ ભોજન અને પિપાસાનું ઔષધ જેમ જળ છે, તેમ સમસ્ત કષ્ટનું પરમ ઔષધ સર્વજ્ઞભાષિત ધર્મજ છે અને તે ધર્મ શુદ્ધ દેવ, ગુરૂ અને ધર્મના શ્રદ્ધાનપૂર્વક સાધુધર્મ અને શ્રાવકધર્મ–એમ બે પ્રકારે કહેલ છે ઈંદ્રિયવશ પ્રાણીને સાધુધર્મ પાળવો તો દુષ્કરજ છે કારણ કે મેરૂપર્વતના શિખરપર ચડવાને પંગુ ( પાંગળો ) શું સમર્થ થઇ શકે ? માટે તેને તો દેશથી સાવદ્યનો ત્યાગ કરવા પૂર્વક શ્રાદ્ધધર્મજ સુશક્ય છે, તો હે વત્સે ! બાર વ્રતથી વિભૂષિત એવા શ્રાદ્ધધર્મનો તું અત્યારે સ્વીકાર કર અને સમ્યક્ત્વવાસિત તે ધર્મ નિરતિચારપણે આચરતાં અષ્ટ કર્મનો ધ્વંસ કરનારી એવી અર્હંતની અષ્ટપ્રકારે પૂજા કર તથા જિન ભગવંતની સમક્ષ સ્થિત થઇ સત્પુષ્પ અને નૈવેદ્ય પ્રમુખ પવિત્ર વસ્તુઓથી **સિદ્ધચક્રની** ત્રિકાલ પૂજા કર તથા પગલે પગલે ૐ કાર ( પ્રણવ ) અને માયાબીજ–એ બે મહાબીજના જાપપૂર્વક આદર ભાવથી પંચ નમસ્કારના આઠ હજાર જાપ જપ તેમજ સુપાત્ર અને દીનદુઃસ્થિત પ્રાણીઓને સદા અન્નદાન આપ અને સિદ્ધિસુખ આપનારૂં એવું સાધર્મિવાત્સલ્ય કર તથા સુવર્ણના એક ભાર જેટલું, દિવ્ય, સુખકારી અને રત્નાલંકારથી વિભૂષિત એવું જિન ભગવંતનું એક બિંબ કરાવ હે ભદ્રે ! આ પ્રમાણે ધર્મકૃત્ય કરતાં છ માસમાં તારા શરીરરૂપ રાફડામાંથી રોગરૂપ સર્પો બધા ચાલ્યા જશે."

આ પ્રમાણે વૃષભશ્રીના ઉપદેશથી જૈનધર્મનુ આરાધન કરતા તે અનુક્રમે રોગમુક્ત અને મહાકાંતિવાળી થઇ તે ધર્માનુષ્ઠાનના માહાત્મ્યથી રાજકન્યાનુ સમસ્ત સ્ત્રીઓને જીતનાર એવુ પરમ સાભાગ્ય દિવસે દિવસે વધવા લાગ્યુ બ્રહ્મસ્વરૂપની જેમ સર્વ કરતા અદ્‌ભુત એવા તેના રૂપને જોઇને રાજા પ્રમુખ ધર્મને મત્ર તથા ઔષધ કરતા અધિક માનવા લાગ્યા

એકદા કૃતજ્ઞ હૃદયવાળી અને સાધ્વીના કરેલા ઉપકારને સભારતી એવી તે રાજપુત્રી સાધ્વીઓના સમુદાયને વદન કરવા ગઇ ત્યા વિકસ્વર મુખ–કમળવાળી એવી તે સન્માર્ગ બતાવનારી એવી સાધ્વીઓને વદના કરીને વૃષભશ્રીને કહેવા લાગી કે —"હે ભગવતી ! સુધામા સ્નાન કરવાની જેમ આપના પ્રસાદથી હુ થોડા વખતમા રોગમુક્ત અને સુરૂપવતી થઇ માટે જેનો પ્રભાવ કહેવાને દેવતાઓ પણ સમર્થ નથી એવા ધર્મનુ નિરતિચારપણે યથોચિત આચરણ કરીશ. પરતુ પુણ્યની કામનાને લીધે દેશ, કાળ અને ઘરને ઉચિત એવા વિશુદ્ધ અન્ન, પાનાદિકથી આપનુ ગૌરવ કરવાની મારી ઇચ્છા છે કહ્યું છે કે —

"जिनपूजां मुनिभक्तिं, वात्सल्य सर्वसघलोकस्य ।
ये कुर्वंति गृहस्था–स्तेषा सफल भवति जन्म " ॥ १ ॥

"જે ગૃહસ્થો જિનપૂજા, ગુરૂભક્તિ અને શ્રીસઘનુ વાત્સલ્ય કરે છે, તેમનો જન્મ સફળ થાય છે " આ સાભળીને વૃષભશ્રીએ તેને કહ્યુ કે —"હે ભદ્રે ! જિનોક્ત વ્રતથી જે રૂપ અને આરોગ્યાદિક પ્રાપ્ત થાય, તેમા વિશેષતા શુ છે ? પરતુ એ વ્રતના પ્રભાવથી તો શુદ્ધ ભાવસયુક્ત પ્રાણી તે કરતા પણ અતિ દુર્લભ એવી સ્વર્ગ અને મોક્ષની લક્ષ્મીને પણ અવશ્ય પ્રાપ્ત કરી શકે છે કહ્યુ છે કે —

"જે પ્રાણી જિનોક્ત વ્રતને સમ્યકત્વપૂર્વક પ્રયત્નથી પાળે છે, તે કૈવલ્યલક્ષ્મી પામીને સિદ્ધિવધૂની સાથે નિરંતર વિલાસ કરે."

પછી રાજબાળાએ પરિવાર સહિત તે સાધ્વીને ભક્તિપૂર્વક પોતાને ઘેર લાવીને શુદ્ધ અન્ન, પાન અને વસ્ત્રાદિક તેમને વહોરાવ્યા હવે ધર્મના પ્રભાવથી પ્રાપ્ત થયેલ તેના રૂપ અને સૌંદર્યની સંપત્તિ સર્વ રાજાઓના રાજમંદિરોમાં સુપ્રસિદ્ધ થઇ ગઈ એટલે તેના વિવાહને માટે રાજાએ ઉભય પક્ષમાં વિશુદ્ધ અને સુરૂપવંત એવા અનેક રાજકુમારો જોયા, પરંતુ તેવા પ્રકારના સૌભાગ્યની સંપત્તિથી શ્રેષ્ઠ એવો કોઇપણ વર તેના કરતાં અધિક તો દૂર રહો, પરંતુ તેની સમાન પણ કોઇ જોવામાં ન આવ્યો

એવા અવસરમાં તુરૂષ્ક દેશ (તુર્કસ્થાન) માં **ચક્રકોટ** નામના નગરનો સ્વામી અને સુરેંદ્ર સમાન બલિષ્ઠ એવો **ભગદત્ત** નામનો ઉત્કટ (ઉદ્ધત) રાજા હતો તે મહાદુષ્ટે પોતાના સંધિપાલના મુખથી સર્વ કરતાં ઉત્કૃષ્ટ સૌંદર્યવાળી એવી તે શીલસુંદરી કન્યાની જિતારિરાજા પાસે માગણી કરી એટલે સંધિપાલે પણ ત્યાં આવી રાજાને પ્રણામ કરીને નિવેદન કર્યું કે —"પ્રશસ્ય લાવણ્ય રૂપ પવિત્ર સુધાની સરિતા સમાન એવી તમારી સુતાની વિષ્ણુ જેમ સમુદ્ર પાસે લક્ષ્મીની યાચના કરે તેમ ભગદત્ત રાજા પોતે સમર્થ છતાં બહુ માનપૂર્વક સભ્યતાથી આપની પાસે તે માગણી કરે છે માટે વિનીત વૃત્તિ દર્શાવી તેને તમારી પુત્રી આપો, કે જેથી યાવજ્જીવ તમારા બંને વચ્ચે સુખકારી સંબંધ જોડાય વળી કન્યા ગુણવતી છતાં કોઇને પણ આપવી તો પડેજ છે, પરંતુ આવો ભાગ્યશાળી વર તો ભાગ્યેજ મળી શકે છે તેમજ કુળ, શીલ (આચાર), શરીર, વિદ્યા, વય, વિત્ત અને સનાથતા-વિગેરે જે વરમાં ગુણો જોઇએ, તે પણ આ રાજામાં બધા વિદ્યમાન છે" આ સાંભળતાં જિતારિરાજાએ દૂતને પોતાનો મનોભાવ જણાવ્યો કે —"હે દૂત! તમારા સ્વામીમાં વરને યોગ્ય જો કે ગુણો છે, તથાપિ કુળ અને ધર્મથી તે હીન હોવાથી શ્વાનને જેમ માણિક્યની માળા, તેમ તમારા રાજાને

હું કન્યા આપવાનો નથી સર્વ ગુણોથી યુક્ત છતાં જો એ બે ગુણથી હીન હોય, તો વિદ્વજ્જનોના હૃદયમાં તે નિર્ગુણજ ભાસે છે કહ્યું છે કે —

" तोयेनेव सरः श्रियेव विभुता सेनेव सुस्वामिना,
जीवेनेव कलेवरं जलधरश्रेणीव वृष्टिश्रिया।
प्रासादस्त्रिदशार्चयेव सरसत्वेनेव काव्यं प्रिया,
प्रेम्णेव प्रतिभासते न रहितो धर्मेण जंतुः क्वचित् " ॥१॥
मुक्ततेजो यथा रत्नं, पुष्पं वा गंधवर्जितम् ।
गतधर्मस्तथा प्राणी, नायात्यत्र महर्घताम् " ॥२॥

" જેમ જળથી સરોવર, લક્ષ્મીથી પ્રભુતા, સેનાપતિથી સેના, જીવથી દેહ, વૃષ્ટિથી મેઘ, દેવપ્રતિમાથી પ્રાસાદ (મંદિર), સુરસથી કાવ્ય અને પ્રેમથી પ્રેમદા શોભે, તેમ ધર્મથીજ પ્રાણી શોભા પામે છે, ધર્મરહિત તે કદી શોભતો નથી વળી તેજહીન જેમ રત્ન અને ગંધરહિત જેમ પુષ્પ, તેમ ધર્મ રહિત પ્રાણી આ સંસારમાં આદર પાત્ર થતો નથી " માટે હે દૂત ! તારા સ્વામીને જઈને કહે કે- 'જો કન્યારત્નને તમે ઇચ્છતા હો, તો પ્રથમ મારા સમરાંગણના સાગરનું અવગાહન કરો,' પછી દૂતના વચનથી યમની જેમ કુપિત થયેલો ભગદત્ત સંગ્રામની સામગ્રી કરીને વેગથી તે નગરમાં આવ્યો, એટલે ચતુરંગ સૈન્યસહિત યુદ્ધને માટે ફરકતા બાહુદંડવાળો એવો જિતારિ રાજા પણ સૂર્યની જેમ સન્મુખ આવ્યો તે વખતે દિક્ચક્રને આક્રમણ કરવામાં સમર્થ, કંપાતકાળના અગ્નિની જ્વાળા સમાન અને પૃથ્વીતળને ધ્રુજાવનાર એવા ભગદત્ત રાજાના સૈન્યને જોઇને ન્યાયવેત્તાઓમાં અગ્રેસર અને પોતાના પક્ષની કલ્યાણશ્રીને ચિંતવતા એવા સુદર્શન નામના મહામંત્રીએ જિતારિ રાજાને કહ્યું કે - "હે સ્વામિન્ ! ભગદત્ત રાજાને તમારી પુત્રી આપીને સંધિ કરો

તેજ છે વળી અતિ બલિષ્ઠ રાજાની સાથે સર્વ અનર્થના સ્થાનરૂપ એવા સગ્રામને નીતિશાસ્ત્રજ્ઞ જનો પસદજ કરતા નથી કહ્યુ છે કે –

" अनुचितकर्मारंभः, स्वजनविरोधो बलीयसा स्पर्धा ।
प्रमदाजनविश्वासो, मृत्युद्वाराणि चत्वारि" ॥१॥

" અનુચિત કાર્યનો આરભ, સ્વજનની સાથે વિરોધ, બલવતની સાથે સ્પર્ધા અને સ્ત્રીજનનો વિશ્વાસ એ ચાર મૃત્યુના દ્વાર છે " આ પ્રમાણે સાભળીને પોતાના ભુજબળથી ગર્વિષ્ઠ થયેલ, કઇક ક્રોધ અને ઉદ્ધતાઇથી જેની મતિ ગલિત થઇ ગઇ છે અને પોતાનેજ વિજય માનતા એવા જિતારિ રાજાએ પ્રધાનને કહ્યુ કે — "હે મત્રિન્! પોતાની પુત્રી દુરાચારી રાજાને આપીને જે રાજ્ય ભોગવવુ, એ ક્ષત્રિયોને નિત્ય સ્વકુળના લાછનરૂપ છે રણોત્સવ પ્રાપ્ત થતા જયશ્રીમા લપટ એવા ઉત્તમ ક્ષત્રિય યોદ્ધાઓ પોતાના જીવિતને તૃણ જેવુ માને છે વળી હે મત્રિન્ શૂરવીર જનોને કદાચ રણસાગરમા મરણ થાય, તો દેવાગનાનો સગ મળે અને જીવતા રહે તો જયશ્રીનો સમાગમ થાય. કહ્યુ છે કે –

" जिते च लभ्यते लक्ष्मी–र्मृते चापि सुरागना ।
क्षणविध्वंसिनि काया, का चिंता मरणे रणे ॥ १ ॥
क्षत्रिया समितेर्नष्टा., क्रियाभ्रष्टा द्विजातय' ।
लिंगिन. शीलमुक्ताश्च, त्रयोऽमी पापपाशवः॥ २ ॥

" જય થાય તો લક્ષ્મી અને મરણ થાય તો સુરાગના મળે આ શરીર તો ક્ષણવિધ્વસી છે, માટે મરણ કે રણની ચિતા શી કરવી ? સગ્રામમાથી પલાયન કરી ગયેલા ક્ષત્રિયો, ' ક્રિયાથી ભ્રષ્ટ થયેલા બ્રાહ્મણો અને શીલરહિત સન્યાસીઓ એ ત્રણે મહા પાપી કહેવાય છે " આ પ્રમાણે મત્રીને કહીને રાજાએ યુદ્ધની સામગ્રી તૈયાર કરાવી. દૈવ વિપરીત થાય, ત્યારે શુ પ્રાણી હિતવચન માને ?

પછી તે રાજાઓના બને સૈન્યનુ પરસ્પર સમસ્ત વિશ્વને

માનાથી ઉત્સાહિત થયેલી અને કામભોગથી વિરક્ત એવી શીલસુંદરી પણ ત્યાં સંયમ લઈને મોક્ષે ગઈ જિતારિનૃપના પુત્ર જિતશત્રુ રાજાએ પોતાના પિતાના સંયમ સમયે સર્વને આશ્ચર્યકારી એવો મહોત્સવ કર્યો કારણ કે ચૈત્ય, પ્રતિમા, દીક્ષા, તપ, સમવસરણની રચના અને ધ્વજા—વિગેરે મહોત્સવમાં કોઈ ભાગ્યવંતનું જ ન્યાયોપાર્જિત ધન કૃતાર્થ થાય છે ”

હે સ્વામિન્ ! રાજસુતા સુંડિતાના વ્રતનું માહાત્મ્ય જોઈને મે પણ તે વખતે વિધિપૂર્વક સમ્યકત્વ અંગીકાર કર્યું, કારણ કે ક્રિયાહીન છતાં સમ્યક્ત્વથી વિશદ (નિર્મળ) આશયવાળો પ્રાણી મુક્તિવધૂને વશ કરીને નિરંતર તેની સાથે લીલા કરે છે

શ્રીજૈનધર્મની ઉન્નતિની એક રાજધાનીરૂપ નાગશ્રીએ કહેલ તે કથાને પોતાના હૃદયમાં ધારણ કરીને સ્ત્રીઓ સાથે અર્હદ્દાસ શ્રેષ્ઠીએ કહ્યું કે —‘ હે ભદ્રે ! તેં કહ્યું તે આ બધું યથાર્થ છે ’ એવામાં કુંદલતા બોલી કે —‘ હે દેવ ! ધૂર્ત્તની કથાની જેમ સર્વ સ્વકલ્પિતજ આ વાતમાં મને લેશ પણ વિશ્વાસ આવતો નથી, તે વખતે રાજા વિગેરેએ વિચાર કર્યો કે —‘ અહો આ લગના વૃષ્ટિથી મગશેળીયા પાષાણની જેમ ન્હવાકયોથી ખરેખર ! અભેદ્ય છે જે પ્રાણી શુક્લપક્ષીયો હોય અને ભવિષ્યમાં જેનું ક ચાણ થવાનું હોય, તેનુંજ અંતઃકરણ પરની સ્તુતિ સાંભળીને આર્દ્ર થાય છે

આ પ્રમાણે રાજસુતાની જેમ નિશ્ચય સમ્યકત્વધારી એવો જે પ્રાણી જિનેંદ્રકથિત વ્રતને દૃઢતાપૂર્વક ધારણ કરે છે, તે સ્વર્ગ અને મોક્ષના સુખ પામે છે કર્ણપુટથી અવશ્ય પાન કરવા લાયક એવું આ રાજપુત્રીનું ચરિત્ર સાંભળીને જગતમાં અદ્ભુત પ્રભાવવાળા એવા જિનમતને જાણતા એવો શ્રેણિકરાજા પણ મંત્રીશ્વર સાથે અતિશય હર્ષ પામ્યો

॥ इति सम्यक्त्वकौमुद्यां श्रीतपागच्छनायकश्रीसोमसुंदरसूरिश्रीमुनिसुंदरसूरिश्रीजयचंद्रसूरिशिष्यैः पंडितजिनहर्षगणिभिः कृतायां सप्तमः प्रस्तावः ॥



# पंचमः प्रस्ताव·



હવે જગદ્ગુરૂની પ્રતિમાની કર્પૂર, અગરૂ, કસ્તૂરી અને ધૂપ વિગેરેથી વિશેષ પ્રકારે પૂજા કરીને અર્હદ્દાસ શ્રેષ્ઠીએ પદ્મલતાને કહ્યુ કે —" હે પ્રિયે ! તુ પણ કથા કહે, કે જેથી સમ્યક્ત્વનુ સૌભાગ્ય સાભળી હુ પરમ પ્રીતિ પામુ " પોતાના સ્વામીનો સુધાના માધુર્યને પણ જીતનાર એવો આ આદેશ મેળવીને પદ્મલતા પોતાના સમ્યક્ત્વની ઉત્પત્તિમા હેતુભૂત એવી કથા કહેવા લાગી —

" કામદેવ જેવા અનેક લોકોનુ એક ક્રીડાસ્થાન, સુખસપત્ અને વસુધાના મડનરૂપ એવો અગ નામનો દેશ છે ત્યા પોતાની સપત્તિથી સ્વર્ગસપત્તિને ધ્રુજાવનાર અને સીદાતા જનોને એક આધારરૂપ એવી ચપા નામની મહાનગરી હતી જે નગરીના પૂર્વે જગદ્ગુરૂ વાસુપૂજ્ય ભગવાન્ સ્વામી થયા, તેનો સૌભાગ્યાતિશય કહેવાને કોઇ પણ સમર્થ થઇ શકે ? અહો ! જે અત્યારે પણ સતી સુભદ્રાના શીલરૂપ કર્પૂરથી વાસિત છે એવી તેની તુલના ભોગાવતી ( શેષનાગની રાજધાની ) લેશ માત્ર પણ શી રીતે કરી શકે ? ત્યા નરવાહન ( કુબેર ) ની સમાન લક્ષ્મીવાળો, કૃષ્ણના જેવો પ્રતાપી અને અગણિત વાહન ( અશ્વ કે રથ ) વાળો એવો નરવાહન નામે રાજા હતો વિશ્વવિખ્યાત એવો તે મહીપાલ ગુણવતોમા ગુણોએ મુખ્ય, પુણ્યવતોમા પુણ્યોએ મુખ્ય અને બળવતોમા બળ ( સૈન્ય ) થી મુખ્ય હતો તેને પદ્મ સમાન કાંતિવાળી, કમળ જેવા સૌરભવાળી, સૌભાગ્યસ-

પત્તિનુ એક સ્થાન અને નિષ્કપટ મનવાળી એવી **પદ્માવતી** નામે રાણી હતી વળી તે નગરીમા આસ્તિકના ગુણોથી સુશોભિત, જિન ભક્તિમાન્ અને સમ્યગ્દૃષ્ટિ જીવોમા એક ભૂષણરૂપ એવો ઋષભદાસ નામે શ્રેષ્ઠિ હતો સપ્ત ક્ષેત્રરૂપ ભૂમિમા વિત્તરૂપ જળને વરસતો અને દીન જનોને યથેષ્ટ દાન આપી પ્રસન્ન કરતો એવો તે શ્રેષ્ઠિ લોકમા ખરેખર ઉન્નત એવા ધનોદય ( મેઘ–ઉદય ) ની ઉપમાને પામ્યો તેને અતિશય પ્રેમાળ અને સતી એવી **પદ્માવતી** નામે પ્રિયા હતી, જે પુણ્યકર્મ કરતા કદી વિરામ પામતી ન હતી તે દ પતીને વિકસિત વિવેક અને વિનયવાળી અને વસુધાપર પવિત્ર એવા લાવણ્યરૂપ સુધાની જાણે એક વાપી હોય એવી **પદ્મશ્રી** નામની સુતા હતી ત્રણે જગતની સ્ત્રીઓના સૌદર્યને જીતનાર એવા તેના રૂપને જોઇને કોણ કોણ આશ્ચર્યમગ્ન ન થયુ ?

એકદા ઋષભશ્રેષ્ઠીએ તે નગરમા દારિદ્રય અને દુર્ગતિના દુ ખરૂપ દાવાનળને શાત કરવામા મેઘસમાન, સમ્યકત્વરૂપ અ કુરના એક કારણરૂપ સ સારથી તારનાર અને માન, પ્રમાણ અને વર્ણયુક્ત એવી પ્રતિમાઓથી અલ કૃત એવુ શ્રીજિનમ દિર કરાવ્યુ ત્યા દિવ્ય આભરણની શોભાયુક્ત સખીઓથી પરવરેલી એવી પદ્મશ્રી દરરોજ દેવપૂજાને માટે જતી હતી

હવે તેજ નગરમા બુદ્ધમ ધમા અગ્રેસર, યશસ્વી એવો **બુદ્ધદાસ** નામે એક મોટો શેઠ હતો અને તેની **બુદ્ધદાસી** નામની સ્ત્રી હતી તેમને દેવેદ્રની સ પત્તિનુ એક પાત્ર અને નવીન યૌવનારભના અતિશયથી મદમસ્ત થયેલો એવો **બુદ્ધસ ઘ** નામે પુત્ર હતો એક દિવસે કામદેવ–મિત્રયુક્ત અને સાક્ષાત્ કામદેવ સમાન એવો બુદ્ધદાસ તે જિનમ દિરમા ગયો ત્યા પદ્મ સમાન સુદર લોચનવાળી અને જિનેદ્રપૂજામા લીન એવી પદ્મશ્રીને જોઇને તે કુમાર વિચારવા લાગ્યો કે –" અહો ! એનુ રૂપ ! અહો ! પુરૂષોના નેત્રને વિશ્રાત કરનારી એની કાતિ ! અહો ! યુવાનોના ઉન્માદના ઔષધરૂપ એનુ સર્વાગ–

સૌભાગ્ય ! દિવ્ય રૂપવાળી અને સુધાને સ્રવનારી તથા કુંડલિની એવી તે બાળાને જોતા નિર્નિમેષ નેત્ર-કમળવાળો એવો તે શ્રેષ્ઠીકુમાર ક્ષણવાર યોગીની જેમ સ્થિર થઇ ગયો આ પ્રમાણે તેનુ નિરીક્ષણ કરતા તે કામરૂપ વ્યાધના બાણથી એવી રીતે ઘાયલ થયો કે જેથી આગળ એક પગલુ ભરવા પણ સમર્થ થઈ શકયો નહિ પછી તેનો મિત્ર કામદેવના બાણથી ઘાયલ થયેલ છતા કોઇ રીતે સમજાવીને બલાત્કારથી શ્રેષ્ઠીપુત્રને તેને ઘેર લઇ ગયો ત્યા કામજ્વરથી બળતા શરીરવાળો એવો તે શય્યારૂપ તલાવડીમા પડયો, પણ જળવિયોગી મત્સ્યની જેમ તેને લેશ પણ શાતિ ન વળી એવામા તેના મિત્ર કામદેવ પાસેથી પોતાના પુત્રના તેવા પ્રકારના સમાચાર સાભળીને વ્યાકુળ મનવાળી એવી તેની માતા તરત ત્યા આવીને પુત્રને કહેવા લાગી કે —"હે વત્સ ! શુ તારા શરીરે હાલ કોઈ વ્યાધિ ઉત્પન્ન થઈ તને બાધા કરે છે ? ઉઠ સાકરનુ પાણી પી અને ભોજન કર વા મશાલાયુક્ત ઉકાળેલા દૂધનુ પાન કર અથવા બીજી કોઇ જે તને ચિતા હોય તે મારી આગળ સ્પષ્ટ કહી દે " આ સાભળીને કામવિકારથી વિહ્વલ મનવાળો એવો તે કુમાર લજ્જાનો ત્યાગ કરીને નિસાસા મૂકતો માતાને કહેવા લાગ્યો કે —"હે માત ! ઋષભશ્રેષ્ઠીની કન્યાના હસ્તસબધરૂપ અભિષેકથી મારા શરીરનો સતાપ તરત શાન્ત થાય તેમ છે " આ પ્રમાણે તેનુ સ્વરૂપ જાણીને ઉત્સુક મનવાળી એવી તેની માતાએ પોતાના પતિ બુદ્ધદાસને તે વાત તરત નિવેદન કરી એટલે કઇંક ચિતાતુર એવા શ્રેષ્ઠીએ પણ વેગથી ત્યા આવીને તેના તાપની ઉપશાતિને માટે પોતાના વચનામૃતનુ પાન કરાવ્યુ—અર્થાત્ તે કહેવા લાગ્યો કે —"હે વત્સ તુ સ્વચ્છ આશયવાળો અને મુગ્ધ બાળકોમા અગ્રેસર હોવા છતા અશકય વસ્તુમા કદાગ્રહ કરે છે બુદ્ધધર્મના ધુરધર અને માસાહારી એવા આપણો ચાડાલની જેમ સ્પર્શ કરીને જે સ્નાન કરવા ઇચ્છે છે, હે પ્રાજ્ઞ ! કસાઇને કામધેનુની જેમ

તે અતિશય ભાગ્યવતી એવી પોતાની કન્યા તને શી રીતે આપશે ? માટે હે પુત્ર ! સુજ્ઞ જનો સાધ્ય વસ્તુ માટેજ પ્રયત્ન કરે છે જાગથી અધિક છતા પાંગળો શું મેરૂપર્વતપર ચડી શકે ? સુપાત્રે દાનની જેમ સુજ્ઞ જનો સમાન સમૃદ્ધિવાળા અને સમાન ધર્મ તથા આચારવાળા એવા જનોના કુળમાંજ પોતાની કન્યા આપે છે કહ્યું છે કે —

" ययोरेव समं वित्तं, ययोरेव समं श्रुतम् ।
ययोरेव गुणैः साम्यं, तयोर्योगः प्रशस्यते " ॥ १ ॥

" જેઓ વિત્તથી, શ્રુતથી અને ગુણથી સમાનજ છે, તેમનો સંબધ પ્રશસ્ય ગણાય છે " આ સાભળી કુમાર બોલ્યો કે —' હે તાત ! બહુ કહેવાથી શું ? તે રમણીય રમણી વિના હું જીવી શકુ તેમ નથી ' આથી બુદ્દદાસ વિચારવા લાગ્યો કે —' અહો ! કામનુ માહાત્મ્ય દેવતાઓને પણ અગેય ( અગમ્ય ) છે જેના યોગે સુજ્ઞ પણ અજ્ઞ અને નષ્ટ ચેતનની જેમ વિચિત્ર ચેષ્ટા કરે છે વળી દેવેદ્રથી રક સુધી ત્રણે જગતને તે કામરૂપ ધીવરે માંડેલ એવી અગનારૂપ જાળમા તરત ફસાવી દે છે માટે અત્યારે તો એને સામ્ય વચનથીજ સમજાવવો, નહિ તો કટુક ઔષધથી પિત્તજ્વરવાળાની જેમ એ મરણ પામશે " આ પ્રમાણે વિચાર કરીને શ્રેષ્ઠીએ પુન કહ્યુ કે — ' હે પુત્ર ! તુ હવે મનને સ્થિર કરી આનદપૂર્વક યથોચિત સર્વ કામ કર આ કાર્યને માટે હુ હવે યત્નપૂર્વક કઈક ઉપક્રમ (ઉપાય) કરીશ કારણ કે બહુ ઉતાવળથી તો રાજાઓનુ કામ પણ થઈ શકતુ નથી ' આ પ્રમાણે પિતાનુ વચન સાભળીને તે સુદરીની આશાથી કુમાર પણ આનદ પામ્યો કારણ કે લોકમા આશાબધ એ એક હૃદયને પરમ આનદજનક છે પછી તે કાર્યની સિદ્ધિને માટે પોતાના સબધીઓ સાથે સારી રીતે વિચાર કરીને પુત્ર અને કુટુબસહિત દભમુક્ત હૃદયવાળા એવા તે બુદ્દદાસે સાધુઓની પાસે જઈને તેમને નમસ્કાર કરી અનુત્તર ( અનુપમ ) એવો ધર્મ પૂછ્યો એટલે ગુરુ મહારાજ તે ધર્મનું વાસ્તવિક સ્વરૂપ આ પ્રમાણે કહેવા લાગ્યા —

"હે ભદ્ર ! ધર્મ, જીવદયારૂપ, સત્ય અને શૌચથી પ્રતિષ્ઠિત, સ્તેય ( ચૌર્ય ) વૃત્તિથી રહિત, બ્રહ્મચર્યથી વિભૂષિત, પરિગ્રહની નિવૃત્તિરૂપ, રાત્રિભોજનથી વર્જિત, મધ, મદ્ય અને માંસના ત્યાગરૂપ, વિનયથી ઉજ્જવલ, અનંતકાય, અભક્ષ્ય અને બહુ બીજવાળી વસ્તુના ભક્ષણથી રહિત, મર્મવચન રહિત, ક્ષાંતિપ્રધાન, હૃદયની શુદ્ધિરૂપ, યથાયોગ્ય પાત્રના દાનાદિક ગુણની શ્રેણિથી વિરાજિત અને મોક્ષસુખ પર્યંત પ્રૌઢ ફળો આપવામાં તે કલ્પવૃક્ષસમાન કહેલ છે વિનય જેમ ગુણોનો આધાર છે, તેમ દેવાદિક ત્રણ તત્ત્વના શ્રદ્ધાનથી મનોહર એવું સમ્યક્ત્વ, તે ધર્મના આધારરૂપ છે મન, વચન અને કાયાના યોગથી જે પ્રાણી મિથ્યાત્વનો ત્યાગ કરે, તેનેજ શુદ્ધ સમ્યક્ત્વ હોઇ શકે, એમ મહર્ષિઓ કહે છે જે જિનવચનથી વિપરીત, અજ્ઞાન ચેષ્ટા અને લોકપ્રવાહરૂપ જે મિથ્યાત્વ, તે અનેક પ્રકારે છે લૌકિક અને લોકોત્તર-એમ મિથ્યાત્વ બે પ્રકારે કહેવાય છે તે પણ દેવ અને ગુરૂને આશ્રયી પ્રત્યેક બે બે પ્રકારે છે કહ્યું છે કે —

" लोइयलोउत्तरिय, देवगय गुरुगय च उभयपि ।
पत्तेय नायव्व, जहक्कम सुत्तओ एव " ॥ १ ॥

"લૌકિક અને લોકોત્તર-એમ મિથ્યાત્વ બે પ્રકારે છે તથા દેવ અને ગુરૂગત-એ પ્રત્યેકની સાથે તે બંને પ્રકાર જોડી યથાક્રમે તેનું વર્ણન સૂત્રથી સમજી લેવું " વિષ્ણુ, બ્રહ્મા અને શંકર વિગેરે દેવોનું દેવબુદ્ધિથી અર્ચન કરવું તે દેવગત મિથ્યાત્વ અને કાપાલિક અને બ્રાહ્મણો વિગેરેને ગુરૂબુદ્ધિથી નમસ્કાર કરવો તે ગુરૂગત મિથ્યાત્વ છે લાભને માટે ગણપતિ વિગેરે દેવોનું પૂજન તથા વિવાહ પ્રસંગે તેનું ઘરમાં સ્થાપન, ચંદ્ર તથા રોહિણીનું ગીતગાન, ષષ્ઠી માતાનું અર્ચન, ચંદ્ર પ્રત્યે તંતુપ્રસારણ, સર્વ પ્રકારની માનતા, તોતુલાદેવી તથા ગ્રહનું પૂજન, ચૈત્ર અને આશ્વિનાદિક માસમાં ગોત્રદેવી વિગેરેનું પૂજન, માઘમાસની ષષ્ઠીએ સ્નાન અને દાનાદિક કર્મપૂર્વક રવિની યાત્રા પિતૃઓને પિંડદાન, હોળીની પ્રદક્ષિણા,

શનિની શાંતિને માટે મજ્જન (સ્નાન) પૂર્વક તલ અને તૈલાદિકનું દાન સક્રાંતિએ સ્નાન અને દાનાદિક, બુધ અને દૂર્વાષ્ટમીનુ વ્રત, રેવત પથદેવનુ અર્ચન, શિવરાત્રિએ જાગરણ, ક્ષેત્રમા સીતાનુ અર્ચન, ભાદ્રપદમા દ્વાદશીકરણ, સપ્તમીએ વૈદ્યનાથની પૂજા અને ફણુયાચના, ફાગુનમા નાગપૂજન, સોમવાર તથા રવિવારે તપશ્ચરણ, કાર્ત્તિકની નવરાત્રિની અર્ચા, દેવની જન્માષ્ટમી (ગોકુળઅષ્ટમી) નો મહોત્સવ, સુવર્ણ અને રૂપ્યાદિકના અલકારોથી દેવતાઓનો સત્કાર, માઘમાસમા ગગા, ગોમતી અને સમુદ્રમા સ્નાન તથા અન્ય ક્રિયા, માઘ મહિને બ્રાહ્મણોને ઘૃત અને કબલ વિગેરે દેવુ દાન, મિથ્યાદષ્ટિ દેવતાની પૂજા, પુત્ર નિમિત્તે શરાવ (રામ પાત્ર)નુ ભરણુ, કજ્જલી દેવતાનુ અર્ચન વિગેરે, પિતૃઓનુ શ્રાદ્ધ, તર્પણુ અને તલ તથા દર્ભનુ પ્રદાન, મરનારને અર્થે જલાજલિ, ગાયની પીઠપર હસ્તકદાન, રવિની (સૂર્ય)ની ચદનષષ્ઠિકા, ઉત્તરાયનના દિવસે વિશેષ સ્નાન, દાનાદિક, આશ્વિનમાસમા તૃતીયાવ્રત, કૃષ્ણુની નિદ્રા વિગેરેના દિવસનુ તપ, એકાદશીવ્રતનુ આચરણ, ગૌરીભોજન, વૃક્ષનુ અર્ચન, લૌકિક તીર્થની યાત્રા, છ માસિકાદિક કૃત્ય, પુણ્યને માટે પ્રપા (પરબ) દાન અને કન્યાનુ પાણિગ્રહણુ વિગેરે, કુમારીઓને ભોજન, મરનારને અર્થે જળના ઘટ, પચમ્યાદિક તિથિએ ગોરસનુ અવિલોડન, ચૈત્રમાસમા ચર્ચરીદાન, વૈશાખ માસની તૃતીયાએ શડવૃક્ષનો ઉદ્વાહોત્સવ (લગ્નોત્સવ) અને મડકાદિક (માડા વિગેરે)નુ પ્રદાન, જ્યેષ્ઠમાસની શુકલ ત્રયોદશીએ શક્તુકાદિક (સાથુઆ વિગેરે)નુ દાન, દરેક અમાવાસ્યાએ જમાઇને ભોજન, કાગડા વિગેરેને બળીદાન આપી અનતવ્રતનુ પાલન, પુણ્યને અર્થે ક્ષેત્રાદિકમા કૂપખનન, ગોચરનુ ઉત્સર્જન, ધન્ય (ધન) ત્રયોદશી તથા રૂપ ચતુર્દશીએ સ્નાન, ભાદ્રપદની કૃષ્ણુચતુર્દશીએ પવિત્રીકરણુ, પીપળ અને આમ્ર વિગેરે વૃક્ષોનુ રોપણુ અને જળસિંચન, બ્રાહ્મણુને ઘેર પયોદાન, ધર્મને અર્થે અગ્નિદીપન, ગાયનુ વ્રત તથા ગોધનની અર્ચા, વિષ્ણુકાન્તા (લક્ષ્મી)ની સુખસ્થિતિ, ધર્મને

અર્થે તૂલિકાદાન, પાપકુભાદિક ક્રિયા, મોક્ષની પ્રાપ્તિ માટે બ્રાહ્મણોને ગાય, ભૂમિ અને સુવર્ણનુ દાન, પુત્રાદિકને અર્થે મહામાયાનુ અર્ચન તથા ક્ષેત્રની પૂજના—એ પ્રમાણે બહુ સસાર તથા દુખરાશિના કારણરૂપ એવુ લૌકિક ગુરૂગત અને દેવગત મિથ્યાત્વ આગમમા વર્ણવ્યુ છે હવે લોકોત્તર દેવગત મિથ્યાત્વ આ પ્રમાણે છે—કુતીર્થિકોએ ગ્રહણ કરેલા એવા જિનબિબોનુ પૂજન, જિનચૈત્યની આશાતના કરવી, અનિષિદ્ધનો નિષેધ અને નિષિદ્ધમા આદર કરવો—ઈત્યાદિ મિથ્યાત્વ એ સસારના એક બીજરૂપ છે તેમા ગુરૂગત મિથ્યાત્વ આ પ્રમાણે છે— શીલભ્રષ્ટ સાધુઓને વદન, પૂજન અને આદર આપવો કહ્યુ છે કે —

"લોકોત્તર લિગ (ચિન્હ) વાળા અને સાધુવેશધારી હોવા છતા જેઓ પુષ્પ, તબોળ, આધાકર્મિક સર્વ આહાર, જળ અને ફળ વિગેરે સચિત્ત વસ્તુઓનો ઉપભોગ, સ્ત્રીનો પ્રસગ, વ્યવહાર અને ધનનો સગ્રહ, એકાકીપણે સ્વચ્છદભ્રમણ અને ચેષ્ટિત વચન, તથા ચૈત્ય કે મઠમા વાસ અને વસ્તિમા નિરતર સ્થિતિ કરવાથી ધત્તૂરાના પુષ્પ ચાવતા વમનની જેમ પોતાના વ્રતને દૂષિત કરે છે— એ ગુરૂગત મિથ્યાત્વનો જેમણે ત્રિવિધ ત્રિવિધે ત્યાગ કર્યો છે, તેઓજ નિશ્ચયથી શ્રાવક છે બીજા તો માત્ર નામધારી શ્રાવક છે " આવા પ્રકારના મિથ્યાત્વથી રહિત એવા સમ્યક્ત્વનુ જે પ્રાણી સેવન કરે છે, તે વિદ્વાનોમા આસન્ન સિદ્ધિકપણાથી પ્રસિદ્ધ થાય છે "

આ પ્રમાણે દેશના સાભળીને કુટુબ સહિત બુદ્ધદાસે મદ્ય, માસાદિકનો અને સર્વ મિથ્યાત્વનો ત્યાગ કરી દભથી સમ્યક્ત્વપૂર્વક બાર વ્રત લઇ શ્રાવક થયો અહો ! માયાનો પ્રભાવ કેવો વિચિત્ર છે ? પછી તે સાધુઓની સુશ્રૂષા, જિનેશ્વરોની અર્ચા અને જિનેન્દ્રોક્ત સાત ક્ષેત્રોમા ન્યાયોપાર્જિત લક્ષ્મીનો વ્યય કરવા લાગ્યો મિથ્યાત્વમાર્ગથી મુક્ત એવા તેના જિનેન્દ્રમાર્ગના આચરણને જોઇને ઋષભ શેઠ તેની આ પ્રમાણે પ્રશસા કરવા લાગ્યો —" આ શ્રીમાન્ બુદ્ધ

દાસ ખરેખર ભાગ્યવંત જનોમાં અગ્રેસર છે, કે જેણે કુળક્રમાગત ઉત્કટ મિથ્યાત્વનો ત્યાગ કરી અને જગતને વ્યામોહિત કરનારા એવા કુશાસન (મત) રૂપ પાશનું ઉચ્છેદન કરીને જિનશાસનને અંગીકાર કર્યું પોતાના પૂર્વજોના આચરિત માર્ગે તો બહુ કોઇ સુખે ચાલે છે, પણ તેવા અસન્માર્ગનું ઉન્મૂલન કરી સમ્યગ્ધર્મમાં પ્રીતિ રાખનાર તો કોઇ વિરલો વિવેકીજ હોય છે કહ્યું છે કે —

" प्रतिपच्चंद्र सुरभी, नकुलो नकुलीं पयश्च कलहंसः ।
चित्रकवल्लीं पक्षी, सम्यग्धर्मं सुधीर्वेत्ति " ॥ १ ॥

" જેમ ગાય પ્રતિપદના ચંદ્રને, નકુળ નકુલણીને, રાજહંસ દૂધને અને પક્ષી ચિત્રાવેલીને જાણે છે, તેમ સુબુદ્ધિમાન્ જ સમ્યગ્ધર્મને ઓળખી શકે છે " માટે શુદ્ધધર્મી એવા તેને સકુટુંબ ઘરે બોલાવીને બહુ માનપૂર્વક હવે તેનું વાત્સલ્ય કરવું ઉચિત છે કારણ કે લક્ષ્મીની સફળતા, ભવનની પવિત્રતા, શાસનની ઉન્નતિ અને તીર્થંકરપદની પ્રાપ્તિ-એ વાત્સલ્યના મુખ્ય ગુણો છે " આ પ્રમાણે વિચાર કરીને વિચક્ષણ ઋષભશ્રેષ્ઠીએ નવીન સદ્ધર્મની સ્થિરતા માટે લક્ષ્મીના નિવાસરૂપ એવા બુદ્ધદાસની સાથે મિત્રાઈ કરી એટલે યથોચિતપણે પરસ્પર આપતા અને ગ્રહણ કરતા, રહસ્યની વાત પૂછતા અને કહેતા એવા તે બંનેની વચ્ચે પ્રીતિ વધવા લાગી

એકદા ઋષભશ્રેષ્ઠીએ ધર્મના સ્થૈર્યને માટે બુદ્ધદાસની સમક્ષ તેના છતા ગુણોની પ્રસંશા કરી કે -" હે મહાનુભાવ! તમે પોતાના ઘરમાં ધર્મરૂપ કલ્પવૃક્ષનું આરોપણ કર્યું, તેથી તમે આજે ત્રણે જગતને શ્લાઘ્ય થયા અને તમારૂં કુળ પણ આજે પવિત્ર થયું સ્વર્ગના ઐશ્વર્યયુક્ત સર્વ સંપત્તિઓ સુલભ છે, પરંતુ સર્વજ્ઞદર્શિત ધર્મની પ્રાપ્તિ પ્રાય દુર્લભ છે કહ્યું છે કે —

" अपि लभ्यते सुराज्यं, लभ्यते पुरवराणि रम्याणि ।
न हि लभ्यते विशुद्धः सर्वज्ञोक्तो महाधर्मः " ॥१॥

"સુરાજ્ય અને રમ્ય નગર પામવા સુલભ છે, પણ સર્વજ્ઞક થિત વિશુદ્ધ મહાધર્મ પામવો દુર્લભ છે" માટે તમારે હવે સદા સમ્યગ્ભાવથી એ ધર્મનુ આરાધન કરવુ, કે જેથી મુક્તિવધૂનો સુખ સમાગમ સુલભ થાય કહ્યુ છે કે —

"क्रियाशून्यश्च यो भावो, भावशून्याश्च याः क्रियाः ।
अनयोरतर दृष्ट, भानुखद्योतयोरिव" ॥१॥

"ક્રિયાશૂન્ય ભાવ અને ભાવશૂન્ય ક્રિયાઓ એ બન્નેમા સૂર્ય અને ખદ્યોત (ખજુવા) જેટલુ અતર જોવામા આવે છે" જે પ્રાણી મનુષ્યત્વાદિ સામગ્રી પામીને પુણ્યને માટે પ્રમાદ કરે છે, તે દુર્બુદ્ધિ સુધાપાન પ્રાપ્ત થયા છતા તેમા બેદરકાર રહ્યા જેવુ કરે છે ચિતા મણિરત્ન સમાન સમ્યક્ત્વપૂર્વક ધર્મ પામીને તેનુ આરાધન કરવામા તમારે બિલકુલ પ્રમાદ કરવો નહિ" આ પ્રમાણે સાભળીને બુદ્ધદાસ માયામદિર છતા ઉપરથી પ્રમોદ દર્શાવીને બોલ્યો કે - "આજે ખરેખર મારા ભાગ્યનો સાગર જાગ્રત થયો કે જેથી દરિદ્ર જેમ નિધાન મેળવે, તેમ મોહથી મૂઢ થયેલો એવો હુ કોટી ભવ ભમતા પણ દુર્લભ એવુ જિનશાસન પામ્યો વળી પુણ્યવત અને સજ્જન એવા આપની સાથે જે મૈત્રી થઇ, એ પણ મારા પૂર્વના અગણ્ય સત્પુણ્યના વિપાકનોજ ઉદય સમજવો હવે તે મૈત્રીને સ્થિર કરવા આપણ બન્ને વચ્ચે નિરતર ગૌરવની સિદ્ધિને માટે હિતકર એવા કઇક સૌજન્યની હુ ઇચ્છા રાખુ છુ આ પ્રમાણે પ્રસન્ન થયેલા એવા તે બન્ને પરસ્પર ગુણશ્લાઘા અને શ્રાવકપણાથી વદન કરીને પોતાને ઘેર ગયા

એક દિવસે સાધર્મિક વાત્સલ્ય કરતા ઋષભશ્રેષ્ઠીએ ભોજનાદિકને અર્થે નવા શ્રાવક અને શ્રેષ્ઠીમુખ્ય એવા બુદ્ધદાસને નિમત્રણ કરીને પ્રતિપ્રત્તિ (સન્માન) પૂર્વક જેટલામા તેને ઉચિત એવા ભોજનસ્થાને બેસાર્યો, તેટલામા દુષ્ટ બુદ્ધિવાળા બુદ્ધદાસ, પોતાના અતિશય ઉત્સાહભરથી શ્રાવકોનુ ગૌરવ કરતા એવા ઋષભશેઠને

કહેવા લાગ્યો —" હે શ્રાવકોત્તમ ! જ્યારે મારો પુત્ર ઉત્સવપૂર્વક તમારી પુત્રીનુ પાણિગ્રહણ કરે, તોજ આપને ઘેર મને ભોજન રૂચે તેમ છે ધર્મરહિત જે પુરૂષ નિમિત્ત વિના પ્રેતની જેમ પરને ઘેર જમે છે, તે ધૂર્ત તેના ઘરમા દાસપણુ પામે છે " આ પ્રમાણે સાભળીને બને વશમા શુદ્ધ અને પરમ શ્રાવક એવો ઋષભ શેઠ વિચારવા લાગ્યો કે —" ધનવતમા માન્ય, અભિમાની, દાતાર, જ્ઞાતિવત્સલ અને આહત ધર્મના નવીન ઉપાસક એવા બુદ્ધ દાસને ભોજનને માટે મે ઘરે બોલાવેલ છે, તો આ કાર્યનો જો હુ નિષેધ કરીશ, તો વખતસર એ જિનધર્મને મૂકી દેશે નવીન ધર્મને પામેલ એવા સાધર્મિકને કોઈ રીતે પણ સ્થિર રાખવો, એ ૮ ચાતુર્ય વખણાય છે વળી ઘરે આવેલ સમાન શીલ અને ધર્મવાળાને તો કદી પોતાનુ સર્વસ્વ આપીને પણ સુશ્રાવકે તેની ભક્તિ કરવી યોગ્ય છે વળી વિશેષથી અવસ્થાને પ્રાપ્ત થયેલ એવી આ કન્યા તો કયા પણ આપવાનીજ છે, પણ તેને સદાચારી ઘરની પ્રાપ્તિ અતિ દુર્લભ છે કુળ, શીલ, વય, વિદ્યા અને ધર્મયુક્ત, ધનવાન્ તથા ન્યાયશાળી એવા વરની જે પ્રાપ્તિ થવી એ ખરેખર સ્ત્રીના ઉગ્ર તપનુજ ફળ છે માટે જગતને અદ્દભુત એવા સદ્દગુણોથી સમાનતાને ધારણ કરતા એવા આ બનેનો સુવર્ણ અને માણિક્યની જેમ સુયોગ થાઓ ' આ પ્રમાણે પોતાની પવિત્ર સ્ત્રી સાથે ક્ષણભર વિચાર કરીને ઋષભશ્રેષ્ઠીએ કહ્યુ કે —' તમારા પુત્રને હુ મારી સુતા આપીશ માટે તમે આનદપૂર્વક ભોજન કરો કારણ કે સર્વ ગૃહકૃત્યમા એ પ્રથમ ફળરૂપ છે " એટલે બુદ્ધદાસે બહુજ પ્રસન્ન થઇને ભોજન કર્યું અને ઋષભશ્રેષ્ઠીએ ધર્મનુ માહાત્મ્ય દર્શાવનારી એવી તેની સારી રીતે ભક્તિ કરી પછી તે બને મુખ્ય શ્રેષ્ઠીઓએ અન્યોન્ય પ્રેમવાળા થયેલા એવા તે પુત્ર અને પુત્રીનો વિસ્મય અને આનદદાયક એવો વિવાહમહોત્સવ કર્યો અને વધૂ સહિત વરને પ્રીતિને માટે ઋષભશ્રેષ્ઠીએ ઘરની સ્થિતિના સમસ્ત ચૈતક ( કરમોચન ) દાન આપ્યા પછી ઉત્સવની શ્રેણીથી મનોહર એવા વિવાહ

મહોત્સવ નિવૃત્ત થતા વિચારવાન્ એવા શ્રેષ્ઠીએ પદ્મશ્રીને આ પ્રમાણે શિખામણ આપી —" હે ભદ્રે ! તારા પતિનુ ઘર પ્રાપ્ત થયેલ નવીન શ્રાવક ધર્મમા હજી અસ્થિર છે, મિથ્યાત્વી જનનો ત્યા સસર્ગ છે અને કઇંક કલુષતાનુ તે સ્થાન છે, પરતુ હે વત્સે ! તારે જિનેદ્રપ્રણીત ધર્મમાજ મન દઢ રાખવુ, અને ષડાવશ્યક-કર્મમા પોતે લેશ પણ પ્રમાદ ન કરવો કારણ કે યૌવન, પતિ સન્માન, પ્રમત્ત જનનો સગ અને સપત્તિની પ્રાપ્તિ—એ અવિવેકી જનને મદમત્ત બનાવે છે પણ લજ્જા, ઔચિત્ય, વિનય, દાક્ષિણ્ય અને મધુર વચન એ ગુણો સાસરે ગયેલી સુદરીને ભૂષણરૂપ છે કહ્યુ છે કે —

" लज्जा दया दमो धैर्यं, पुरपालापवर्जनम् ।
एकाकित्वपरित्यागो, नारीणा शीलरक्षणे " ॥ १ ॥
निर्व्याजा दयितादौ, भक्ता श्वश्रूषु वत्सला स्वजने ।
स्निग्धा च बधुवर्गे, विकसितवदना कुलवधूटी " ॥ २ ॥

" લજ્જા, દયા, ઇંદ્રિયદમન, ધૈર્ય, પરપુરૂષ સાથે આલાપનુ વર્જન અને એકાતનો ત્યાગ-સ્ત્રીઓએ શીલના રક્ષણ માટે આ ગુણો ધારણ કરવા કુળવધૂ પોતાના પતિ વિગેરેમા નિષ્કપટ, સાસુપર ભક્તિવાળી, સ્વજનપર પ્રીતિવાળી બધુવર્ગમા સ્નિગ્ધ અને નિરતર પ્રસન્ન મુખવાળી હોય છે " માટે હે વત્સે ! તારે સદા પ્રાણ કરતા પણ શીયળ અધિક સભાળવુ તથા વિષમ પ્રસગે પણ જિનેદ્રોક્ત ધર્મનો તારે કદી ત્યાગ કરવો નહિ આ પ્રમાણે પોતાના પિતાની શિખામણ સાભળીને પ્રસન્ન મુખવાળી એવી પદ્મશ્રી માતપિતાના ચરણકમળને પ્રણામ કરીને પતિની સાથે ગઇ પછી સાક્ષાત્ લક્ષ્મી સમાન એવી પદ્મશ્રીને આગળ કરીને બુદ્ધદાસ પરમ ઉત્સવપૂર્વક પોતાને ઘેર આવ્યો એટલે કલ્પલતાની જેમ સર્વ લોકને આનદ આપનારી એવી પુત્રવધૂને જોઇને શ્વશુરાદિક સર્વે સ્વજનો આનદ પામ્યા

પછી વધૂવર્ગના દાક્ષિણ્યથી કેટલાક દિવસો સુધી કપટથી પોતાને ઘેર જિનેન્દ્રધર્મનું આરાધન કરીને મિથ્યાત્વના ઉદયથી કુટિલ બુદ્ધસંઘે પોતાના કુટુંબમા ધર્મજ્ઞ પુરુષોને અમાન્ય એવા બૌદ્ધધર્મનું સ્થાપન કર્યું એટલે પોતાના ઘરમા બૌદ્ધાચાર પાળના માણસોને જોઈને વિવેકવતી પદ્મશ્રીએ વડીલોને પગે પડીને વિજ્ઞપ્તિ કરી કે —" સુરાસુર અને દેવેન્દ્રોને આરાધ્ય અને ચિંતામણિરત્ન સમાન કોટી ભવ ભમતા પણ દુષ્પ્રાપ્ય એવા સર્વજ્ઞદર્શિત માર્ગ પામીને અસદ્દર્શનના રાગથી અંધ બની નિપુણ એવા તમે મમ્ય ગ્માર્ગનો ત્યાગ કરી કુગુરુએ દર્શાવેલ ઉન્માર્ગમા શા માટે જાઓ છો ? જે પ્રાણી જિનેશ્વર દેવનો અને સત્ય, શીલ અને દયામય ધર્મનો ત્યાગ કરીને વિવેકી જનોએ તજી દીધેલ એવા સૌગત ( બૌદ્ધ ) માર્ગનો સ્વીકાર કરે છે, તે માણિક્યનો ત્યાગ કરી કાચને સ્વીકારવા ઈચ્છે છે અને કલ્પવૃક્ષનું ઉન્મૂલન કરી અવકેશી ( ફળ વિનાના-વંધ્ય ) વૃક્ષને રોપવા જેવું કરે છે માટે હે આર્યો ! આ સર્વનો વિચાર કરી માનસસરપર રાજહંસની જેમ ઉભય લોકમા સુખકારી એવા સદ્ધર્મમા દૃઢતા રાખો " આ પ્રમાણે પદ્મશ્રીએ આપેલ ધર્મની શિખામણ તેમને અભિનવ જ્વરમા શમનીય ઔષધની જેમ દોષકારક થઈ પડી પડી ' આ જીવે સંસારમા ભમતા પ્રિયાદિક સ્વજનો, લક્ષ્મી અને ભોગો અનંતીવાર પ્રાપ્ત કર્યા, પણ જૈન ધર્મ ન પામ્યો ' આ પ્રમાણે વિચાર કરીને પદ્મશ્રી જૈન ધર્મમા જ વધારે દૃઢ થઈ કારણકે કાચમા રહેલ મણિ કાચના ભાવને તો ભજતો જ નથી

એકદા વૃષભશ્રેષ્ઠીએ તેના ઘરનો વિપરીત આચાર સાભળીને અને ત્યા આવી સાક્ષાત્ જોઈને વિચાર કર્યો કે —" અહો ! ધર્મ છળ કરી આ કપટીએ મને સકુટુંબ છેતર્યો. અહા ! કર્મેજ મને દગો દીધો ! સ્વાર્થ સાધવામા તત્પર એવો પાપાત્મા સર્વત્ર કપટજ રચે છે, પણ નરકમા પડતા પોતાના આત્માને તે જોઈ શકતો નથી કહ્યુ છે કે —

"मायामविश्वासविलासमंदिरं, दुराशयो यः कुरुते धनाशया।
सोऽनर्थसार्थं न पतंतमीक्षते, यथा विडालो लकुटं पयः पिबन्" ॥१॥

" જે દુરાશય પ્રાણી ધનની આશાથી અવિશ્વાસના એક વિલાસભવન સમાન એવા કપટની રચના કરે છે, તે દૂધ પીતો બિલાડો જેમ લાકડી ન જુએ, તેમ માથે પડતા દુ ખોને જોઇ શકતો નથી " અન્યત્ર કરેલ પ્રપચ પણ પાપના કારણરૂપ થાય છે અને ધર્મના વિષે અન્યને છેતરતા તો અવશ્ય નરકજ પ્રાપ્ત થાય છે "
પછી સ્પુત્ર બુદ્ધદાસને બહુ માનપૂર્વક બોલાવી અને તેના કુટુબને આગળ કરીને ઋષભશેઠ આ પ્રમાણે શિખામણ દેવા લાગ્યો —
" પૃથ્વીમા પુણ્યવત જનોમા શ્રેષ્ઠ, ન્યાયવ તમા મોટા, વિશ્વમા વિખ્યાત અને ધર્મમાર્ગમા ધુરધર એવા આપ, સુખના એક ભડાર રૂપ એવા આર્હત ધર્મનો સ્વીકાર કરીને જો મૂકી દેશો, તો બીજાઓની શી વાત કરવી ? સામાન્ય માણુસો પણ ગુરૂ સાક્ષીએ લીધેલ વ્રતનો ત્યાગ કરતા નથી, તો પછી આપ જેવા તત્ત્વકુશળ અને સત્ત્વશાળી તો સદ્વ્રતનો કેમ ત્યાગ કરે ? કહ્યુ છે કે —

"प्राणांतेऽपि न मोक्तव्यं, गुरुसाक्षिकृतं व्रतम्।
व्रतभंगोतिदुःखाय, प्राणा जन्मनि जन्मनि" ॥ १ ॥

" ગુરૂસાક્ષીએ ગ્રહણ કરેલ વ્રત પ્રાણાતે પણ કદી મૂકવુ નહિ કારણ કે પ્રાણો તો જન્મોજન્મ મળે છે, પણ વ્રતભગથી ભવોભવ અતિ દુ ખ પ્રાપ્ત થાય છે " પૂર્વે સદ્ધર્મનો સ્વીકાર કરીને કુસગથી જેઓ તેનો ત્યાગ કરે છે, તેઓ ભવસાગરમા ભમતા મહા દુ ખ પામે છે આ પ્રમાણે શ્રેષ્ઠીએ આપેલ ધર્મશિક્ષાનો કુશિષ્યની જેમ અનાદર કરીને જેનો ઉત્તરકાળ વિષમ છે એવો તે બુદ્ધદાસ પોતાને સ્થાને ચાલ્યો ગયો એટલે તેને કૃષ્ણપક્ષીયો સમજીને શ્રાવકોત્તમ શ્રેષ્ઠી પોતાની પુત્રીને કોમળ વાક્યોથી સતુષ્ટ કરીને પોતાને ઘેર ગયો પછી નિત્ય આર્હત ધર્મની ઉપાસના કરતી એવી પદ્મશ્રીને

તે મિથ્યાદષ્ટિઓ બલાત્કારથી અ તરાય કરવા લાગ્યા તેઓ ધર્મની નિદા, હીલના અને પરસ્પર હાસ્ય કરતા, તથાપિ ધર્મમા દૃઢ એવી પદ્મશ્રી લેશ પણ પ્રમાદ કરતી ન હતી

એકદા બહુ શિષ્યયુક્ત પદ્મસ ઘ નામના બૌદ્ધાચાર્યે આવીને પદ્મશ્રીને આ પ્રમાણે શિખામણ આપી કે —" હે ભદ્રે ! સર્વ મ ણિઓમા ચિ તામણિ જેમ શ્રેષ્ઠ કહેલ છે, તેમ સર્વ ધર્મોમા બૌદ્ધ ધર્મ શ્રેષ્ઠ છે હિતૈષી એવા બુદ્ધ ભગવાને પ્રરૂપેલ ધર્મ સેકડો ચ મત્કારોના સ્થાનરૂપ અને ઉભયલોકમા સુખાકારી છે અને વળી --

" मृद्वी शय्या प्रातरुत्थाय पेया, मध्ये भक्तं पानकं चापराह्ने ।
द्राक्षाखंड शर्करा चार्धरात्रे, मुक्तिश्चांते शाक्यपुत्रेण दृष्टा" ॥१॥

"કોમળ શય્યા, સવારે ઉઠીને દુગ્ધપાન, મધ્યાન્હકાળે ભોજ ન, પાછલે પહોરે મદિર દિકનુ પાન અને અર્ધરાત્રિએ દ્રાક્ષાખ ડ તથા શર્કરાનો ઉપભોગ—આવા પ્રકારના ધર્મથી શાક્યપુત્રને છેવટે મુક્તિ મળી હતી" માટે વૃથા દેહનુ શોષણ કરનાર એવા આ ધર્મ નો ત્યાગ કરી અને બુદ્ધ ભગવ તે બતાવેલ માર્ગનો આશ્રય (સ્વીકાર) કર " આ સાભળી પદ્મશ્રીએ કહ્યુ કે —"જિનેદ્રોક્ત અને સુ ગતોક્ત ધર્મના અ તરને તમારા મનમા સમ્યગ્ રીતે વિચાર કરો જેમ દૂધ, ધાતુ, જળ, રત્ન, રાજા, પાષાણુ અને ભવન—એ વસ્તુઓ મા સમાન નામ છતા મોટુ અ તર જોવામા આવે છે, તેમ ધર્મના નામની સમાનતા છતા તેમા મોટુ અ તર રહેલુ છે ક્ષમા, શીલ તપ, શૌચ, દયા, સત્ય તથા દમ—આ ગુણો જ્યા સર્વથા જોવામા આવે છે, તે ધર્મજ યથાર્થ નામયુક્ત છે નામમાત્રથી તો પરમત મા સર્વત્ર ધર્મ છે, પર તુ વસ્તુત તો શ્રીજિનેદ્રદર્શિ ત માર્ગ—(મત) મા તે યથાર્થ છે વળી ગુરૂમહારાજની પાસે સમ્યક્ત્વ શુદ્ધ એવા એ જિનધર્મનો મે સ્વીકાર કર્યો છે, તો હવે શી રીતે તેનો ત્યાગ થાય? જે પ્રાણી સ્વીકૃત સમ્યગ્ધર્મનો ત્યાગ કરે છે, તે ભવાતરમા સૌભાગ્ય રહિત, ધનધાન્ય વર્જિત, નિદ્યમૂર્ત્તિ અને સદા દુ ખી

થાય છે માટે મારે તો જિનેદ્રોક્ત ધર્મજ પાળવો છે અને તમારે પણ હવે એજ ધર્મનો સ્વીકાર કરવો યોગ્ય છે " આ પ્રમાણે પદ્મશ્રીએ કહ્યુ, એટલે બુદ્ધદાસાદિકથી વદન કરાયલો એનો તે માયાવી પદ્મસઘ સુખકમળને મ્લાન કરી પોતાના મઠમા ચાલ્યો ગયો

હવે સમેતશિખરાદિ તિર્થોની યાત્રા કરી, સ્વોપાર્જિત સપત્તિનો યથાયોગ્ય પાત્રે વ્યય કરી રત્ન, કનક અને પાષાણુના સેકડો જિનબિબ અને વિધિપૂર્વક મહોત્સવ સહિત તેની પ્રતિષ્ઠા કરાવીને પોતાનો અત સમય પાસે આવેલ જાણીને વિવેકી ઋષભશ્રેષ્ઠી પોતાના ઘરનો ભાર પુત્રોને સોપીને દયા, દાન, દમ, ધ્યાન અને દેવ ગુરૂના અર્ચનાદિકથી તથા તેને લગતા અન્ય પુણ્યકાર્યોથી પોતાના જન્મને સફળ કરીને, ત્રિવિધે ત્રિવિધે પાપસ્થાનોનો ત્યાગ કરી, સર્વ જીવોને ખમાવી અશેષ પરિગ્રહથી મુક્ત થઇ, યથોક્ત શ્રાદ્ધધર્મનુ નિરતિચારપણે આરાધન કરી આનદ શ્રાવકની જેમ આનદપૂર્વક ચાર શરણને આશ્રિત થઈ અને આહારના ત્યાગપૂર્વક સમાધિથી શરીરનો ત્યાગ કરીને તે પરમ સમૃદ્ધિવાળો અને કાતિના સ્થાનરૂપ એવો વૈમાનિક દેવ થયો તેના વિયોગથી દુ ખાર્ત્ત થયેલી એવી પદ્મશ્રી શ્રાવિકા ત્યારથી સર્વ પીડાનુ હરણ કરવામા સમર્થ એવા પુણ્યકર્મને વિશેષ આચરવા લાગી

એક દિવસે અવસર મેળવીને દૃષ્ટિરાગથી અધ થયેલા બુદ્ધદાસે પદ્મશ્રીને બોલાવીને કહ્યુ કે —" હે ભદ્રે ! જિનમતમા મોહિત એવો તારો પિતા મરણ પામીને ઉદ્યાનમા બાળમૃગ થયો છે એમ મારા ગુરૂ કહેતા હતા " કાનને કરવત સમાન આ સાભળીને તે વિચારવા લાગી કે —" નિરતર સર્વ રીતે ધર્મકૃત્ય કરનાર એવા પુણ્યવત મારા પિતા આવી અશુભ ગતિમા કેમ જાય ? ... ચિતામણિ પ્રાપ્ત કરનાર પ્રાણીને શુ દરિદ્રતા સતાવી શકે ? ... મિથ્યાદૃષ્ટિ એવા તે અજ્ઞ ગુરૂએ કહ્યુ તે મિથ્યા છે અવશ્ય ... તત્ત્વથી અજ્ઞાત એવો પાપી પ્રાણી શુ શુ બોલતો નથી ? ...

સસરાને કહેવા લાગી કે —" પૂજ્ય એવા તમારા ગુરૂવર્ય સમ્યગ્ જાણુતાજ નથી, કે જેથી તે આવુ બોલે છે જો પોતાના જ્ઞાનથી તે પ્રાણીઓની ગત્યાદિ જાણી શકતા હોય, તો મારે પણ બૌદ્ધધર્મનો સ્વીકાર કરવો, પરતુ તેમને સપરીવાર મારે ઘેર ભોજન કરાવીને ઉત્સાહપૂર્વક તેમના ધર્મનો સ્વીકાર કરી હુ પાલન કરીશ " પછી ભોજનને માટે પુત્રવધૂને ઘેર સર્વ સામગ્રી તૈયાર કરીને પ્રમન્ન મનથી શ્રેષ્ઠીએ બૌદ્ધ સાધુઓને બોલાવ્યા એટલે પદ્મસઘ ગુરૂ ભોજનાદિકને માટે પુન પરિવાર સહિત ત્યા આવ્યા કારણુ કે એ વસ્તુ વિશ્વને વલ્લભ છે પછી બહુમાન આપીને અનુક્રમે સ્ફુરાયમાન યુક્તિ પૂર્વક વિવિધ સ્વાદિષ્ટ રસથી ભોજન કરાવતા પદ્મશ્રીએ તેના ડાબા પગની ચામડાની મોજડીને મરચા વિગેરેથી વધારી અને તેને જળરૂપ કરીને તેના ગુરૂને જમાડ્યા પછી બહુ ગૌરવપૂર્વક યથેષ્ટ ભોજન કરીને ઉઠ્યા એટલે શ્રેષ્ઠીએ ભક્તિપૂર્વક ચદનાદિકથી તેમની પૂજા કરી, એવામા પેલા કૃત્યથી કઈક વ્યાકુળ થયેલી પદ્મશ્રીએ આવીને જતા એવા તેમને કહ્યુ કે —" હે સૌગતેશ્વર! આજે હુ ઘણા કાર્યોથી વ્યગ્ર થઇ ગઇ છુ, માટે આવતી કાલે પ્રભાતે ઉત્સવપૂર્વક આપના ધર્મને અગીકાર કરીશ હાલ તો તમે પધારો " એટલે તેઓ મઠ તરફ જવાને તૈયાર થયા એવામા ત્યા ગુરૂનીજ મોજડી જોવામા ન આવવાથી 'કોઇના જોવામા આવી?' એમ પરસ્પર બોલતા તેઓ કોલાહલ કરવા લાગ્યા ત્યા તેમના દર્શનના ઉત્સુક એવા સ્વજનો પણ તરત એકત્ર થઈ ગયા એવામા પદ્મશ્રીએ અજલિ જોડીને પુન પદ્મસઘને કહ્યુ કે " હે ભગવન્! જે જ્ઞાનથી તમે મારા પિતાની ગતિ કહી શકયા, તેજ જ્ઞાનથી તમે પોતે એ મોજડી જાણી લ્યો " આ સાભળીને અત્યત ક્રોધિષ્ઠ મનથી ગુરૂએ કહ્યુ કે—' હે ધર્મધૂર્ત! હે દુરાચાર! મને આવુ જ્ઞાન નથી ' પછી સર્વની સમક્ષ પદ્મશ્રીએ કહ્યુ કે —" પોતાના ઉદરમા નાખેલ પોતાની મોજડીને જે જાણી શકતા નથી, તે મારા પિતાની આવી ગતિ શી રીતે જાણી શકે? તમે પોતાનુ ખાધેલુ જાણી શકતા નથી, તો પારકી નિદા કરવા

મ તૈયાર થાઓ છો? જો તમને વિશ્વાસ ન હોય, તો મારા અન્નનું વમન કરી જુઓ." પછી ક્રૂર અને ક્રોધાંધ મનથી તેણે પણ વમન કર્યું, એટલે તેમાં સૂક્ષ્મ ચર્મખંડ જોઈને બધા લોકો હાસ્યવિકસિત મુખથી કહેવા લાગ્યા કે —'અહો! આ ગુરૂનું જ્ઞાન કેવું અદ્ભુત છે?' પછી લજ્જિત મનવાળા એવા તેને કોઈ રીતે શાંત કરીને બુદ્ધદાસે શિષ્ય સહિત તેને સ્વસ્થાને (મઠમાં) મોકલ્યા

એક દિવસે કોપાયમાન એવા પદ્મસંઘે શ્રેષ્ઠીને બોલાવીને કહ્યું કે:—"હે ભદ્ર! તારી પુત્રવધૂ ખરેખર! મને શાકિની લાગે છે માટે પાપપરાયણ એવી એને ઘરથી બહાર કહાડી મૂક નહિ તો અલ્પ સમયમાંજ તારા કુલનો ધ્વંસ થશે" આ પ્રમાણે ગુરૂનું વચન સાંભળી શ્રદ્ધામુગ્ધ અને મૂઢબુદ્ધિ એવા તેણે પણ તેનો દોષ જાહેર કરીને તેને ઘરથી બહાર કહાડી મૂકી એટલે તેના દોષો બતાવી પિતા વિગેરેએ વાર્યા છતાં મોહને લીધે બુદ્ધસંઘ પણ તેની સાથે ચાલ્યો એવામાં પદ્મશ્રીએ તેને કહ્યું કે —"હે નાથ! હાલ તો સમૃદ્ધિથી પૂરિત એવા મારા પિતાને ઘેર જવું યોગ્ય છે" એટલે તેણે ઉત્સાહ પૂર્વક કહ્યું કે —"હે પ્રિયે! એ તારૂં કહેવું યોગ્ય નથી કારણ કે માની જનોને સાસરાને ઘેર રહેવું બિલકુલ યોગ્ય નથી વલ્લભાને ઘેર (શ્વશુરગૃહે) રહેતા લક્ષ્મીવંત પુરૂષો પણ પ્રાય પોતાના મહિમાને ખોઈ બેસે છે તો નિર્ધનની શી દશા થાય? કહ્યું છે કે —

"वर वन व्याघ्रगजेंद्रसेवित, द्रुमालये पत्रफलानि भोजनम् ।
तृणेषु शय्या वरजीर्णवल्कल, न बधुमध्ये धनहीनजीवितम्" ॥ १ ॥

"વ્યાઘ્ર અને ગજેંદ્રથી સેવિત એવા વનમાં કે વૃક્ષના ઘરમાં રહી પત્ર ફળનું ભોજન કરવું સારૂં, તૃણની શય્યા સારી અને જીર્ણ વલ્કલ પહેરવા સારા, પરંતુ ધનહીન થઈને બંધુઓમાં જીવવું સારૂં નહિ" આ પ્રમાણે યુક્તિપૂર્વક પ્રાણપ્રિયાને સમજાવીને અધિક

ભાગ્યવાન્ એવો તે લક્ષ્મીની જેમ તેને આગળ કરીને નગરની બહાર આવ્યો ત્યા દિશાઓના મુખને જોતા અને કઇંક ચિતાતુર મન વાળા એવા તે દપતી નગરની નજીકના એક વૃક્ષની છાયામા ક્ષણવાર બેઠા એટલે પદ્મશ્રી બોલી કે —" હે સ્વામિન્! સર્વ પ્રકારના કર્મ-રોગથી મુક્ત અને મુક્તિસ્ત્રીમા આસક્ત એવા જિન ભગવત, રક્ત કમળસમાન કાતિવાળા એવા સિદ્ધ ભગવત, સર્વજ્ઞમનમા સૂર્યસમાન એવા સર્વે સાધુઓ તથા સર્વ પ્રકારના સુખમા સાક્ષીરૂપ એવો ધર્મ–એમનુ આપણને શરણ થાઓ " આ પ્રમાણે બોલતી પદ્મશ્રી જેટલામા પતિ આગળ બેઠી, તેટલામા ત્યા આવેલ પવિત્ર અ ગવાળા કોઇ ધનાવહ સાર્થવાહ જગતમા અદ્દભુત એવી તે સુદરીને જોઇને ક્ષણવારમા સરાગી અને કામદેવની આજ્ઞાને વશવર્ત્તી થઇ ગયો પછી કોઇક માણસપાસેથી તેમનુ સ્વરૂપ જાણીને સૌભાગ્યરૂપ અમૃતની પ્રપા ( પરબ ) સમાન એવી તેને ગ્રહણ કરવાને ઇચ્છતો એવો તે કામાધ તેની કૃત્રિમ બરદાસ કરીને પ્રપચથી બુદ્ધસ ઘને સ્ત્રીસહિત પોતાને સ્થાને લઇ ગયો પછી સાજે તે ધનાવહે તેને વિષયુક્ત અન્નનુ ભોજન કરાવ્યુ કારણ કે કામાધ પ્રાણીઓ અકૃત્યો પણ કરે છે એટલે વિષના વેગથી અતિશય મૂર્છા પામીને મૂળથી છેદાયેલ વૃક્ષની જેમ તે શ્રેષ્ઠી તરત ભૂમિપર પડયો પોતાના પતિની મૃત્યુની દૂતિકા તુ ય એવી તેવા પ્રકારની અવસ્થા જોઇને અતિશય શોકથી સતપ્ત થયેલી એવી પદ્મશ્રી કરૂણ સ્વરે રૂદન કરવા લાગી એટલે તે સાર્થવાહ રૂદન કરતી એવી તેને કોમળ વચન કહી અટકાવવા લાગ્યો કે –" હે ભદ્રે! તણે જગતમા કર્મથી બહુ પરાધીન છે હે કલ્યાણિ! આ સસારની સ્થિતિજ આવી છે, માટે શોક ન કર વૈરીની જેમ વિધિ અનવસરે સુખને ખડિતજ કરે છે તો હવે પછી કલ્પવૃક્ષની જેમ નિરતર વશવર્તી એવો હુ ધનાવહ તારી શ્રેષ્ઠ સુખની સમસ્ત આશા પૂર્ણ કરીશ " સાર્થવાહનુ આવા પ્રકારનુ ચેષ્ટિત જાણીને પોતાના શીલરત્નની રક્ષાને માટે તે સતી વિશેષથી શોક કરવા લાગી એટલે પુન તે સ્નેહપૂર્વક શીતલ વચનોથી ' હુ તારો દાસ યા

સેવક છુ' આ પ્રમાણે વારવાર કહીને તેને શાત કરવા લાગ્યો. તેના વાક્યનો તિરસ્કાર કરીને સમ્યગ્ધર્મમા દઢ આશયવાળી એવી પદ્મશ્રીએ પણ નરકની જેમ દુખદ એવી રાત્રિ વ્યતીત કરી એવામા પદ્મશ્રીના શીલસૌભાગ્યને જોવા જાણે ઉત્સુક થયો હોય એવો સૂર્ય પણ વેગથી ઉદયાચલની ચૂલિકા પર આરૂઢ થયો પછી માણસોના મુખથી તે સ્વરૂપ ( ખબર ) સાભળીને બુદ્ધદાસ ત્યાં આવી પોતાના પુત્રને તેવી સ્થિતિમા જોઇને બહુ દિલગીર થયો, અને શોક તથા કોપયુક્ત અને તત્ત્વાતત્ત્વથી બહિષ્કૃત એવો તે બોલ્યો કે.–" હે શાકિનિ ! તે માસની ઇચ્છાથી મારા પુત્રને માર્યો છે, માટે હે પાપિષ્ઠે ! પુણ્યવતમા શ્રેષ્ઠ એવા આ પુત્રને તુ સજીવન કર નહિ તો રાજપુરુષો પાસે તને પણ મારી નખાવીશ આ કોલાહલ સાભળીને પદ્મશ્રીને ધિક્કારતા સર્વ નગરવાસીઓ ત્યા આવ્યા આ બનાવ જોઇને પદ્મશ્રીએ વિચાર કર્યો કે –" ખરેખર ! અત્યારે મારા પૂર્વકૃત દુષ્કર્મોનો ઉદય થયો લાગે છે પરતુ જે પ્રાણી નિમિત્તે જિન શાસનમા મલિનતા પ્રાપ્ત થાય, તે પ્રાણીને આગામી જન્મમા સમ્યક્ત્વરત્ન દુર્લભ થાય માટે હવે ધર્મના પ્રભાવથી પતિને શીઘ્ર સજીવન કરૂ કારણ કે સમ્યગ્ધર્મનો પ્રભાવ મત્રાદિક કરતા અતિશય શ્રેષ્ઠ છે ' આ પ્રમાણે વિચાર કરીને સમગ્ર લોક સમક્ષ ક્ષમાવતી એવી તે પદ્મશ્રી બોલી કે –" જો જગતને પૂજ્ય એવા સમ્યક્ત્વમા મારૂ દઢ મન હોય અને સર્વ તીર્થ કરતા જૈનેદ્રશાસન સત્ય અને શ્રેષ્ઠ હોય, તો તેના પ્રભાવથી મારા પ્રાણનાથ સત્વર સજીવન થાઓ " આમ બોલતી એવી પદ્મશ્રીએ પોતાના હાથથી પતિનો સ્પર્શ કર્યો કે તરત જયજયારવપૂર્વક તે ઉભો થયો તે વખતે પદ્મશ્રીના સમ્યક્ત્વ સૌંદર્યથી પ્રસન્ન થયેલા એવા દેવતાઓએ પુષ્પવૃષ્ટિ વિગેરે પાચ આશ્ચર્ય પ્રગટ કર્યા. તે આશ્ચર્યરૂપ રસથી આકૃષ્ટ થયેલો એવો નરવાહન રાજા ત્યા આવીને પદ્મશ્રીના ચરણકમળને નમ્યો, સ્વજનાદિક સાથે ઋષભશેઠના પુત્રો હર્ષ પામ્યા અને શ્રીજિનશાસન પરમ ઉન્નતિ પામ્યુ સમ્યગ્દષ્ટિ દેવતાઓ, રાજાઓ, શ્રેષ્ઠીઓ, મત્રીઓ, અને

વિદ્યાધરો, વિવિધ લબ્ધિધારી મુનીંદ્રો અને સૌભાગ્ય, શીલ તથા ગુરૂ ભક્તિધારી સ્ત્રીઓ અહીં જિનશાસનને ઉન્નતિમા લાવે છે પછી ધર્મના માહાત્મ્યની સ્તુતિ કરતા એવા બુદ્ધદાસ વિગેરે વધૂ સહિત પોતાના પુત્રને મહોત્સવપૂર્વક ઘેર લઇ આવ્યા

એવા અવસરમા લોકાલોકને પ્રકાશ કરનાર્ એવુ **યશોધર** મહામુનિને ત્યા કેવળજ્ઞાન ઉત્પન થયું એટલે સમ્યગ્દષ્ટિ દેવતાઓએ અત્યત આનદિત થઇ મુનીંદ્રને નમીને તે કેવળજ્ઞાનનો મહોત્સવ કર્યો. પછી નરવાહનરાજા અને પદ્મશ્રીસહિત બુદ્ધદાસાદિક નગરવા સીઓ તેમને વદન કરવા ત્યા આવ્યા એટલે વિશ્વના હિતકારી એવા તે કેવળજ્ઞાની મુનિએ કનકકમળપર બેસીને તેમને ધર્મોપદેશ આપ્યો કે —

"મહાસાગરમા રત્નદ્વીપની જેમ દુષ્પ્રાપ્ય એવા મનુષ્યજન્મને પામીને સુખાર્થી પ્રાણીઓએ અત્યત વિશુદ્ધ એવા ધર્મરૂપ ચિતા મણિનો આદર કરવો યોગ્ય છે જે પ્રાણી પ્રમાદથી તેનો અનાદર કરીને અન્ય પુરૂષાર્થમા પ્રયત્ન કરે છે તે પછીથી દુખસતતિને પામીને શોકાકુળ થાય છે પ્રાય સર્વ દર્શનવાળા પોતપોતાના ધર્મની પ્રશસા કરે છે, પરતુ વિવેકી જનો તો પરીક્ષાપૂર્વક શુદ્ધ ધર્મનોજ આદર કરે છે કહ્યુ છે કે —

" यथा चतुर्भि' कनक परीक्ष्यते, निघर्षणच्छेदनतापताडनै ।
तथैव धर्मो विदुषा परीक्ष्यते, श्रुतेन शीलेन तपोदयागुणै.॥ १ ॥

"નિઘર્ષણ, છેદન, તાપ અને તાડન એ ચાર પ્રકારથી જેમ સુવર્ણની પરીક્ષા થાય છે, તેમ વિચક્ષણ જનો શ્રુત, શીલ તપ અને દયા વિગેરે ગુણોથી ધર્મની પરીક્ષા કરે છે " મિથ્યાદૃષ્ટિને અગોચર એવો આ દશ પ્રકારનો ધર્મ વસ્તુત જૈનશાસનમાજ છે અને અન્ય મતમા તો તે માત્ર નામથી જ છે સર્વના વચનમા તત્ત્વાર્થ સ્ફુરે છે અને કોઇકના હૃદયમા પણ તે સ્ફુરે છે, પરતુ જૈનોની તો ક્રિયામા

પણ તે સદા સ્ફુરાયમાન છે વેદ, સ્મૃતિ અને પુરાણાદિકમા આસક્ત એવા બ્રાહ્મણો તત્ત્વથી ધર્મમાર્ગની ગધને પણ જાણતા નથી. મદ્ય, માસના ભક્ષક અને ભક્ષ્યાભક્ષ્યાદિકના વિવેકરહિત ઔદ્ધાદિક પણ ધર્મનો સાર સમજતા નથી ઘર, પુત્ર, કલત્રાદિકના પરિગ્રહમા આસક્ત અને ગુરૂપદને ભજતા છતા તેમનામા ધર્મનો એક લેશ પણ સભવતો જ નથી અજમેધાદિક યજ્ઞોમા કુશળ, વેદના પાઠક અને સદા પ્રાણીઓનો વધ કરતા એવા યાજ્ઞિકો પણ ધર્મથી વિમુખ જ હોય છે માટે હે ભવ્યો ! રાગ દ્વેષથી વિમુક્ત અને સમ્યક્તત્ત્વના પ્રકાશક એવા અર્હતના શાસનમા જ ધર્મની યથાર્થતા છે એ ધર્મની એક ચિત્તથી ઉપાસના કરનારને આ લોકમા જ દેવતાઓ પણ પ્રસન્ન મનવાળા થઇ પદ્મશ્રીની જેમ સહાય કરે છે ખરેખર ! વિશ્વને આનદ આપનારી એ ઋષભશ્રેષ્ઠીની પુત્રી ધન્ય છે, કે જેણે દુ ખ આવતા પણ ધર્મરૂપ ચિતામણિનો ત્યાગ કર્યો નહિ કહ્યુ છે કે —

" किं चित्र यदि वेदशास्त्रनिपुणो विप्रो भवेत्पंडितः,
किं चित्र यदि नीतिमार्गनिरतो राजा भवेद्धार्मिकः ।
तच्चित्र यदि रूपयौवनवती साध्वी भवेत्कामिनी,
तच्चित्र यदि दु'खितोऽपि पुरुषः पाप न कुर्यात्कचित् " ॥ १ ॥

" વેદશાસ્ત્રમા નિપુણ એવો બ્રાહ્મણ પડિત હોય તેમા આશ્ચર્ય શુ ? અને નીતિમાર્ગે ચાલનાર રાજા ધાર્મિક હોય તેમા પણ આશ્ચર્ય શુ છે ? પરતુ જો રૂપવતી અને યૌવનવતી કામિની સાધ્વી (સતી) હોય અને પુરૂષ દુખિત છતા સર્વથા નિ પાપ રહે એજ મોટુ આશ્ચર્ય છે "

પછી અવસર પામીને પદ્મશ્રીએ ગુરૂમહારાજને પૂછ્યુ કે — 'હે વિભો ! મારો પિતા મરણ પામીને કઈ ગતિમા ગયો છે ?' એટલે કેવળી ગુરૂ બોલ્યા કે —" હે ભદ્રે ! તારો પિતા (ગુરૂ) સહસ્રાર દેવલોકમા દેવ થયો છે અને ભવાતરમા તે મોક્ષે જશે જે જેવા બીજ

વાવે, તે નિશ્ચય તેવા ફળ પામે તેમ પુણ્યવત પ્રાણી શુભગતિમાજ જાય છે અને વિપરીત મતિવાળો ( દુર્મતિ ) અવશ્ય દુર્ગતિનેજ પામે છે મદ્ય, માસના ભક્ષક, હિંસા અને મૃષા વિગેરે આશ્રવમા તત્પર અને મિથ્યા ઉપદેશમા કુશળ એવા પ્રાણીઓ દુર્ગતિમાજ જાય છે તેમજ શમ, શીલ અને દયાવત જિતેંદ્રિય, નિષ્પરિગ્રહી તથા સમ્યગ્જ્ઞાન અને ક્રિયામા ઉદ્યુક્ત એવા પ્રાણીઓ દેવગતિને પામે છે ઉન્માર્ગના ઉપદેશક, માયા, આરભ અને આર્ત્તધ્યાનમા તત્પર, તથા અપ્રત્યાખ્યાની એવા મૃઢ પ્રાણીઓ તિર્યંચગતિમા જાય છે સમ્યક્ પ્રકારના માર્દવ અને આર્જવ ગુણથી યુક્ત, અ૫ આરભ અને પરિગ્રહવાળા તથા દેવપૂજા, દયા અને દાનયુક્ત—એવા પ્રાણીઓ મનુષ્યગતિને પામે છે તથા કષાયરહિત, શુક્લ લેશ્યાવાળા, સર્વ સગથી વિમુખ અને શુક્લધ્યાનયુક્ત—એવા ભવ્યો અક્ષય મોક્ષને પ્રાપ્ત કરે છે ” આ પ્રમાણે સાભળીને સવેગવાન્ થયેલા રાજાએ પોતાના **નયવિક્રમ** કુમારને રાજ્ય સોપીને મહોત્સવપૂર્વક દીક્ષા અગીકાર કરી તથા રાજા અને શ્રેષ્ઠીની પદ્માવતી પત્ની તેમજ પદ્મશ્રી પ્રમુખ સ્ત્રીઓએ પણ ચારિત્ર અગીકાર કર્યું બુદ્ધદાસ વિગેરે સુદૃઢ આશયવાળા, જીવાજીવાદિ તત્ત્વના જાણનારા અને જિન ધર્મના પ્રભાવક એવા શ્રાવક થયા અને ઉદયથી રહિત એવા પદ્મસઘાદિક બૌદ્ધ સાધુઓ લોકમા અવહીલના પામ્યા કારણ કે મૃષાવાદી કોણ લઘુતા ન પામે ? ”

હે નાથ ! આ બધુ પ્રત્યક્ષ જોઇને મે પણ સદ્ગુરૂ પાસે પચાતિચારથી શુદ્ધ એવુ સમ્યક્ત્વ ધારણ કર્યું ”

આ પ્રમાણે સમ્યક્ત્વવાસિત પદ્મલતાની કથા સાભળીને અર્હદ્દાસશ્રેષ્ઠીએ કહ્યુ કે —‘ હે પ્રિયે ! આ બધુ સત્ય છે, તથા તેની સાત સ્ત્રીઓએ પણ પ્રસન્ન થઇને કહ્યુ કે —‘ હે સ્વામિન્ ! અમે આ બધુ સત્યતાપૂર્વક સ્વીકારીએ છીએ કારણ કે ચિતામણિની જેમ મનોવાછિત આપવામા એક નિધાનરૂપ એવા શ્રીજિનધર્મનો મ

હિમા લોકમા અચિત્ય છે " એવામા મિથ્યાત્વરૂપ અ ધકારથી વ્યાપ્ત મનવાળી એવી કુ દલતાએ કહ્યુ કે –' પદ્મલતાએ બધુ કપોલકલ્પિ ત કહ્યુ છે ' તે વખતે રાજા વિગેરે હ્રદયમા વિચારવા લાગ્યા કે — ' અહો ! આ સ્ત્રીનુ મિથ્યાત્વયુક્ત મૂઢત્વ કેવુ છે ? જે પ્રાણીનો જગતમા અતિશય ઉદય થવાનો હોય અને જેના અનત પાપરાશિ ક્ષય પામ્યા હોય, તેજ પ્રાણી જિનેદ્રદર્શિત ધર્મ સાભળે છે, શ્રદ્ધે છે અને નિત્ય આચરે છે '

હે ભવ્ય જનો ! સમ્યક્ત્વની નિર્મલતાના મહાપ્રભાવની સ પત્તિના વિલાસની સ્થિતિથી શોભાયમાન એવુ પદ્મશ્રીનુ વૃત્તાન સાભળીને સમ્યકત્વમા એક દૃઢતા વધારો

॥ इति सम्यक्त्वकौमुद्यां षष्ठी कथा ॥

પછી શ્રેષ્ઠીએ સ્વર્ણલતાને કહ્યુ કે –" હે ભદ્રે ! તુ પણ તારી સમ્યકત્વપ્રાપ્તિની વાત કહે " પોતાના પ્રાણનાથનો આદેશ મેળવીને તે પણ સુધાને સ્રવનારી વાણીથી સ્વાનુભૂત એવુ સમ્યકત્વનુ વૃત્તાત કહેવા લાગી —

" મહાદેશના અલકારરૂપ, વિદ્વજ્જનોથી સુશોભિત, અગ ણિત સ પત્તિનુ પાત્ર અને વિશાલ એવી **અવ તી** નામની પ્રસિદ્ધ નગરી છે ત્યા સુરેદ્રસમાન સુદર એવો **સુરસુ દર** નામે રાજા હતો અહો ! આશ્ચર્યની વાત છે કે જેણે શત્રુઓને દ્વિધા કર્યા છતા તેઓ પ ચત્વ ( મરણ ) ને પામ્યા ધર્મકાર્યમા કુશળ યશ સ્વિની અને સુર ગ તથા અન ગ ( કામદેવ ) ની એક ક્રીડાવાપી સ માન એવી **મદનવેગા** નામની તેને રાણી હતી તથા રાજ્યભારની ધુરાને ધારણ કરનાર, સર્વ પ્રકારની બુદ્ધિનો ભ ડાર અને વિકસિત ગુણવાળો એવો **બુદ્ધિસાગર** નામે તેને પ્રધાન હતો વળી તેજ ન ગરીમા હસ્તમા અને સ પત્તિમા પણ સમુદ્રતા ( સુલક્ષણ અને ધનિ કતા ) ને ધારણ કરનાર અને પુણ્યકર્મમા સાવધાન એવો **સમુદ્ર** નામે શ્રેષ્ઠી હતો ગૃહવ્યવહારમા કુશળ, ધર્મને વિશેષથી જાણનારી

અને શીલલીલાથી શ્રેષ્ઠ એવી મનુદ્રશ્રી નામની તેને પત્ની હતી. તે દપતીને અદ્ભુત સૌભાગ્યવાળી જિનદત્તા નામે પુત્રી અને અતુલ તેજના નિધાનરૂપ એવો ઉભય નામનો પુત્ર હતો શ્રેષ્ઠીએ કૌશાબી નગરીમા રહેનાર કુલીન અને ધર્મજ્ઞ જિનદેવ નામના શ્રેષ્ઠીને પોતાની પુત્રી પરણાવી. પરતુ યૌવનવય પામતા કુસગતના દોષથી ઉભય બહુ વ્યસની થઇ ગયો કારણ કે અસત્સગ માણસોને પ્રાય અનર્થકર્તા થાય છે કહ્યુ છે કે —

" आस्ता सचेतस सगात्, सदसत्स्यात्तरोरपि।
अशोक' शोकनाशाय, कलये तु कलिद्रुम' ॥ १ ॥

" સચેતનના સગથી થતા લાભાલાભ તો દૂર રહો, પરતુ વૃક્ષના સગથી પણ તેવી અસર થતી દેખાય છે કે અશોક વૃક્ષના સગથી શોક દૂર થાય છે અને કલિવૃક્ષના સગથી કલહ ઉત્પન્ન થાય છે " તેના પિતા વિગેરેએ યુક્તિપૂર્વક તેને અટકાવ્યા છતા દુષ્કૃત્યથી તે નિવૃત્ત ન થયો કારણ વ્યસન દુસ્ત્યજ હોય છે પરતુ વિશેષત પાપથી પ્રેરિત અને જુગારમા તત્પર એવો તે નગરમા ક્રૂર કર્મથી ચોરી કરવા લાગ્યો કારણ કે પરસ્ત્રી, પરદ્રવ્ય, અને પરમાસના ભક્ષણમા ઉત્સુક એવો પ્રાણી કૃત્યાકૃત્યને કદી જાણતો જ નથી સમગ્ર નગરમા ચોરીનું કર્મ કરતો તે શ્રેષ્ઠના પુત્રને જોઇ યમદડ નામે કોટવાળ તેને પગલે પગલે પકડીને શ્રેષ્ઠીના દાક્ષિણ્યથી તેને હિત-શિખામણ સભળાવીને છોડી મૂકતો. તથાપિ ચૌર્યકર્મથી નિવૃત્ત ન થતા એવા તેને એકદા કોટવાળે એકાતમા ભવ્યતાથી શિક્ષા આપી કે —" હે ભદ્ર! તારા માતપિતા ઉત્તમપણાથી સર્વત્ર પ્રખ્યાત થયા છે, ન્યાયમાર્ગમા અગ્રેસર અને ધર્મવત રૂપ છે, તારી બ્હેન જગતને આનદ આપનાર સર્વજ્ઞ ભગવતના શાસનરૂપ કમળને પ્રકાશિત માન છે હે ભ્રાત! તેમના ઉચ્ચતમ વશમા કર્મમા તત્પર અને પાપપરાયણ એવો

વૃક્ષનુ આ ભવમાજ વધ, બધાદિક ફળ મળે છે અને પરલોકમા દુર્ગતિ અને દરિદ્રતા પ્રાપ્ત થાય છે માટે ચૌર્યકર્મનો ત્યાગ કરી હિતકર એવા ન્યાય અને ધર્મનો સ્વીકાર કર, કે જેથી તાતની જેમ તારી પણ પ્રતિષ્ઠા ગરિષ્ઠ થાય" આ પ્રમાણે હિતશિક્ષાપૂર્વક તેણે નિવાર્યા છતા તે ન અટક્યો, એટલે તેણે પકડીને રાજાને સોપ્યો પછી વિચારવાન્ એવા રાજાએ તેનુ વૃત્તાત જાણીને પૂછ્યુ કે –" અરે! ચોર! દુરાચારી! તુ કોનો પુત્ર છે?" એટલે તે બોલ્યો કે –' હે દેવ! હુ સમુદ્રશ્રેષ્ઠીનો પુત્ર છુ ' પછી રાજાએ સમુદ્રશેઠને બોલાવીને કહ્યુ કે–' હે શ્રેષ્ઠિન્! આ તમારોજ પુત્ર છે કે કોઈ અધર્મીનો પુત્ર છે?' એટલે વિનયથી અવનત થઈને શ્રેષ્ઠીએ રાજાને કહ્યુ કે –' હે સ્વામિન્! એ મારો પુત્ર છે, છતા કુસગના દોષથી તસ્કરકર્મ કરે છે, માટે આપ પ્રસન્ન થઈને એનો એવો ઉપાય કરો, કે જેથી એ સન્માર્ગનો આશ્રય કરે ' પછી કૃતજ્ઞ અને પ્રજાવત્સલ એવા રાજાએ વિચાર કર્યો કે –' આ શ્રેષ્ઠી સદા સદાચારપણાથી મારે પણ માન્ય છે, માટે આ તેનો પુત્ર કુકર્મ કરનાર છતા અવધ્ય છે અને એને શિક્ષા કર્યા વિના પુન મારા નગરમા ચોરી કરશે કહ્યુ છે કે —

" राजदडभयात्पाप, नाचरत्यधमो जन• ।
परलोकभयान्मध्यः, स्वभावादेव चोत्तम• " ॥१॥

"અધમ જન રાજદડના ભયથી પાપ કરતો અટકે છે, મધ્યમ જન પરલોકના ભયથી અને ઉત્તમ પુરૂષ સ્વભાવથીજ પાપનિવૃત્ત થાય છે " આ પ્રમાણે વિચાર કરીને પૃથ્વીપર ધર્મના રક્ષક એવા તે રાજાએ તેનુ સર્વસ્વ લઈને તેને દેશનિકાલ કર્યો, એટલે સ્થાનભ્રષ્ટ, સહાયરહિત અને ધનહીન એવો તે દેશોદેશ ભમતા કૌશાબીમા બ્હેનને ઘેર ગયો ત્યા માર્ગના ભ્રમણથી થાકી ગયેલ અને કાતિરહિત એવા પોતાના ભ્રાતાને જોઈને તેણે આનદપૂર્વક ભોજન અને આચ્છાદનાદિકથી તેનો આદરસત્કાર કર્યો. પછી પિતા વિગેરેની તેણે કુશળતા પૂછી અને કહ્યુ કે –' હે વત્સ! તારી આવી દશા કેમ

થઇ ?' એટલે કઇક કપના કરીને તેણે પોતાના આવવાનુ કારણ જણાવ્યુ કારણ કે પ્રાય ચોર, જુગારી અને સ્ત્રીજન સત્ય બોલતા નથી પરતુ પરપરાએ આવેલી પોતાના ભાઇની તેવા પ્રકારની વાત તો પ્રથમથીજ તેના જાણવામા આવી ગઇ હતી. કારણ કે વાર્ત્તા પ્રાય વિશ્વગામિની ( સર્વત્ર પ્રસરનારી ) હોય છે કહ્યુ છે કે —

" वार्त्ता च कौतुकवती विशदा च विद्या,
लोकोत्तर परिमलश्च कुरगनाभे ।
तैलस्य बिंदुरिव वारिणि दुर्निवार—
मेतत्रय प्रसरतीह किमत्र चित्रम् " ॥ १ ॥

" કૌતુકવાળી વાર્ત્તા, વિશદ વિદ્યા, અને કસ્તૂરીની લોકોત્તર સુગધ—એ ત્રણ જળમા પડેલ તેલના બિદુની જેમ જગતમા દુર્નિવારપણે પ્રસરે છે, માટે તેમા આશ્ચર્ય શુ છે ?" માટે હુ પણ જો અત્યારે અહીં એનુ અપમાન કરીશ, તો વખતસર દુ ખથી પીડિત થઇ ન્યાયમાર્ગપર આવશે " આ પ્રમાણે વિચાર કરીને તેણે પણ બહુજ અપમાનપૂર્વક ભાઇને ઘરમાથી બહાર કહાડયો કારણ કે સહુ કોઇ ગુણનુ ગૌરવ કરે છે એટલે લક્ષ્મી અને સહાયથી રહિત અને વિદેશીઓમા અગ્રેસર એવા તેણે બ્હેનના ઘરથી બ્હાર નીકળી દુ ખિત થઇને વિચાર કરવા લાગ્યો કે —" માતપિતા અને રાજાએ મારો તિરસ્કાર કર્યો તેથી આ નગરમા મારી બ્હેન ધારીને હુ અહીં આવ્યો, પરતુ તેણે પણ મને નિર્ધન ધારીને ઘરથી બ્હાર કર્યો અહો ! મદભાગ્યવાળા પુરૂષને સર્વત્ર આપત્તિઓજ આવીને ઉભી રહે છે કહ્યુ છે કે —

" खल्वाटो दिवसेश्वरस्य किरणै सतापितो मस्तके,
वाछन् देशमनातप विधिवशाद् बिल्वस्य मूल गत ।
तत्राप्यस्य महाफलेन पतता भग्न सशब्द शिर.,
प्रायो यत्र प्रयाति दैवहतको गच्छति तत्रापद " ॥२॥

"સૂર્યના કિરણોથી મસ્તકમા સતપ્ત થયેલો કોઇ ખલ્વાટ (માથાપરની ટાલવાળો) પુરૂષ છાયાવાળા સ્થાનની ઈચ્છાથી દૈવ યોગે બિલ્વવૃક્ષના મૂળ આગળ ગયો, એટલે ત્યા પણ ઉપરથી એક મોટુ ફળ પડવાથી મોટા અવાજ સાથે તેનુ મસ્તક ભાગી પડયુ અહા! દૈવનો મારેલો પ્રાણી જ્યા જાય, ત્યા પ્રાય તેને આપત્તિઓ જ આવી મળે છે" નિમિત્ત વિના પરઘર જતા શ્રીમતને પણ લઘુતા પ્રાપ્ત થાય છે, તો નિર્ધનની શી વાત કરવી? કહ્યુ છે કે —

" उडुगणपरिवारो नायकोप्यौषधीना—
ममृतमयशरीरः कांतियुक्तोपि चद्रः ।
भवति विकलमूर्त्तिर्मडल प्राप्य भानोः,
परसदननिविष्ट' को लघुत्व न याति " ॥१॥

"નક્ષત્રમડળના પરિવારવાળો, ઔષધિઓનો નાયક છતા, અમૃતમય શરીરવાળો અને પોતે કાતિયુક્ત છતા ચદ્રમા રાહુમડળને પ્રાપ્ત થતા વિકળ-મૂર્ત્તિ (નિસ્તેજ) થઇ જાય છે કારણ કે પરઘર પેસતા કોણ લઘુતા ન પામે?" આ પ્રમાણે નિરાધારપણાથી દુખિત અને પાપકર્મના ક્ષયથી સવેગ પામેલો એવો તે ઉભય એક જિનમદિરમા ગયો ત્યા રત્નનિર્મિત જગદ્ગુરૂની પ્રતિમાને ભક્તિ પૂર્વક નમસ્કાર કરીને ચૈત્યના અતિશય (રમણીયત્વ)ને જોતા તે અતરમા આનદ પામ્યો વળી ત્યા આનદને દર્શાવનાર, અનશ્વર તપ અને જ્ઞાનવાળા તથા વિશ્વના વત્સલ એવા શ્રુતસાર નામના મુનીશ્વરને તેણે જોયા એટલે ક્રિયાવત એવા તે સદ્ગુરૂને ભક્તિભરથી નમસ્કાર કરીને વિનયી એવો તે યથોચિત સ્થાને બેઠો ત્યા ધર્મવતમા અગ્રેસર એવા ગુરૂમહારાજે તેને ધર્મનો ઉપદેશ આપ્યો કારણ કે સાધુઓ નિષ્કારણ ઉપકારી હોય છે —

"ધર્મ એ સુખરૂપ વૃક્ષોનો બગીચો છે, કલ્યાણનો તે ભડાર છે, વિઘ્નોનો તે વિધ્વસ કરનાર છે અને ત્રણે લોકને તે એક બધુસ

માન છે, જેમ સૂર્યવિના દિવસ અને ચંદ્રવિના રાત્રિ, તેમ ધર્મવિના પ્રાણી કયા પણ શોભા પામતો નથી ધર્મના પ્રભાવથી પ્રાણીઓને આરોગ્ય, ઐશ્વર્ય, અખંડ સુખ, સૌભાગ્ય, અદ્દભુત અને રમ્ય રૂપ, સમસ્ત લક્ષ્મી અને જગત્મા પૂજ્યના પ્રાપ્ત થાય છે સાધુ અને શ્રાવકને યોગ્ય એવા તે ધર્મને જિનભગવતોએ સમ્યક્ત્વપૂર્વક સર્વ ચારિત્ર અને દેશચારિત્ર-એમ બે પ્રકારે કહેલ છે તેમા મહર્ષિઓ (સાધુઓ) સર્વથા જીવદયાયુક્ત, જિતેદ્રિય, અનગાર, પરિગ્રહથી વિમુક્ત અને મુક્તિમાર્ગ દર્શાવનારા-એવા હોય છે કહ્યુ છે કે —

"सम्मदसणजुत्ता, तवनियमरया विशुद्धदढभावा ।
देहेवि निरवयक्खा, समणा पावेंति सिद्धिगइ ॥ १ ॥"

"સમ્યક્ત્વસયુક્ત તપ, નિયમમા તત્પર, વિશુદ્ધ તથા દઢ ભાવવાળા અને પોતાના દેહમા પણ અનાસક્ત એવા સાધુઓ સિદ્ધિ ગતિને પામે છે" અને સમ્યગ્દષ્ટિવાળા, સદાચારી, બારવ્રતધારી તથા સપ્ત ક્ષેત્રોમા પોતાના ધનનો વ્યય કરનારા એવા શ્રાવકો હોય છે મધ, માસ, અને નાના પ્રકારના જતુઓની હિસાવાળુ એવુ માખણ, બહુબીજવાળા ફળ, અનતકાય, મધ, પાચ પ્રકારના ઉદુબર, રાત્રિભોજન, ઘોર નરકમા લઇ જાય તેવુ પાપ, વિદળની સાથે છાશ વિગેરે, સમગ્ર અભક્ષ્ય, બે દિવસ ઉપરાતનુ દહીં, વિકૃત થયેલુ સર્વ પ્રકારનુ અન્ન અને બધા અજ્ઞાન ફળ-ઉક્ત શ્રાવકો આ સર્વ વસ્તુઓનો ત્યાગ કરે છે વળી ત્રણવાર શ્રીજિનભગવતની સમ્યગ્ રીતે પૂજા અને બે વાર આવશ્યકક્રિયા કરતા ગૃહસ્થ શ્રાવક વૈમાનિક દેવપણાને પામે છે અને પછી રાજવંશાદિકમા જન્મ પામીને જગજ્જનને આનદ આપનાર એવા રત્નત્રયનુ સમ્યગ્ રીતે આરાધન કરીને તે સિદ્ધિસુખને પામે છે કહ્યુ છે કે —

"जेवि य गिहधम्मरया, पूयादाणाइसीलसपन्ना ।
सकाइदोसरहिया, होहिंति सुरा महिड्ढीया"

"જેઓ પૂજા, દાનાદિક અને શીલસંપન્ન હોય તથા શંકાદિ દોષથી રહિત હોય એવા ગૃહસ્થધર્મી શ્રાવકો મહર્દ્ધિક દેવતાએ થાય છે" આ પ્રમાણે દેશના સાંભળીને પુષ્પમમાન ઉજ્વળ મન વાળા એવા તે શ્રેષ્ઠીપુત્રે ચારિત્રમોહનીયના ક્ષયોપશમયોગથી સમ્ય ગ્દર્શનપૂર્વક બાર વ્રતયુક્ત અને અનેક અભિગ્રહથી દુષ્કર એવ શ્રાદ્ધધર્મનો સ્વીકાર કર્યો તે વખતે કરૂણાવંત એવા ગુરૂ મહારાને તેને શિક્ષા આપી કે -"હે ભદ્ર! રોગ ક્ષીણ થતાં જેમ પથ્યપ રૂચિ થાય તેમ ભાવમળનો અત્યંત ક્ષય થતાં કલ્પવૃક્ષની જેમ કલ્યા ણશ્રેણી આપવામાં એક સાક્ષીરૂપ એવા ધર્મને તું અત્યારે ભાગ્ય યોગેજ પામ્યો છે, માટે હે આર્ય! જિનકથિત નવનવા પુણ્ય કા ર્યોથી સર્વ પ્રકારના અભીષ્ટ ફળ આપનાર એવા એ ધર્મની તાં પરમ ઉન્નતિ કરવી," આ પ્રમાણે શિક્ષાનો સ્વીકાર અને ગુરૂ મહા રાજને વંદન કરીને ધર્મમાં તન્મયભાવને ધારણ કરતો, શુભ્ર સુખ કાંતિવાળો અને પ્રગટ થતા સ્નેહવાળો એવો તે પુનઃ બ્હેનને ઘે આવ્યો એટલે ધર્મબંધુપણાથી બ્હેને તેનો સત્કાર કર્યો અને તેને ધર્મની પ્રાપ્તિ સાંભળીને હર્ષિત થયેલી તેની ભગિનીએ નગરવાસી ઓને આનંદદાયક એવા મહોત્સવો કર્યા પછી પાલાના અનુક્રમથી વ્યાપાર કરતાં તેને પુણ્યના પ્રભાવથી અધિક અધિક લાભ થવા લા ગ્યો,તેથી તેની આપત્તિ બધી નાશ પામી અને સંપત્તિમાં વધારો થતે ગયો તથા ત્યાં નગરમાં સર્વત્ર તે વિશેષ માન્ય થયો કહ્યું છે કે -

"पातितोऽपि कराघातै-रुत्पतत्येव कंदुकः ।
प्रायेण हि सुवृत्ताना-मस्थायिन्यो विपत्तयः" ॥ १ ॥

"હસ્તના આઘાતથી પાડ્યા છતાં દડો ઉંચે આવે (કૂદે) છે તેમ સજ્જનોની વિપત્તિઓ પ્રાયઃ અસ્થિર હોય છે, (અલ્પ સમયમાં ચાલી જાય છે)"

એકદા મજીઠના રંગની જેમ ઉત્કૃષ્ટ સંવેગના રંગને આનંદપૂ ર્વક અંતઃકરણમાં ધારણ કરતો એવો ઉભય ધર્મ સંબંધી વિચાર

કરવા લાગ્યો કે —"મોહથી અંધ થએલા આ જગતમાં મનુષ્ય જન્મ, આર્યદેશ, ઉત્તમકુળ, શ્રદ્ધાળુતા, ગુરૂવચનનું શ્રવણ અને વિવેક—સિદ્ધિસૌધ—મંદિરના સોપાન (પગથીયા) ની શ્રેણીરૂપ એવા આ ગુણો ખરેખર! સુકૃતથીજ ઉપલબ્ધ છે, આટલો કાળ મેં નિર્વિવેકપણાએ નિત્ય દુરંત એવા દુર્વ્યસનથીજ સ્વાત્માની કદર્થના કરી હવે એ વ્યસન સાગરનો પાર પામીને પ્રૌઢ પુણ્યોદયથી હું કોટીભવમાં દુષ્પ્રાપ્ય એવા શ્રાવકપણાને પામ્યો માટે ભાવાસ્તિકપણાથી મારે ભાવના ભાવવી કારણ કે જિનમતમાં ભાવશૂન્ય ક્રિયા વંધ્યવૃક્ષ સમાન કહેલ છે ભાવાસ્તિકનું લક્ષણ આ પ્રમાણે છે —

" श्रद्धालुतां श्राति जिनेंद्रशासने, क्षेत्रेषु वित्तानि वपत्यनारतम् ।
करोति पुण्यानि सुसाधुसेवना-दतोपि त श्रावकमाहुरुत्तमम् "॥१॥

"જિનશાસનપર શ્રદ્ધાળુતા રાખે, સપ્ત ક્ષેત્રોમાં નિરંતર વિત્ત વાપરે, પુણ્યકૃત્ય કરે અને સુસાધુની ભક્તિ કરે-એવા શ્રાવકને ઉત્તમ શ્રાવક કહેલ છે " વળી સમ્યકત્વને ધારણ કરનાર અને ગુરૂની પાસે વિધિપૂર્વક વ્રત લેનાર એવા સુશ્રાવકને મુનિવરોએ સિદ્ધાંતમાં ભાવશ્રાવક કહેલ છે " આ પ્રમાણે સદ્દભાવના ભાવીને ભદ્રક અને જિનેંદ્રશાસનની ઉન્નતિ કરવાની ઈચ્છાવાળો એવો ઉભય, સાધર્મિવાત્સલ્ય, સુસાધુસેવા અને જિનચૈત્યાદિકમાં પૂજા અને સ્નાત્રોત્સવાદિક કરવા લાગ્યો.

એક દિવસે ઘણા કરિયાણા લઈને ભગિની અને યોગ્ય સંબંધીઓનો ભક્તિપૂર્વક સત્કાર કરીને જનકાદિકને મળવાને અત્યંત ઉત્કંઠિત થયેલો એવો તે કેટલાક માણસો સહિત એક સાર્થ (સંઘ) સાથે ચાલ્યો એટલે રસ્તામાં પણ છ આવશ્યકના આચારને પાળતો, દીન અને અનાથ જનોપર યથાશક્તિ ઉપકાર કરતો, સર્વ ભાવતીર્થ, સ્થાવર અને જંગમતીર્થોમાં પણ વિધિપૂર્વક પૂજાસત્કાર અને સન્માનપૂર્વક દાનાદિક કરતો એવો તે પોતાના માણસોસહિત આગળ

ચાલતા રાત્રિએ આપત્તિમા ધર્મરહિતની જેમ માર્ગભ્રષ્ટ થઈ મહા અટવીમા પડયો ત્યા વિકટ એવી અટવીમા આખી રાત્રિસુધી ભમ્યો, પણ ગુરૂવર્જિત પ્રાણીની જેમ તેને કયા પણ માર્ગ ન મળ્યો પછી સૂર્યોદય થતા ક્ષુધાર્ત્ત એવા સાર્થલોકો અજ્ઞાત ફળના ભક્ષણથી મૂર્છા ખાઇને પૃથ્વીપર પડ્યા એટલા માટેજ તત્ત્વજ્ઞ અને બને લોકના સુખાર્થી એવા જનોએ અજ્ઞાત ફળ અને પુષ્પનો ઉપભોગ કરવો બિલકુલ અયોગ્યજ છે પણ અજ્ઞાત ફળના ઉપભોગના નિષેધથી પોતે જીવતો રહ્યો, તેથી ઉમય, પોતાના ગુરૂની સ્વાભાવિક દયાલુતાને માનવા લાગ્યો પરતુ તે સાથના વિયોગથી દુખિત પોતાની નગરીના માર્ગથી અજ્ઞાત, ભયભીત અને તે અટવીમા આમતેમ ભમતા એવા તેણે પવિત્ર લાવણ્યની સરિતારૂપ અને પોતાની સન્મુખ આવતી એવી પ્રત્યક્ષ દેવતાની જેમ એક લલનાને જોઇ તે બિલકુલ પાસે આવી, એટલે ઉમયે પૂછયુ કે —" હે ભદ્રે ! વિશાલા નગરી તરફ જતો રસ્તો મને સત્વર દેખાડ " આ સાભળી સાત્વિક ભાવને ધારણ કરતી અને સ્મિતમુખી એવી તે બોલી કે —" હે મહાશય ! આપ પૂછો છો તે માર્ગ હુ જાણતી નથી પરતુ પલ્લીપતિની મદનસુદરી નામે પુત્રી, સાક્ષાત્ કામદેવ જેવા આપને વનમા ફરતા જોઇને સખી વર્ગનો ત્યાગ કરી કામની ઇચ્છાથી આપની પાસે આવી છુ માટે સાક્ષાત્ સુખકારી એવા મારી સાથે ભોગ ભોગવો અને અત્યત સ્વાદિષ્ટ આ ફળો ખાઇને શાન્ત થાઓ, કારણ કે આ ફળો ખાવાથી પ્રાણી નવયૌવન થાય છે હુ પૂર્વે અત્યત વૃદ્ધ અને નિસ્તેજ હતી, પરતુ આ ફળ ખાવાથી અત્યારે નવયૌવના થઇ છુ એટલે વિષયથી વ્યાકુળ થયેલી હુ તમારા અગસગરૂપ સુધાપાન વિના હવે ક્ષણભર પણ રહેવાને સમર્થ નથી વળી હે કરૂણાપર ! મારા મનનુ અભીષ્ટ સાધતા સુવર્ણ અને રત્નાદિકની સપ્રાપ્તિથી તમારૂ પણ અભીષ્ટ સિદ્ધ થશે " આ સાભળતા આપત્તિમા પણ અમ્લાન કાતિવાળા એવા ઉમયે કહ્યુ કે —' હે ભદ્રે ! અજ્ઞાત ફળ ખાવાનો મે નિષેધ

કર્યો છે તેમજ ઇંદ્રાણી સમાન સૌભાગ્યવતી એવી પણ પરસ્ત્રીનો તો મે ત્રિવિધે ત્રિવિધે ત્યાગ કર્યો છે, તો તારા જેવીની શુ ચાહના કરૂ ? વળી વિદ્વજ્જનોએ અનતકાય અને બોળ અથાણ, રાત્રિભો જન અને પરસ્ત્રીસેવન–એ ચાર નરકના દ્વાર કહ્યા છે !તેમજ હે ભદ્રે ! પ્રા ણાત મ કટ આવતા પણ સ્વીકાર કરેલા વ્રતનો ભ ગ કરવો નહિ કારણકે વ્રતભ ગ કરવાથી પ્રાણીઓને નરકરૂપ ખાડામા પડવુ પડે છે પ્રાય નીચ પ્રાણીજ વ્રત કરતા ધનને અધિક માને છે, પર તુ મહાન્ પુરૂષ તો પોતાના પ્રાણ કરતા પણ વ્રતને વધારે ગરિષ્ઠ માને છે " આ પ્રમાણે તેનુ કથન સાભળીને ક્રોધાતુર થયેલી તે વનેચરી ભયકર રૂપ વિકુર્વીને તેને ક્ષોભ પમાડવાને ધસી આવી ( ઉપસ્થિત થઈ ) પછી કામાતુર એવી તે જેમ જેમ તેને અધિક ક્ષોભ આપવા લાગી, તેમ તેમ તેનુ મન સદ્ધર્મમા દૃઢ થતુ ગયુ છેવટે તેને ધર્મમા દૃઢ જાણીને પ્રશાત હૃદયવાળી તે દિવ્યાગી (દેવી) પ્રત્યક્ષ થઇને આ પ્રમાણે તેની ગુણસ્તુતિ કરવા લાગી –" હે ભદ્ર ! આ લોકમા તુજ ધન્ય છે અને મહાજનોને પણ તુ શ્લાઘ્ય છે, કે જેનુ મન વિપત્તિ આવતા પણ ધર્મમા આવુ દૃઢ છે હુ આ અટવીની સ્વામિની મૃગવા હના નામે દેવી છુ તારા સત્ત્વની પરીક્ષા કરવા મેજ આ બધી રચના કરી હતી પરતુ સત્ત્વવત જનોમા તુ અગ્રેસર અને પરમ શ્રાવક છે તો હે મહાભાગ ! હુ તારા પર અત્યારે પ્રસન્ન થઇ છુ, માટે કઇક વર માગી લે " આ સાભળી ઉભય બોલ્યો કે –" હે વન દેવિ ! જો તમે પ્રસન્ન થયા હો, તો તમારા પ્રસાદથી આ મારા સહ ચારીઓ સજીવન થાઓ " આ પ્રમાણે તેણે કહ્યુ, એટલે તે દેવી સા ર્થના બધા માણસોને સજીવન કરી, તેમની આગળ યથાસ્થિત ધર્મ નુ સ્વરૂપ કહી, તે ઉભયશ્રાવકને પરિવાર સહિત ઉજ્જયિની નગરીએ લઇ જઇ ત્યા તેના ભવનાગણે નિષ્કપટભાવથી સુવર્ણવૃષ્ટિ કરીને અને શાસનની ઉન્નતિ કરનારા પ ચાશ્ચર્ય પ્રગટાવીને તથા છેવટે તેના ચ રણકમળમા નમસ્કાર કરીને તે દેવી સ્વસ્થાને ગઇ

હવે તે સાર્થજનો ચેતના પામીને અત્યંત હર્ષપૂર્વક પરમ શ્રાવક એવા ઉભયની પગલે પગલે સ્તુતિ કરવા લાગ્યા કે —"હે ઉભય! હે પરમદયાળુ! હે પવિત્ર પુણ્ય અને ગુણોના સાગર! તમારા પ્રસાદરૂપ અમૃતથી જ અમે સત્વર સજીવન થઈ શક્યા જે તમે દેવીના સાનિધ્યથી આવા પ્રકારની સંપત્તિ પામ્યા, તો તમને કંઈ દુ સાધ્ય કે દુષ્પ્રાપ્ય છેજ નહિ કહ્યુ છે કે —

"अगणवेदी वसुधा, कुल्या जलधिः स्थली च पातालम् ।
वल्मीकस्तु सुमेरू–र्दृढतरधर्मस्य पुरुषस्य" ॥ १ ॥

"જે પુરૂષનું મન ધર્મમા અતિશય દૃઢ હોય, તેને વસુધા આગણાની એક વેદિકારૂપ થાય છે સમુદ્ર નીકરૂપ, પાતાલ સ્થલરૂપ અને મેરૂગિરિ એક રાફડારૂપ થઈ જાય છે" પછી ગર્વરહિત એવા ઉભયે તેમને કહ્યુ કે —"હે ભદ્રો! ધર્મનું માહાત્મ્ય મનને પણ અગોચર છે કહ્યુ છે કે —

"धर्मात् शर्म परत्र चेह च नृणा धर्मोऽन्धकारे रविः,
सर्वापत्प्रशमक्षमः सुमनसां धर्माभिधानो निधि ।
धर्मो बंधुरबाधवः पृथुपथे धर्मः सुहृन्निश्चलः,
ससारोरुमरुस्थले सुरतरूर्नास्त्येव धर्मात् पर" ॥ १ ॥

"માણસો ધર્મથી આ લોક અને પરલોકમા સુખ પામે છે, ધર્મ એ અંધકારમા સૂર્ય સમાન છે, ધર્મરૂપ નિધાન એ સજ્જનોની સર્વ આપત્તિને શાંત કરવા સમર્થ છે, વિશાલ માર્ગમા ધર્મ એ એક સાચા બંધુ સમાન છે, ધર્મ એ અચલ મિત્ર છે અને ધર્મ એ સંસારરૂપ વિશાલ મરૂપ્રદેશમા એક કલ્પવૃક્ષ સમાન જ છે"

પછી સદાચારમા ધુરંધર, તેવા પ્રકારના મિત્રગણથી વર્ણન કરાતા સદ્ગુણોએ યુક્ત અને અલ્પ સમયમા લક્ષ્મી સહિત પોતાને ઘેર આવેલ એવા પુત્રને જોઈને સર્વત્ર મહોત્સવ કરતા એવા માત પિતાદિક સર્વે સ્વજનો અત્યંત હર્ષ પામ્યા એવામા તેના આશ્ર

ઈને સાભળીને વિસ્મય પામેલ એવા રાજાએ ત્યા આવીને માનપૂર્વક તેને શ્રેષ્ઠીની પદવીએ સ્થાપ્યો પછી અનુક્રમે પોતાના પુત્રોને પોતપોતાના પદપર સ્થાપીને શ્રેષ્ઠ ભાવનાવાળા એવા રાજા, અમાત્ય અને સમુદ્રશ્રેષ્ઠીએ અષ્ટાન્હિક મહોત્સવ કરી અને યાચકોને યથા યોગ્ય દાન આપીને મુનિચ દ્ર ગુરૂની પાસે તેમણે સયમશ્રી અગીકાર કરી

હવે ગર્વરહિત હૃદયવાળા અને સત્પક્ષના પોષક એવા ઉભય શ્રેષ્ઠીએ શ્રેષ્ઠીપદ ભોગવતા નગરમા સમસ્ત લોકોને સુખી કર્યા. વળી ત્યા કૈલાસગિરિ સદૃશ એવુ ઋષભદેવસ્વામીનુ સ્ફટિક રત્નમય ચૈત્ય કરાવીને તેણે સપત્તિનુ ફળ મેળવ્યુ તથા પ્રતિવર્ષે વિવિધ જિનબિબો મહોત્સવ સહિત પ્રતિષ્ઠિત કરીને તેણે પોતાના જન્મને સફળ કર્યો. 'હુ ધન્ય છુ, મારો જન્મ સફળ થયો' આવા પ્રકારની આનદપૂર્વક ભાવના ભાવતા તેણે જગતને પૂજ્ય એવા ચતુર્વિધ શ્રીસઘની પૂજા કરી 'જે ભવભીરૂ થઈ જિનમતમા દીક્ષા લેશે, તેના કુટુબનુ હુ ભરણપોષણ કરીશ' આવા પ્રકારની તેણે ઉદ્ઘોષણા કરાવી પછી અનુક્રમે પૂર્વવર્ણિત શ્રીગુરૂમહારાજ પાસે સયમ લઇને ઉભયશ્રેષ્ઠી પરમાનદપદના સામ્રાજ્યને પામ્યો " હે નાથ! ત્યા પુણ્યનો પ્રભાવ જોઈ મે પણ સર્વ વ્રતના ભૂષણરૂપ અને તત્ત્વશ્રદ્ધાન લક્ષણવાળુ એવુ સમ્યક્ત્વ અગીકાર કર્યું "

આ પ્રમાણે કનકલતાએ કહેલ જિનમતની દૃઢતાથી ઉત્પન્ન થયેલા માહાત્મ્યયુક્ત એવુ શ્રેષ્ઠીપુત્રનુ ચરિત્ર સાભળીને કુદલતા શિવાય રાજા, પ્રધાન અને અર્હદ્દાસ વિગેરેએ 'આ બધુ સત્ય છે' એમ માની લીધુ કારણ કે —

"न सतोऽन्यगुणान् हिंस्या—न्नासतः स्वस्य वर्णयेत् ।
तथा कुर्वन् प्रजायेत, नीचैर्गोत्रोचित' पुमान् " ॥१॥

"અન્યના છતા ગુણોનો ઘાત કરતા અને પોતાના અછતા ગુણોનુ વર્ણન કરતા પ્રાણી નીચ ગોત્રનુ કર્મ બાધે છે "

મોહરૂપ અંધકારનો ક્ષય કરવામાં દીપિકા સમાન એવી આ કથાને જે પ્રાણી હર્ષપૂર્વક પોતાના અંતરમાં ધારણ કરે છે, તેને જિનેંદ્રધર્મના તત્ત્વપ્રકાશરૂપ સ્ફુટલક્ષ્મી પ્રાપ્ત થાય છે

॥ इति सम्यक्त्वकौमुद्या श्रीतपागच्छनायक श्रीसोमसुंदर-सूरि श्रीजयचंद्रसूरिशिष्यैः पंडितजिनहर्षगणिभिः कृताया पंचमः प्रस्तावः ॥ ५ ॥





# ॥ षष्ठ· प्रस्ताव ॥



હવે સર્વજ્ઞના ધર્મને ધારણ કરનાર એવા શ્રેષ્ઠીએ વિદ્યુલ્લતાને કહ્યુ કે –" હે મનસ્વિની ! શુદ્ધ સમ્યકત્વ પ્રાપ્તિના કારણરૂપ એવી કથા તુ કહે " આ પ્રમાણે પોતાના પતિનો અમૃત સમાન આદેશ થતા તે સમ્યકત્વના લાભને આપનાર એવુ વૃત્તાત ઉલ્લાસપૂર્વક કહેવા લાગી —

પુણ્યસ્થાનોથી પવિત્ર એવા આજ ભરતક્ષેત્રમા સર્વ અદ્દભુત લક્ષ્મીના ધામરૂપ **કૌશાબી** નામની નગરી છે ત્યા સગ્રામને માટે સ્ફુરાયમાન બાહુદડવાળો, ષટ્ખડ વસુધાના વિભૂષણરૂપ અને જયશ્રીનુ પાત્ર એવો **સુદડ** નામે રાજા હતો જે દૃઢ ધર્મ ( ધનુર્વિદ્યા ) મા સ્થિર હોવાથી અને સમિતિ ( ન્યાયધર્મ અને સગ્રામ ) મા પ્રયત્નવાન્ હોવાથી બને રીતે ક્ષમાભતો ( રાજાઓ અને મુનિઓ ) ની સભાને શણગારતો હતો ભર્ત્તારના હૃદયમા એક હાર તુલ્ય, સદ્દવૃત્ત ( ગોળ ) એવા નાયક ( મધ્ય મોતી ) યુક્ત અને પુણ્ય ( પવિત્ર ) ગુણ ( દોરા ) થી સયુક્ત એવી **વિજયા** નામે તેને પ્રિયા હતી તેને શ્રેષ્ઠ મતિવાળો અને પવિત્ર કર્મના સ્થાનરૂપ **સુમતિ** નામે પ્રધાનહતો તથા તે પ્રધાનની યથાર્થ નામવાળી એવી **ગુણશ્રી** નામે સ્ત્રી હતી વળી તેજ નગરીમા સર્વ પ્રકારના ગુણયુક્ત અને પરમ શ્રાવક એવો **શૂરદેવ** નામનો શ્રેષ્ઠી હતો, અને તેની **ગુણવતી** નામે પ્રિયા હતી તે દપતી સદા પાત્રદાન, જિનેદ્રપૂજા અને દીન જનોના ઉદ્ધારાદિક કૃત્યથી પોતાના જન્મને કૃતાર્થ કરતા હતા

એકદા શૂરદેવે પરદેશમાંથી વાણિજ્ય કર્મ કરી અશ્વરત્નો લાવીને રાજાને ભેટ કર્યા. એટલે રાજાએ પણ પ્રસન્ન થઇ કોટિધન આપવાપૂર્વક તેનો સત્કાર કરીને બહુમાનપૂર્વક તેને નગરશેઠની પદવી આપી દેવ અને રાજાઓનો પ્રસાદ, રત્નો, સમુદ્રમાર્ગનો અને અશ્વોનો વેપાર તથા રસસિદ્ધિ—એ દરિદ્રતાનો તત્કાળ નાશ કરે છે યથોચિત કર્મ કરવામા કુશળ એવા તે શ્રાવક શ્રેષ્ઠીએ રાજસન્માન પામીને પણ પરકાર્ય કરતા ક્યા પણ તેણે રાજસન્માન (રજોગુણ સબંધી માન) કદી ન સેવ્યુ, એ આશ્ચર્ય છે

એકદા ભોજનાવસરે તપના નિધાન એવા **ગુણશેખર** નામના મુનીંદ્ર પારણાને માટે તેને ઘેર પધાર્યા એટલે આગમોક્ત વિધિથી તેમને નમસ્કાર કરીને તેણે પોતે પરમ ભક્તિથી આદરપૂર્વક તેમને પાયસ (દૂધપાક) વ્હોરાવ્યુ તે વખતે તે દાનથી પ્રસન્ન થયેલા દેવતાઓએ તેના ભવનમા પાચ આશ્ચર્ય પ્રગટ કર્યા. અહો! સાધુદાનરૂપ કલ્પવૃક્ષનો મહિમા કેવો અદ્દભુત છે? સર્વ ઉત્તમ રસ (ભાવ) થી યુક્ત એવા પાત્રદાનના પ્રભાવથી શૂરદેવે તે ભવમા તીર્થંકર નામ કર્મ બાધ્યુ ન્યાયથી વિચારતા ધર્મના ચાર ભેદોમા દાન જ મુખ્ય ભેદ છે કારણ કે જેના પ્રસાદથી સર્વ સપત્તિઓ પ્રાપ્ત થાય છે હુ ધારૂ છુ કે, ધર્મના પ્રભેદોમા દાનધર્મ એ રાજા છે, કે જેથી સર્વ ધર્મવાદીઓ એનેજ અગ્રપદ આપે છે

હવે તેજ નગરમા ગુણવત જનોમા પ્રખ્યાત એવો **સાગરદત્ત** શેઠનો પુત્ર **સમુદ્રદત્ત** નામે શ્રેષ્ઠી રહેતો હતો ધન ઉપાર્જન કરવાના પ્રયત્નો કરતા પણ નિર્ધનશિરોમણિ જ રહેલા એવા તેણે એ દાનનુ માહાત્મ્ય જોઇને હૃદયમા આ પ્રમાણે વિચાર કર્યો કે—"સજ્જનોને ગ્રાહ્યગુણવાળો આ શૂરદેવ ગૃહસ્થ ધન્ય છે, કે જેને ચિત્ત, વિત્ત અને સુપાત્રનો આવો યોગ મળ્યો કહ્યુ છે કે—

"केसिं च होइ चित्त, वित्तमन्नेसिमुभयमन्नेसिं ।
चित्त वित्त पत्त, तिन्निवि पुनम्स धनस्स" ॥१॥

"કેટલાકને ચિત્ત (ભાવ) નો યોગ હોય તો કેટલાકને વિત્તનો યોગ હોય અને કેટલાકને તે બનેનો યોગ હોય, પરંતુ ચિત્ત, વિત્ત અને પાત્ર એ ત્રણેનો યોગ તો કોઇ પૂર્ણ ભાગ્યવંતને જ હોય છે " જે શુદ્ધ વસ્તુનું શ્રદ્ધાપૂર્વક સુપાત્રે દાન દેવુ, એ પૂર્વોપાર્જિત પુણ્યોનો જ વિપાક છે એમ સુજ્ઞો કહે છે મને નિર્ધનને પણ આવા પ્રકારનો શુભ ઉદય કયારે થશે ? કે જેથી હું પાત્રદાનનું આવા પ્રકારનુ ફળ મેળવુ પરંતુ ધન વિના દાનધર્મ કરી ન શકાય કારણ કે ગૃહસ્થોની સમગ્ર સ્થિતિ ધનાધીન છે કહ્યુ છે કે –

"मान धनेनैव न सत्कुलेन, कीर्त्तिर्धनेनैव न विक्रमेण ।
कांतिर्धनेनैव न यौवनेन, धर्मो धनेनैव न जीवितेन " ॥१॥

"स्वपक्षेण विना वाद, विलासान् यौवन विना ।
दानलीलां विना लक्ष्मीं, कुर्वन् यात्युपहास्यताम्" ॥२॥

"સત્કુળથી નહિ પણ ધનથી જ માન મળે છે, વિક્રમ (પરાક્રમ) થી નહિ, પણ ધનથીજ કીર્ત્તિ પ્રાપ્ત થાય છે, યૌવનથી નહિ, પણ ધનથીજ કાંતિ વધે છે અને જીવિતથી નહિ, પણ ધનથીજ ધર્મ સધાય છે સ્વપક્ષ વિના વાદ, યૌવન વિના વિલાસ અને લક્ષ્મી વિના દાન લીલા કરતા માણસો ઉપહાસ્યપાત્ર થાય છે" માટે દેશાંતર જઈ ધનોપાર્જન કરી અને પાત્રદાનથી તે સધન જીવિતને કૃતાર્થ કરીશ" પછી ધનાવહ સાર્થવાહને પોતાનો નાયક કરીને સુજ્ઞ એવો તે સમુદ્રદત્ત મગલ દેશ તરફ ચાલ્યો. હવે સાર્થવાહની સાથે આગળ ચાલતા અનુક્રમે તે મનોહર એવા પલાસક નામના ગામમા આવી પહોચ્યો એવામા તેને પાત્રદાનસબધી વિચાર આવ્યો કે –" જે ગૃહસ્થો ભક્તિપૂર્વક શુદ્ધ વસ્તુનું સુપાત્રે દાન કરે છે, તેઓજ શ્લાઘ્ય છે અને તેમનોજ જન્મ સફળ છે જેના પ્રભાવથી સસારી પ્રાણી બન્ને લોકમા સુખી થાય, તે સત્પાત્રદાનનું વાસ્તવિક વર્ણન કરવાને કોણ સમર્થ છે ? " આવા પ્રકારની ભાવના ભાવતા રાત્રિએ

ત્યા નિદ્રાવશ થયેલા એવા તેને ગામની અધિષ્ઠાયિકા દેવી સ્વપ્નમા આવીને હર્ષપૂર્વક આ પ્રમાણે કહેવા લાગી —" હે વત્સ ! જો તુ ધન અને ધર્મને ઇચ્છતો હોય, તો અહીંજ રહે અનુક્રમે તારો મનોરથ અવશ્ય સિદ્ધ થશે. હે મહાભાગ ! ભાગ્યવત પ્રાણીઓમા તુજ અગ્રેસર છે, કે જેની મત્કાર્ય કરવામા આવી દૃઢ વાસના છે " આ બધુ સત્યજ માનતો એવો તે મહામતિ જાગ્રત થયો અને સાર્થવાહને વિજ્ઞપ્તિ કરીને તે ત્યાજ રહ્યો માર્ગમા શ્રાંત થયેલો અને વિદેશી એવો તે સમુદ્રદત્ત ત્યા રહીને સર્વ સુખને આપનાર એવો ધર્મજ તે હર્ષપૂર્વક સાધવા લાગ્યો

હવે ત્યા કીર્ત્તિનુ ધામ, ધનમા કુબેર સમાન અને અશ્વોનો વ્યાપારી એવો **અશોક** નામનો એક શ્રેષ્ઠ વણિક રહેતો હતો. સર્વ દાનો જગતને આનદ આપનાર હોવાથી મુખ્ય એવુ અન્નદાનજ તે નિરતર અનિવારિતપણે આપતો હતો સૌભાગ્યનુ ભાજન એવી **વીતશોકા** નામે તેને પ્રિયા હતી અને તે દપતીને પદ્મસમાન નેત્રવાળી અને લક્ષ્મી સદશ એવી **પદ્માશ્રી** નામે પુત્રી હતી. તેણે પોતાને ઘેર ચૌદનો અશ્વો સામાન્ય અને અગીયાર દિવ્ય અશ્વો વેપારને માટે રાખ્યા હતા એક દિવસે સુશીલ જનમા મડનરૂપ અને યથાર્થ નામવાળા એવા સમુદ્રને પોતાની પાસે આવેલ જોઇને તેણે આનદપૂર્વક કહ્યુ કે —" હે ભદ્ર ! ભદ્ર આકૃતિવાળો એવો તુ ક્યાથી અને શા પ્રયોજન માટે અહીં આવ્યો છે ? તે બધુ મને કહે." એટલે વિનયથી નમ્ર થઇને તેણે પોતાનુ યથાસ્થિત સ્વરૂપ તેની આગળ કહ્યુ એટલે પુન તે બોલ્યો કે —" હે ભદ્ર મારે ઘેર રહીને તારે યથોચિત કામ કરવુ અને વસ્ત્ર તથા ભોજનાદિકની બધી સગવડ હુ કરી આપીશ વળી જ્યારે તારે દેશ તરફ જવુ હોય, તે વખતે હે વિદ્વન ! તારે મનને અભીષ્ટ અને તેજસ્વી તથા અસાધારણ એવા બે અશ્વ લઇ લેવા " આ સરતમા ગામના મુખી વિગેરેને સાક્ષી રાખીને સર્વ કાર્યમા સાવધાન એવો સમુદ્ર તેને ઘેર રહ્યો

પછી તે સમુદ્ર અશ્વોની રક્ષા કરતો, પોતે તેમને ચારો આપતો અને મક્ષિકાદિકનું સારી રીતે નિવારણ કરવા લાગ્યો. વળી અશોક શ્રેષ્ઠીનો નિત્ય વિનય સાચવતો અને ઘરના માણસોની પણ યથા યોગ્ય તે સારવાર કરવા લાગ્યો શ્રેષ્ઠી પ્રમુખ માણસોને યુક્તિપૂર્વક સર્વજ્ઞદર્શિત ધર્મનું તત્વ પણ તે સમજાવતો હતો પરંતુ યૌવનના ઉન્માદયોગથી પરવશ થયેલા એવા તેને શ્રેષ્ઠીની પદ્મશ્રી સુતાને વશ કરવાનો વિચાર થયો પછી તેનો મનોભાવ જાણવાને વનમાંથી સુસ્વાદિષ્ટ વિવિધ ફળો લાવીને તેને આપવા લાગ્યો. એટલે ફળદાનથી પ્રસન્ન થયેલી અને શરીરશોભાથી મોહિત થયેલી એવી પદ્મશ્રી પણ તેનાપર અતિશય સ્નેહ ધારણ કરવા લાગી તથાપિ માત્ર એકાંતમાંજ તે સ્વાદિષ્ટ, મોદક વિગેરે આપીને તેનું ગૌરવ કરતી કારણ કે સ્વાર્થ સર્વને પ્રિય હોય છે આ પ્રમાણે પરસ્પર તેમની પ્રીતિ એટલે સુધી વધી ગઇ કે અન્યોન્ય દર્શન કર્યા વિના તેઓ રહી શકતા નહિ

હવે લગભગ બે વર્ષ થતા પોતાના દેશ તરફ જનાર ધનાવહ સાર્થવાહ ત્યાં આવ્યો, તેની સાથે પોતાને ગામ જવાની સમુદ્રને ઇચ્છા થઈ એટલે પદ્મશ્રીને એકાંતમાં તે સ્નેહપૂર્વક કહેવા લાગ્યો કે —"હે ભદ્રે! સ્વસાર્થની સાથે હું ઘર તરફ જવાને ઉત્કંઠિત થયો છું પરંતુ પરમ પ્રીતિપાત્ર એવી તને મૂકી શકવાને સમર્થ નથી તારા સાંનિધ્યથી પરદેશમાં પણ હું સુખે રહી શક્યો પણ તેનો બદલો આપવાને અસમર્થ હોવાથી ખરેખર! તારો હું દેવાદાર થયો છું, એજ મને ખેદ થાય છે " આ પ્રમાણે સાંભળતા સ્નેહવતી તે કહેવા લાગી કે —"હે કૃતજ્ઞ! મારા પિતાની આજ્ઞા મેળવી આપને પરણીને હવે હું તમારી સાથે આવીશ પરંતુ પાણિગ્રહણનો ઉપાય ધ્યાનપૂર્વક સાંભળો—કારણકે હું સાધ્ય કાર્ય કંઈ ઉપાય વિના સાધી શકાય નહિ માટે કૃશ અંગવાળા છતાં જે સર્વ અશ્વોમાં સ્નિગ્ધ અને કોમળ રોમરાજિથી સુશોભિત અને રક્ત તથા શ્વેત

કાંતિવાળા છે, તેમા શ્વેત વર્ણવાળો આકાશગામી અને રક્ત વર્ણ-વાળો જળગામી છે આ બે અશ્વો જેને ઘેર રહે છે, તેને ઘેર સર્વ સંપત્તિ આવે છે માટે મારા પિતાની પાસેથી તમારે એ બે અશ્વ લેવા, કે જેથી તે અશ્વમા મોહિત એવો તે વિના પ્રયત્ને તમારી સાથે મારો વિવાહ કબૂલ કરશે " આ પ્રમાણે સાભળીને મનમા વિસ્મય પામી તે શ્રેષ્ઠીપુત્રે વિચાર કર્યો કે —'આ પદ્મશ્રીની મારા-પર આટલી બધી પ્રીતિ છે, એ ખરેખર! સ્વપ્નનોજ પ્રભાવ લાગે છે અહો! આજે મારા પૂર્વોપાર્જિત પુણ્ય પ્રગટ થયા, કે જેથી આ બે અશ્વરત્નનુ મને પરિજ્ઞાન થયુ " પછી સભ્યતાને સવનારી એવી તેને કોમળ વચનથી સતુષ્ટ કરીને તેણે કહેલ અશ્વનું સ્વરૂપ હૃદયમા રાખીને શ્રેષ્ઠીને તે કહેવા લાગ્યો કે —" હે પ્રભો! સ્વદેશ મા જનાર સાર્થ હાલ અહીં બ્હાર આવેલ છે, તેની સાથે સ્વસ્થાને જવાની મારી ઈચ્છા છે આટલા દિવસો હુ આપને ઘેર સુખે રહ્યો, હવે અત્યારે સ્વકીય સાર્થ લોકો મારી રાહ જુએ છે, માટે હવે મારા પર પ્રસાદ કરી મને બે અશ્વ આપો" એટલે શ્રેષ્ઠીએ કહ્યુ કે—' અ-શ્વોની પક્તિઓમા પસદ પડે તે લઈ લ્યો ' આ પ્રમાણે શેઠના કહેવાથી તેણે ચતુરાઈથી નમ્ર વચન વિસ્તારી કોટવાળની નાહ્રીએ તે બે અશ્વ માગી લીધા એટલે મુખે મધુર પણ મનમા માયાવી એવો અશોકશેઠ કહેવા લાગ્યો કે —" હે સમુદ્ર! તુ જડ લાગે છે અને તારા અતઃકરણમા સારાસારનુ જ્ઞાન નથી, કે જેથી શ્રેષ્ઠ અશ્વોને મૂકીને અત્યત દુર્બળ, મદ અને મદગતિવાળા એવા આ બે અશ્વોને તુ એક મૂઢની જેમ ગ્રહણ કરે છે આ બને અશ્વને છોડી દઈને પુષ્ટ શરીરવાળા અને દષ્ટિને આનદ આપનારા એવા બીજા કોઈ સારા બે અશ્વ લઈ લે, કે જેથી તને મોટો લાભ થાય " પછી સ્વદેની માણસોથી પરિવૃત એવો સમુદ્રદત્ત કહેવા લાગ્યો કે —" હે શ્રેષ્ઠિન્! હુ તો આ બે અશ્વજ લઈશ, બીજા અશ્વોનુ મારે પ્રયોજન નથી વળી ' જે તને પસદ પડે, તેજ બે અશ્વ તારે લેવા' એમ પૂર્વે લોકોની સમક્ષ તમે

વચન આપેલુ છે કે પ્રાતકાળના પવનથી કદાચ મેરૂપર્વતનુ શિખર કંપાયમાન થાય, તથાપિ મહાપુરૂષોનુ વચન કદી અન્યથા થતુ નથી " વળી ત્યા ગામના માણસો કહેવા લાગ્યા કે —"હે અશોક ! તમે સજ્જનોમા શ્રેષ્ઠ અને શ્રીમતોમા કુબેરની જેમ અગ્રેસર છો, માટે સ્વોક્ત વચન કબુલ (પ્રમાણ) કરો ' પછી અશોક શ્રેષ્ઠીએ ઘેર આવીને પોતાની પત્નીને પૂછ્યુ કે —' આ દુરાત્માએ અશ્વનો ભેદ સમ્યગ્ રીતે શાથી જાણી લીધો ?" એટલે વીતશોકાએ પદ્મશ્રીની બધી સ્થિતિ કહી બતાવી એટલે તે વાતથી અધિક ઘાયલ થયેલો એવો અશોકશેઠ વિચારવા લાગ્યો કે —" માત્ર પોતાનુજ એક કાર્ય સાધવાની ઇચ્છાથી સ્ત્રીઓ પિતાને, માતાને, પુત્રને, ભ્રાતાને અને શ્વસુરને છેતરેજ છે ખડ્ગની જેમ વક્ર આશયવાળી વામાઓ પોતાનુ સુખ સાધવાની ઇચ્છાથી નિરતર દેહની જેમ પિતાના ઘરનુ ખરેખર શોષણ કરી લે છે સમસ્ત ઇષ્ટ વસ્તુ આપ્યા છતા પુત્રી પિતાના ઘરને એક તસ્કરની જેમ પ્રાય નિરતર ઉદ્વેગનુ કારણ થાય છે વળી સદાચારમા તત્પર છતા એણે મારી સુતાને શી રીતે વશ કરી લીધી ? અથવા તો કામદેવજ દુર્જયજ છે સુરૂપવતી અને યૌવનના ઉન્માદથી ઘેલી થયેલી કામિનીને જોઇને યોગીઓ પણ મોહિત થઇ જાય છે, તો સામાન્ય જનની શી વાત ? " પછી પોતાની પત્ની સાથે શ્રેષ્ઠીએ કેટલાક વિચાર કર્યા, કારણકે પ્રૌઢ પ્રયોજનમા ગૃહસ્થોને ગૃહિણીઓ પ્રાય નેત્રરૂપ થાય છે છેવટે પોતાની પત્નીની અનુમતિથી સુજ્ઞ શિરોમણિ એવા શ્રેષ્ઠીએ બને અશ્વરત્ન સહિત પોતાની સુતા તેને આપી પછી લક્ષ્મી સમાન પદ્મશ્રીને પરણીને અને તે બને અશ્વરત્ન પામીને સમુદ્ર વાસુદેવની જેમ બહુ આનદ પામ્યો પછી કેટલાક દિવસ સાર્થ સહિત ત્યા રહીને સ્ત્રી સાથે પોતાના દેશ તરફ જતા તે સમુદ્રને કિનારે આવ્યો ત્યા અશોક શેઠથી પ્રેરાયેલો એવો નાવિક તેને કહેવા લાગ્યો કે —" જો તમે આ બને અશ્વો મને મૂલ્યમા ( ભાડા તરીકે ) આપો, તોજ ચારિત્ર સમાન નૌકામા ભવ્ય જીવની જેમ દયિતાયુક્ત તમને બેસારીને આ

ધુની જેમ સુજ્ઞ નાવિક એવો હુ સત્ત્વભયકર અને દુસ્સ્તર એવા સસાર સમાન સમુદ્રથી વેગથી તમને પાર ઉતારીશ અન્યથા તમા રે સસાર સમાન આ સમુદ્રનો પાર પામવો મુશ્કેલ છે ચારિત્ર કે નૌકા વિના શુ પ્રાણીઓ એનો પાર પામી શકે છે ?" આ સાભળીને સમુદ્રશ્રેષ્ઠી ક્રોધ કરીને કઠણુ શબ્દથી નાવિકને કહેવા લાગ્યો કે —' સો સોનામ્હોર શિવાય બીજુ કઈ પણ હુ તને આપવાનો નથી ' આ પ્રમાણે નાવિકો સાથે મોટો વિવાદ ચાલ્યો, એટલે સુજ્ઞ એવી પદ્મશ્રીએ પોતાના પ્રાણવલ્લભને કહ્યુ કે —" હે સ્વામિન્ ! નાવિકો સાથે વૃથા વિરોધ શા માટે કરો છો ? કારણુ કે મહા પુરુષો હલકા જનો સાથે કદીપણુ કલહ કરતા નથી હે નાથ ! આ આકાશ ગામી અશ્વપર આરૂઢ થઈ વેગથી સમુદ્ર ઉતરી અને પિતાને ગામ જઈએ અશ્વરત્નને પાછા લઇ લેવાની ઇચ્છાથી મારા પિતાએ એમને અહીં મોકલ્યા છે તેથી આ નાવિક લોકો સમુદ્ર કિનારે વિવાદ કરે છે હે પ્રાણનાથ ! તમે જો ચાલ્યા જાઓ તો વિરોધ પોતે શાત થઇ જશે બીજી જે સાર વસ્તુ છે, તે સાર્થજનો પાછળથી લઇ આવશે " આ પ્રમાણે પ્રિયાના પ્રિય વાકયથી તેણે પણ તેમજ કર્યું કારણકે ઉપાય પ્રાપ્ત થતા વિદ્વાન્ જનો કદી વિલબ કરતા નથી પછી સાર વસ્તુ લઇ બીજા અશ્વને હાથમા ધરી પ્રિયાસહિત તે શ્રેષ્ઠીકુમાર અશ્વ ઉપર આરૂઢ થઈને સર્વના દેખતા તત્કાળ સુખપૂર્વક પોતાને ઘેર પહોચ્યો કારણ કે પ્રાણીઓનો સુકૃતોદય સર્વત્ર જાગ્રતજ રહે છે પછી યથોચિત મૂલ્યથી નાવિક લોકોને સતુષ્ટ કરીને સર્વ સાર્થ અનુક્રમે સમુદ્ર ઉતરી ત્યા આવ્યો પછી ક્ષમાયુક્ત યતિ જેમ ગર્વથી તેમ પ્રિયા સહિત સમુદ્ર મહાઉન્નત એવા તે અશ્વરત્નથી ઉતરીને લક્ષ્મીના ઉત્પત્તિ સ્થાન એવા મા બાપના ચરણ-કમળને નમ્યો કારણ કે કુલીનજનો સદાચારને કદી તજતા નથી હવે બને રીતે સકલત્ર ( પ્રિયા સહિત તથા સર્વનુ રક્ષણ કરનાર) એવા પોતાના પુત્રનુ ત્યાઆગમન થતા પિતા વિગેરેએ અત્યત અદ્ભુત ઉત્સવો કર્યા પછી તે બને અશ્વ રત્નના પ્રભાવથી તેને ઘેર સર્વ સપત્તિ દિવસે દિવસે વૃદ્ધિ પામવા

લાગી અહો! વસ્તુનો મહિમા અચિંત્ય હોય છે વળી પદ્મશ્રીને અંત કરણથી પ્રસન્ન રાખનાર અને ત્રિવર્ગસાધનમા તત્પર એવો તે ધનવાન્ સમુદ્રશ્રેષ્ઠી સમસ્ત નગરમા પૂજ્યપદ પામ્યો

એકદા ઉચ્ચૈ શ્રવ ( ઇંદ્રના અશ્વ ) સમાન ગગનગામી અશ્વ સમુદ્રશ્રેષ્ઠીએ સુદડરાજાને ભેટ કર્યો. તેથી ચમત્કાર અને પ્રસન્નતા પામેલા રાજાએ મન્મથરાજાની એક સેના સમાન પોતાની અનગસેના નામની પુત્રી સંપત્તિઓના અંકુર સમાન મહોત્સવોની શ્રેણીઓ અને અસાધારણ સન્માન તથા દાનપૂર્વક સાનંદ મનથી સમુદ્રશેઠને પરણાવી અને ઘણા ગામ અને નગરોનુ મુખ્ય અધિકારીપદ તેને આપ્યુ કારણ કે રાજા રૂષ્ટમાન કે તુષ્ટમાન થતા મહાપદ ( મોટી પદવી યા મહા આપદ ) આપે છે પછી પુણ્યયોગથી ઉચ્ચ પદવીને પ્રાપ્ત થયેલ સમુદ્રશેઠ ધર્મકૃત્યોથી જિનેંદ્રશાસનની નિરંતર ઉન્નતિ કરવા લાગ્યો

એકદા ભોજનાવસરે શ્રીગુણશેખર નામના કોઇ મુનિ પુણ્યોદયથી પારણાને માટે તેને ઘેર પધાર્યા, એટલે તાત્કાલિક આનંદના પ્રવાહમા નિમગ્ન ચિત્તવાળા એવા સમુદ્રે પોતે નવ પ્રકારથી મ શુદ્ધ અન્ન, પાનાદિકથી, સ્ફુરાયમાન, શતલબ્ધિના સ્વામી, સુવર્ણસમાન શ્રેષ્ઠ કાંતિવાળા અને જ્ઞાન, દર્શન તથા ચારિત્ર–એ રત્નત્રયથી પવિત્રિત એવા તે સંયમીને શાસ્ત્રોક્ત વિધિપૂર્વક પ્રતિલાભ્યા અવસરે સત્પાત્રનો યોગ થતા વિવેકી જન શુ પ્રમાદ કરે ? ત્યા દેવતાઓએ વસુ, અને સુગધિ જળ વિગેરેની વૃષ્ટિથી સમસ્ત જનોને આનંદદાયક એવો તે દાનનો મહિમા કર્યો તે માહાત્મ્યની સાથે જાણે ચક્રવર્તીનુ સામ્રાજ્ય પામ્યો હોય એવો તે શ્રેષ્ઠી અતિશય હર્ષોલ્લાસ પામ્યો કારણ કે —

" विधिना पुंडरीकाद्रौ, यात्रा पात्राश्रिता श्रिय ।
क्रिया सज्ज्ञानसम्यक्त्वा:, प्राप्यते पुण्ययोगत. " ॥ १ ॥

" વિધિપૂર્વક શત્રુંજયની યાત્રા, સુપાત્રમા વપરાય તવી લક્ષ્મી અને સદ્જ્ઞાન તથા સમ્યકત્વપૂર્વક ક્રિયા—એ પુણ્યયોગેજ પ્રાપ્ત થાય છે "

હવે યોગી જેમ પરમાત્માને અને સેવક જેમ ઉચ્ચ પદને પામીને આનદમગ્ન થાય, તેમ તે અશ્વરત્નની પ્રાપ્તિથી રાજા અતિશય આનદ પામ્યો પછી તે અશ્વરત્નના અનુભાવથી રાજાની રાજ્ય સપત્તિમા તે વખતે સૈન્ય, ભડાર વિગેરે રાજ્યના સાતે અગમા વૃદ્ધિ થવા લાગી એ આશ્ચર્યની વાત છે એકદા જયયાત્રાને માટે જતા રાજાએ તે અશ્વરત્ન પોતાના બાળમિત્ર વૃષભશ્રેષ્ઠીને સોંપી ભલામણ કરી કે —" હે ભદ્ર ! રાજ્યના સર્વસ્વ જીવિતરૂપ એવા આ નભોગામી અશ્વનુ તારે ઘેર સ્વાત્મવત્ યત્નપૂર્વક રક્ષણ કરવુ " એટલે શ્રેષ્ઠી રાજાની આજ્ઞાને વશ થઈ અશ્વને પોતાને ઘેર લાવી જિનધર્મની માફક તેને પ્રેમપૂર્વક પાળવા લાગ્યો

એકદા વૃષભશેઠને મનમા વિચાર થયો કે —" આ ગગન ગામી અશ્વ ખરેખર ભાગ્યયોગેજ પ્રાપ્ત થયો છે, માટે અત્યારે એની સહાયતાથી કઇક પુણ્ય કરૂ અવસર પામીને જે પ્રાણી ધર્મ સાધે છે, તે વિવેકી ગણાય છે કહ્યુ છે કે —

" यावत्स्वस्थमिदं शरीरमरुजं यावच्च दूरे जरा,
यावच्चेंद्रियशक्तिरमतिहता यावत्क्षयो नायुषः ।
आत्मश्रेयसि तावदेव कृतिना कार्यः प्रयत्नो महान्,
सदीप्ते भवने हि कूपखननं प्रत्युद्यमः कीदृशः" ॥ १ ॥

" જ્યાસુધી આ શરીર નિરોગી અને સ્વસ્થ છે, જ્યાસુધી વૃદ્ધત્વ દૂર છે, જ્યાસુધી ઇંદ્રિયોની શક્તિ હણાઈ નથી, અને જ્યાં સુધી આયુષ્યનો ક્ષય થયો નથી, ત્યાસુધીમાજ સુજ્ઞ પુરૂષે આત્મ સાધનમા મહાપ્રયત્ન કરી લેવો કારણ કે ઘરમા આગ લાગતા કૂવો ખોદવાનો પ્રયત્ન કરવો શા કામનો ? " પછી અભીષ્ટ ગતિ કરનાર

એવા તે અશ્વપર આરૂઢ થઈને શ્રેષ્ઠી નિરંતર જમ્બૂદ્વીપમા રહેલી શાશ્વતી પ્રતિમાઓને વદન કરવા લાગ્યો કોઈવાર અષ્ટાપદગિરિ પર, કોઈવાર સર્વ તીર્થમા શ્રેષ્ઠ એવા શત્રુંજયતીર્થપર, કોઈવાર સમેતશિખર, ગિરનાર અને સિદ્ધકૂટ વનપ્રદેશમા જિનેશ્વરોને વાર વાર વદન કરીને તે જન્મને સફળ કરવા લાગ્યો કહ્યુ છે કે—

" पूजामाचरतां जगत्रयपते सघार्चन कुर्वतां,
तीर्थानामभिवन्दन विदधता जैन वच श्रृण्वताम् ।
सद्दान ददता तपश्च चरता सत्त्वानुकम्पाभृतां,
येषां याति दिनानि जन्म सफल तेषां सुपुण्यात्मनाम्" ॥१॥

" જિનેશ્વરની પૂજા કરતા, શ્રીસઘની ભક્તિ કરતા, તીર્થોની યાત્રા કરતા, જૈનાગમનુ શ્રવણ કરતા, સુપાત્રે દાન દેતા, સમ્યક તપ આચરતા, અને પ્રાણીઓપર દયા કરતા જેમના દિવસો જાય છે, તે ભાગ્યવત જનોનો જ મ સફળ છે "

એવામા જિતશત્રુ નામનો પલ્લીપતિ રાજા તે અશ્વરત્નનુ માહાત્મ્ય સાભળીને લોભથી અ ધ બની તે કહેવા લાગ્યો કે —" જે પ્રબળ સુભટ ઔષધિરત્નની જેમ દુષ્પ્રાપ્ય એ અશ્વરત્ન અને અહીં લાવી આપશે, તેને મોટા ઉત્સવપૂર્વક ધનપ્રભા નામની મારી પુત્રી પરણાવી અને રાજ્યસ પત્તિનો વિભાગ આપીને તેનો સત્વર સત્કાર કરીશ " રાજાનુ કથન સાભળીને કુટિલ આશયવાળા કોઇ કુ ડલ નામના સુભટે કહ્યુ કે—' હુ એ અશ્વરત્ન લાવી આપીશ ' પછી રાજાના હુકમથી ત્યા જતા રસ્તામા મુનિચ દ્ર ગુરૂના મુખથી ધર્મ તત્ત્વ સાભળીને તે કપટશ્રાવક થયો એટલે બ્રહ્મચારીપદને ધારણ કરતો, પોતાના હાથમા પુસ્તક રાખીને ધર્મશાસ્ત્ર ભણતો તે અનુ ક્રમે કૌશાબી નગરીએ આવ્યો ત્યા એકદા વૃષભશ્રેષ્ઠીએ ધર્મધ્યાનમા એક નિષ્ણાત અને જિનચૈત્યમા આવેલ એવા તેને વદન કરીને કહ્યુ કે —" હે બ્રહ્મચારીઓમા અગ્રેસર! આપ અહીં ક્યાથી

પધાર્યા છો, શુ તપ ચાલે છે, અને હાલ કયા શાસ્ત્રનો અભ્યાસ કરો છો? ધર્મ વિષયમા તમારો ગુરૂ કોણ છે? હાલ ક્યા ઉતર્યા છો? અને યૌવનવયમા પણ તમે શા કારણથી બ્રહ્મચર્યવ્રત લીધુ છે?" પછી ધર્મધૂર્તોમા અગ્રણી એવા તેણે દભની રચના કરી સર્વ પોતાની કલ્પિત સ્થિતિ શ્રેષ્ઠીને જણાવી એટલે તેના કથનથી વિસ્મિત થયેલા અને હાસ્યરહિત હૃદયવાળા એવા વૃષભશ્રેષ્ઠીએ કહ્યુ કે — "હે બ્રહ્મચારિન્! તમે મહાપુરૂષોને પણ માન્ય છો માટે અત્યારે આપની હુ કઇક ભક્તિ કરવા ઇચ્છુ છુ કારણ કે સમ્યક્ત્વપૂર્વક વ્રતધારી એવો બ્રહ્મચારી શ્રાવક મળવો દુલભ છે માટે આપ કૃપા કરી અહીં મારે ઘેર પધારો કારણ કે ભોજનાવસરે પાત્રની પ્રાપ્તિ શુભોદયથી થાય છે કહ્યુ છે કે —

"काले सुपत्तदाण, सम्मत्तविसुद्धवोहिलाभ च ।
अते समाहिमरण, अभव्वजीवा न पावंति" ॥ १ ॥

"અવસરે સુપાત્રદાન, સમ્યગ્ રીતે વિશુદ્ધ એવા સમ્યક્ત્વનો લાભ અને અને સમાધિમરણ—એ અભવ્ય જીવો પામી શકતા નથી" આ પ્રમાણે કહીને બહુ માનપૂર્વક તેને પોતાને ઘેર લાવી અને ભક્તિપૂર્વક શ્રેષ્ઠીએ તેને સુધાસદૃશ ભોજન કરાવ્યુ સર્વ ભોજનમા તેની અધિક નિ સ્પૃહતા જોઇને વિસ્મય પામીને શ્રેષ્ઠીએ તેને પોતાની ધર્મશાળામા રાખ્યો ત્યા રહીને નિ સ્પૃહવૃત્તિથી શેઠને પ્રસન્ન કરતો અને કપટથી પોતાની ધર્મનિષ્ઠા બતાવતો એવો તે અશ્વરત્નને વાર વાર જોવા લાગ્યો

એક દિવસે નિદ્રાવશ થયેલા વૃષભશ્રેષ્ઠીને છેતરીને અર્ધરાત્રિએ અશ્વ ઉપર આરોહણ કરી તે આકાશમાર્ગે ચા યો પણ પૂર્વાભ્યાસથી આકાશમા લીલાપૂર્વક ચાલતા અશ્વરત્નને તે દુરાત્માએ મર્મસ્થાનમા ચાબુક માર્યો, એટલે ભારરૂપ તે દુરાચારીને જમીન પર પાડીને તે અશ્વ વેગથી અષ્ટાપદ પર જઇને ચૈત્યની આગળ સ્થિર

થઈને ઉભો રહ્યો વિદ્યા, વ્યવહાર અને ધર્મકર્મમાં પ્રાણીને જેવો અભ્યાસ હોય, તેવી તેને ભાવના થાય છે કહ્યું છે કે —

" प्रतिजन्म यदभ्यस्तं, दानमध्ययनं तपः ।
तेनैवाभ्यासयोगेन, तच्चाभ्यसेत् पुनः ." ॥ १ ॥

" પ્રતિજન્મમાં દાન, અધ્યયન કે તપ–જેનો અભ્યાસ કરેલ હોય, તે અભ્યાસના યોગેજ પ્રાણી પુનઃ તેજ ક્રિયા કરે છે "

હવે વખત થતાં એવી ગણિકાની જેમ ધર્મ સંતત્વને હરનારી અને સર્વ ઇંદ્રિયોને મોહ પમાડનારી એવી નિદ્રાનો ત્યાગ કરીને પ્રતિક્રમણ કરવાને ધર્મશાળામાં આવ્યો. ત્યાં તીર્થની જેમ સ્થાપન કરેલ બ્રહ્મચારીને ન જોઈને શંકારૂપ શલ્યથી વ્યાકુળ થઈને શોધ કરવામાં અંબરલને જોતા ગયો, તેવામાં તે અંબરહિત અંબરાલ જોઈને વિચારવા લાગ્યો કે –"ધર્મધૂર્ત નાગી અંબર લઈ જતાં તેણે આ સર્વ લોકોને ધાર્મિક જનો માટે અવિશ્વાસ ઉત્પન્ન કર્યો અન્ય ઉપદેશથી થતું પાપ પ્રાણીઓ શુદ્ધઉપદેશથી વિશુદ્ધ એવા તપ, જપ અને ક્રિયા વિગેરેના યોગે પણ કોઈ રીતે ક્ષીણ કરી શકે, પરંતુ ધર્મકપટથી વજ્રલેપ સમાન કરેલ પાપથી તહસ બ્રહ્મા સુધી નાના પ્રકારના દુઃખો ભગવાન્ કરે છે હવે કુટુંબસહિત દુઃખને નિગ્રહ પાત્ર થયો અને ધર્મલઘુતાના નિમિત્તથી મે મારા આ માને દુઃખમાં પાડ્યો અથવા તો સમ્યગ્ધર્મના પ્રભાવથી બધું સારૂં જ થશે. કારણ કે સૂર્યોદય થતા લોકમાં અંધકાર રહી શકતો નથી " પછી પ્રાભાતિક (પ્રાતઃકાળ સંબંધી) આવશ્યક ક્રિયા સમાધિપૂર્વક કરીને ગૃહચૈત્યની પ્રતિમાઓની અષ્ટપ્રકારી પૂજા કરવા લાગ્યો. કહ્યું છે કે —

" श्रेयः समृद्धिं सकलार्थसिद्धिं, साम्राज्यलीलां विपदां विनाशम् ।
विशुद्धभावेन विधीयमाना, जिनेंद्रपूजा रचयत्यवश्यम् "

" વિશુદ્ધ ભાવપૂર્વક જિનેંદ્રપૂજા કરવાથી કલ્યાણની વૃદ્ધિ, સકલ અર્થની સિદ્ધિ, સામ્રાજ્યલીલાની પ્રાપ્તિ અને વિપત્તિનો અ

વસ્ય વિનાશ થાય છે ” વિધિપૂર્વક દ્રવ્યપૂજા કરીને વિશેષથી તે જિનપ્રતિમા આગળ પચપરમેષ્ઠીનુ સ્મરણ કરતો દઢ થઇને રહ્યો

એવામા તે અવસરે જયયાત્રાથી આવેલ રાજાને કોઇ દુર્જને અશ્વહરણ વિગેરેની વાત કહી તેથી રાજાએ અત્યત ક્રોધ લાવીને કોટવાળને આદેશ કર્યો કે ‘ દુષ્ટ વૃષભશેઠને મયૂરબધે બાધીને સત્વર અહીં લાવો ’ આ પ્રમાણે રાજાની આજ્ઞા થતા ક્રૂર માણસોને સાથે લઇને તે પણ શેઠને ઘેર આવ્યો અને તેના કુટુબને સતાવવા લાગ્યો પછી જેટલામા શ્રેષ્ઠીને બાધવા વિગેરેની ક્રિયા કરવા તૈયાર થયો, તેટલામા દિવ્ય પ્રભાવથી તે સ્તભિત થઇ ગયો

એવા અવસરમા સ્ફુરાયમાન તેજવાળા કોઈ વિદ્યાધરરાજાએ અશ્વ સહિત ત્યા આવીને શ્રેષ્ઠીને સતુષ્ટ કર્યો પરતુ તે વખતે ધર્મ ધ્યાનના લયથી ઉત્પન્ન થતા પરમાનદમા મગ્ન થયેલા શ્રેષ્ઠીને સુખ–દુખનુ ભાન ન હતુ પછી અશ્વ સહિત વિદ્યાધરને ઘરે આવેલ જોઇને શ્રેષ્ઠી ધ્યાનમુદ્રાનો ત્યાગ કરી, તે ચૈત્યની વદના કરીને બહાર આવી તે વિદ્યાધરને વિધિપૂર્વક નમીને તેને સુવર્ણાસન પર બેસારી તે અશ્વ સબધી વૃત્તાત પૂછવા લાગ્યો એટલે વિદ્યાધર પ્રસન્ન મુખવાળા એવા શેઠને કહેવા લાગ્યો કે –“ હે ધર્મધુરધર ! આ અશ્વનુ સમસ્ત વૃત્તાત સાભળ–આજે વિદ્યાધરોના સઘ સાથે અષ્ટાપદતીર્થ પર જિનેશ્વરોને વદના કરવા આવતા ત્યા જાણે સ્થિર થઇને જિનેદ્રને વદન કરતો હોય એવા આ અશ્વને મેં જિનમદિરના દ્વાર આગળ યોગીની જેમ નિશ્ચળ ઉભેલો જોયો તે વખતે ત્યા એક ચારણમુનિને મે પૂછયુ કે–‘ હે ભગવન્ ! આ અશ્વ કોણ છે ? અને અહીં પર્વત પર શી રીતે આવ્યો છે ? ’ એટલે પોતાના દતની પક્તિથી શુકલ ધ્યાનની વાનકીને દેખાડતા અને ચાર જ્ઞાનને ધારણ કરતા એવા તે ઋષિ બોલ્યા કે –‘ હે ભદ્ર ! કૌશાબી નામની નગરીમા રાજાનો બાળમિત્ર અને આસ્તિક જનોમા મુગટ સમાન એવો વૃષભ નામે એક ધનિક શ્રેષ્ઠિ રહે છે જેનુ સમ્યકત્વ તત્ત્વ, ધર્મ, ગતિ, જ્ઞાન અને ભાવનાપ્રમુખ ગુણોથી સદા અત્યત વિશુદ્ધ છે કહ્યુ છે કે —

" तत्त्वानि व्रतधर्मसंयमगतिज्ञानानि सद्भावनाः,
प्रत्याख्यानपरीषहेंद्रियमदध्यानानि रत्नत्रयम् ।
लेश्यावश्यककायथोगसमितिप्राणाः प्रमादस्तप',
संज्ञाकर्मकषायगुप्त्यतिशया ज्ञेया. सुधीभि सदा " ॥१॥

" [९]તત્ત્વ, [१२]વ્રત, [१०]ધર્મ, [१७]સંયમ, [४]ગતિ, [५]જ્ઞાન, [१२]સદ્ભાવના, [१०]પ્રત્યાખ્યાન, [२२]પરિષહ, [५]ઇદ્રિય, [८]મદ, [४]ધ્યાન, [३]રત્નત્રય, [६]લેશ્યા, [६]આવશ્યક, [६]કાય, [३]યોગ, [५]સમિતિ, [१०]પ્રાણ, [५]પ્રમાદ, [१२]તપ, [४]સંજ્ઞા, [८]કર્મ, [४]કષાય, [३]ગુપ્તિ, અને [३४]અતિશય–એ સુજ્ઞ પુરૂષોને સદા જાણવા અને વિચારવા યોગ્ય છે " રાજાએ પોતાના નિધાનની જેમ આ આકાશગામી અશ્વ સંભાળ રાખવા પરોપકારમા પ્રસિદ્ધ એવા તે શેઠને સોપ્યો આ અશ્વના સાંનિધ્યથી તે વિવેકી શ્રેષ્ઠીએ અનેક તીર્થોમા અનેકવાર જિનવંદન કરીને પોતાના સમ્યકત્વને નિર્મળ કર્યું, જન્મનુ ફળ મેળવ્યુ, ઉચ્ચ ગોત્રનુ કર્મ બાંધ્યુ અને શિવલક્ષ્મીને વશ કરી એવામા પલ્લીપતિ રાજાના કોઈ પાપી સુભટે આવીને ધર્મધૂર્ત્તતાથી તેના ઘરમાથી આ અશ્વનુ હરણ કર્યું પણ એ અશ્વના સ્વરૂપને ન જાણવાથી તેના મર્મસ્થાનમા તેણે ચાબુકનો પ્રહાર કર્યો, એટલે તેને તરત જમીનપર પાડીને એ અશ્વ અહીં આવી ઉભો રહ્યો પૂર્વના અભ્યાસથી આ પશુ પણ અહીં પર્વતપર આવ્યો માટેજ પ્રાણીઓએ નિરંતર સદભ્યાસ કરવો આ અશ્વ નિમિત્તે અત્યારે રાજા પોતાના કોટવાળ વિગેરે માણસો દ્વારાએ તે શેઠને દુ ખ દે છે, માટે હવે તમારે તરત તેની પાસે જવુ યોગ્ય છે કારણ કે સર્વ ધર્મ કરતા સાધર્મિક વાત્સલ્ય શ્રેષ્ઠ છે શક્તિ છતા જે સાધર્મીને સહાયન કરે, તે વસ્તુત સર્વજ્ઞ ધર્મનો સારજ સમજ્યો નથી કહ્યુ છે કે —

" त अत्थ त च सामत्थं, त विन्नाण सुउत्तम ।
साहम्मियाण कज्जम्मि, ज वच्चंति सुसावया " ॥१॥

" તે અર્થ, તે સામર્થ્ય અને તેજ વિજ્ઞાન સર્વોત્તમ
જેને સુશ્રાવકો પોતાના સાધર્મિક બંધુના કાર્યમા વાપરે
આ પ્રમાણે તમારી પ્રશસારૂપ સુધાને સવનારી એવી મુની
વાણી સાભળીને અશ્વને લઈ હુ એકદમ વેગથી અહીં તમ
આવ્યો છુ " વિદ્યાધરનુ આ કથન સાભળીને કોટવાળ વિગેરે
શાંત મનવાળા થઇ વૃષભ શ્રેષ્ઠીને પગે પડ્યા પછી તેમણે તે
આવીને રાજાને નિવેદન કર્યું એટલે વિસ્મય પામતો રાજ
આવ્યો પોતાને ઘેર આવેલ રાજાનો વૃષભશ્રેષ્ઠીએ શુદ્ધ મનથ
અદ્ભુત વિનયપૂર્વક સારો સત્કાર કર્યો પછી વિદ્યાધરને નમ
કરીને કૃતજ્ઞ એવો રાજા, શ્રેષ્ઠીએ આપેલ મોટા સુવર્ણાસનપર
અને નમ્ર એવા તે શ્રેષ્ઠીને આનદપૂર્વક આલિગન દઈને પ
અર્ધાસનપર બેસારીને રાજાએ મધુર અને સ્નેહાળ વચનોથ
સ્વસ્થ કર્યો પછી વિદ્યાધરરાજાએ ચારણમુનિએ કહેલ અ
બધી વાત પૃથ્વીપતિને કહી સભળાવી એટલે તેમણે બનેએ
યોગ્ય પરસ્પર વિનય દર્શાવ્યો કારણ કે મહાશયો કદાપિ ઉચિત
મર્યાદા તજતા નથી પછી શ્રેષ્ઠીએ બહુજ પ્રશસ્ત વસ્તુઓ સ
અશ્વ સુદ્ધા રાજાને ભેટ કર્યો, એટલે કૃતજ્ઞ અને સ્નેહયુક્ત મન
રાજાએ તરત તે ઉત્તમ શ્રેષ્ઠીને ખમાવીને અને પોતાના એક
બધુની જેમ તેનો સત્કાર કરીને જગતમા એક જયશીલ
જિનેદ્રધર્મના માહાત્મ્યને જાણતો તે અશ્વ સહિત પોતાને
ગયો અને સ્ફુરાયમાન તેજવાળો એવો વિદ્યાધર સર્વ
સાધવાવાળુ એવુ એક રત્ન ભક્તિપૂર્વક વૃષભશેઠને આપીને
પર્વતપર ચાલ્યો ગયો પછી પુણ્યકૃત્યોમા સર્વથા યત
એવો વૃષભશેઠ સૂર્યની જેમ જિનશાસનને પ્રકાશિત ( ઉ
કરવા લાગ્યો

એકદા ચારિત્રલક્ષ્મીથી પવિત્રિત અને કલ્યાણરૂપ લતાને
પમાડવામા સુધાના મેઘસમાન એવા જિનદત્તગુરૂ ત્યા પ
એટલે વૃષભ શ્રેષ્ઠી પ્રમુખ નગરીજનો સહિત રાજા તેમના અ

कमळने वंदन करवा आव्यो त्यां शस्य ( कण्याणु अने धान्य )
भार ( समूह ) ने उत्पन्न करनार एवी देशनाना जळधाराथी भ
( सुंदर या भव्यजन ) क्षेत्रोमां पुरुष ( श्रेष्ठ ) वृक्षोना आराम (
गीचा ) ने सिंचता एवा मुनि–मेघ वरसवा लाग्या —

"च्यवनकल्याणकनो उत्तम अवसर, स्वप्नो, जन्मोत्स
इंद्रे करेल रत्नवृष्टि, रूप अने राज्यसंपत्ति, वार्षिकदान, व्रतमां पां
अत्यंत उज्ज्वल एवी केवळश्री अने जे रम्य अतिशयो–आ
जिनभगवंतने धर्मना प्रभावथी ज प्राप्त थाय छे धर्मरूप क
वृक्षनु श्रद्धा ( सम्यक्त्व ) ए मूळ छे, दान प्रमुख चार तेनी मु
शाखाओ छे, नियम अने व्रत विगेरे तेनी प्रशाखाओ छे, विं
संपत्तिओ तेना पुष्प छे अने मोक्ष ए तेनु फळ छे, परंतु स
क्त्वरूप मूळ जेना हृदयमा उल्लसायमान छे, तेने ज ए धर्मक प
संपूर्ण फळदायक थाय छे जे सुज्ञजन सम्यक्त्व साथे सर्वविरति
आश्रय करे छे, ते संसारसमुद्र तरीने सत्वर सिद्धिपदने पामे
कह्यु छे के —

" उत्कृष्टादेशविरते , स्थानात्सर्वजघन्यकम् ।
स्थान तु सर्वविरते–रनतगुणतोऽधिकम् " ॥ १ ॥

"उत्कृष्ट देशविरतिना स्थान करता सर्वविरतिनु जघन्य
जघ यस्थान पण अनंतगणु अधिक छे " वळी जन्मथी आरं
करेल देशविरतिथी जे फळ प्राप्त थाय छे, ते फळ सर्वविरतिथी
अंतर्मुहूर्त्तमात्रमा मळे छे कह्यु छे के —

" एगदिवसपि जीवो, पव्वज्जमुवागओ अनन्नमणो ।
जइ नवि पावइ मुरकं, अवस्स वेमाणिओ होइ " ॥ १ ॥

"एक दिवस पण असाधारण भावथी प्रव्रज्याने प्राप्त
नार प्राणी कदाच मोक्षे न जाय, तथापि वैमानिक देव तो अव
थाय ज छे " आ प्रमाणे देशना सांभळीने समुद्रश्रेष्ठी, वृषभश्रे

અને શૂરદેવ વિગેરે આસ્તિકજનો સહિત સુદૃઢ રાજાએ જિનેશ્વરના ચૈત્યમા અઠ્ઠાઇમહોત્સવ કરીને તથા સાધર્મિવાત્સલ્ય અને દીનજનો નિમિત્તે પુષ્કળ ધન વાપરીને તેજ ગુરૂમહારાજ પાસે સસારસમુદ્રથી પાર ઉતારવામા નાવ સમાન અને અનેક ગુણસયુક્ત એવી સયમશ્રી અગીકાર કરી. તથા વિજયારાણી, ગુણશ્રી મત્રીપત્ની અને પદ્મશ્રી પ્રમુખ સ્ત્રીઓએ પણ ત્યાજ વ્રત ગ્રહણ કર્યું વળી ત્યા કેટલાક ભવ્યોએ સમ્યકત્વ સાથે બાર વ્રત લીધા અને કેટલાક ભદ્રભાવ વાળા થયા ”

હે સ્વામિન્! સર્વત અદ્ભુત એવા જિનેદ્રધર્મના આ માહાત્મ્યને જોઇને મે પણ ત્યા દૃઢ સમ્યકત્વ અગીકાર કર્યું એટલે હિતૈષી એવા ગુરૂમહારાજે તે અવસરે સમ્યકત્વની સ્થિરતા માટે તત્ત્વનો પ્રકાશ કરનારી એવી આ પ્રમાણે મને શિક્ષા આપી —હે ભદ્રે! “સમ્યકત્વ જ અતિ દુષ્પ્રાપ્ય એવી મોક્ષલક્ષ્મીને પ્રસન્ન કરવામા હેતુભૂત છે અને સમ્યકત્વ જ અતિ દુરત એવા સસારના દુખનો નાશ કરવામા એક દક્ષ છે જે સમ્યકત્વ વિશુદ્ધ થતા પ્રાણી નરક કે તિર્યંચગતિમા જતા અટકે છે અને મોક્ષના સુખને અનુકૂળ તથા સુખકારી એવી મનુષ્ય અને દેવગતિ તેને પ્રાપ્ત થાય છે વળી એ સમ્યકત્વ પામીને તજી દેતા પણ બહુ તો સર્વથા ઉત્કૃષ્ટથી તેને સસારની સ્થિતિ અર્ધ પુદ્ગલપરાવર્ત્તની અદર રહે છે તે કરતા અધિક તો હોય જ નહિ વળી મૂળ જેમ વૃક્ષનુ, અક્ષય અને મહત્તર નિધાન જેમ ધનરાશિનુ, પીઠ ( પાયો ) જેમ પ્રાસાદ ( હવેલી )નુ મુખ જેમ શરીરનુ, દ્વાર જેમ મદિરનુ, આધાર જેમ આધેયનું, વસુધા જેમ જગતનુ અને ભાજન જેમ ભોજનાદિકનુ મુખ્ય કારણ છે, તેમ અહીં સર્વ ધર્મનુ મૂળ કારણ સુજ્ઞોએ સમ્યકત્વ કહેલ છે શમ, સવેગ, નિર્વેદ, આસ્તિક્ય અને કારૂણ્યથી મનોહર એવા આ સમ્યકત્વનો જે સુજ્ઞ જીવો આશ્રય કરે છે, તે ભવ્યો જગતમા પ્રસિદ્ધ થાય છે મોક્ષસુખની ઇચ્છા તે સવેગ, સસારથી વિરક્તભાવ તે નિર્વેદ, અપરાધી જનપર પણ સમતા તે શમ, પ્રાણીઓપર સદા

અનુકપા તે કારૂણ્ય અને જિનોકત જીવાદિ તત્ત્વ જ બધુ સત્ય છે, અન્ય મિથ્યા છે, એમ શુભમા જ એક ચિત્ત રાખી પરિણામ વિશુદ્ધિથી જે માનવુ, તે આસ્તિક્ય કહેવાય છે હે ભદ્રે! તે આ બોધિરત્ન ખરેખર બહુ પાપકર્મના ક્ષયથી જ પ્રાપ્ત કરેલ છે, માટે નિ - શકિતાદિક અષ્ટગુણોથી ગરિષ્ઠ અને સકળ અભીષ્ટદાયક એવા આ સમ્યકત્વરત્નની યત્નપૂર્વક તારે સભાળ રાખવી " ગુરૂમહારાજની આ શિક્ષાને સ્નેહપૂર્વક સ્વીકારીને અને તેમને નમસ્કાર કરીને હુ સમ્યકત્વમા જ મનને સ્થિર રાખની ઘેર આવી "

જગતમા અતિશય પ્રભાવવાળુ અને વિદ્યુલ્લતાએ કહેલુ એવુ આ જિનધર્મનુ સ્વરૂપ સાભળીને અર્હદ્દાસ્ર વિગેરે કહેવા લાગ્યા કે —'હે પ્રિયે! સમ્યકત્વના સારરૂપ આ તારૂ કથન બધુ સત્ય છે ' આ પ્રમાણે યથાર્થ અને ભવ્ય આશ્ચર્યવાળુ એવુ સમ્યકત્વનુ સ્વરૂપ સાભળીને દભની રચના કરતી કુદલતા બોલી કે —' આ વિદ્યુલ્લતાનુ કથન બધુ અસત્યજ છે જળનુ મથન કરતા ઘૃતની પ્રાપ્તિ શુ કોઇએ પણ કયા જોઈ છે?' એવામા રાજાએ વિચાર કર્યો કે —' અહો! આ લલનાનો કેવો મહાક્રૂર દુરાશય છે? માટે પ્રભાતે એનો નિગ્રહ કરીશ ' પછી રાજા અને મત્રી પ્રમુખ સર્વે પોત પોતાને સ્થાને ગયા, અને અર્હદ્દાસ શેઠ પણ પૂજાની સમાપ્તિ કરી નિદ્રાવશ થયો

હે ભવ્યજનો! પુણ્યરૂપ સુધાની પરબ સમાન આ વૃષભશેઠનુ ચરિત્ર સાભળીને સમસ્ત ભુવનની લક્ષ્મીના ભૂષણરૂપ અને અનેક પ્રકારના આનદથી પૂરિત એવા બોધિરત્નમા તમારા મનને રમાડો

॥ इति श्री सम्यक्त्वकौमुद्या श्री तपागच्छनायकश्री सोमसुदरसूरि श्री मुनिसुदरसूरि श्री जयचद्रसूरिशिष्यै' पडितजिनहर्षगणिभि कृताया षष्ठ प्रस्ताव. ॥



# ॥ सप्तमः प्रस्ताव. ॥



છી અરૂણોદય થતા શ્રેણિકરાજા જાગ્રત થયો અને મનોવ્યગ્રતા દૂર કરી તેણે પરમેષ્ઠીનુ સ્મરણ કર્યું, તથા વિધિપૂર્વક બને રીતે દેહવિશુદ્ધિ (દેહ ચિંતા અને સ્નાન) કરીને તેણે સર્વ પાપનો નાશ કરનારી એવી શ્રી જિનેદ્રની પૂજા કરી કહ્યુ છે કે —

"प्रातर्देवार्चनं पात्र–दान दीनानुकंपनम् ।
पित्रोर्भक्तिः कृपालुत्व, प्राज्यपुण्याय पचकम् ॥१॥
आवश्यकानि देवार्चा, परमेष्ठिपदस्मृति ।
प्रातःकृत्यानि गीतानि, श्रेयोर्थं देहिना बुधैः" ॥२॥

"પ્રભાતે દેવપૂજા, સુપાત્રે દાન, દીનદયા, માબાપની ભક્તિ, અને કરૂણા—એ પાચથી ઉત્કૃષ્ટ પુણ્ય બધાય છે પ્રતિક્રમણ, દેવ પૂજા અને પરમેષ્ઠીપદનુ સ્મરણ—એ પ્રાત કૃત્યો, સુજ્ઞોએ પ્રાણી ઓના ક યાણાર્થે કહ્યા છે" પછી અભયકુમાર પ્રધાનની સાથે શક્રાવતાર નામના ચૈત્યમા રહેલી જિનેશ્વરની પ્રતિમાઓને ન મસ્કાર કરીને પ્રજાને પ્રસન્ન કરનાર અને સુકૃતિ એવો શ્રેણિકરાજા, દેહમા જેમ આત્મા આવે, તેમ પરિમિત અને સાર પરિવાર સહિત વિશાળ એવા અર્હદ્દાસ શેઠને ઘેર આવ્યો. એટલે અર્હદ્દાસ શ્રેષ્ઠિએ પણ વિધિપૂર્વક સર્વ ધર્મક્રિયા કરીને સાક્ષાત્ કલ્પવૃક્ષ સમાન અને

મંત્રી સહિત રાજાને પોતાને ઘેર આવેલ જોઇને તેણે એવો સત્કાર કર્યો કે જે વચનથી કહી ન શકાય. કહ્યુ છે કે —

"प्रसन्ना दृग् मनः शुद्ध, ललिता वाग् नतं शिरः।
सहजार्थिष्विय पूजा, विनाऽपि विभवं सताम्" ॥१॥

"પ્રસન્ન દૃષ્ટિ, શુદ્ધ મન, લલિત વાણી અને નમ્ર શિર–અર્થીજનો આવિભવ વિના પણ સજ્જનોની આ સ્વાભાવિક પૂજા(સત્કાર)છે" પછી પોતાના પિતાએ કરાવેલ મહાશ્રેષ્ઠ નામના ચૈત્યમા ચંદ્રકાંત પાષાણની બનાવેલી જિનપ્રતિમાઓને નમસ્કાર કરાવીને કાર્યદક્ષ એવો શ્રેષ્ઠી રાજાને ઉંચા સુવર્ણસિંહાસન પર બેસારીને તેની આગળ અંજલિ જોડી વિજ્ઞપ્તિ કરવા લાગ્યો કે –"હે દેવ ! તમે પોતે જે મારે ઘેર આવીને મને મળ્યા, તેથી ખરેખર આજે હુ સર્વ સેવકોમા મુગટરૂપ થયો છુ ઉત્સવની શ્રેણિથી વિભૂષિત એવી સંપત્તિઓ સર્વ પ્રાપ્ત થાય છે, પરંતુ સ્વામીની પ્રસન્નતાથી મધુર એવી દૃષ્ટિ (મીઠી નજર) પ્રાપ્ત થવી મુશ્કેલ છે કહ્યુ છે કે —

"देव ! सेवकजनः स गण्यते, पुण्यवत्सु गुणवत्सु चाग्रणीः ।
यः प्रसन्नवदनाम्बुजन्मना, स्वामिना मधुरमीक्ष्यते दृशा" ॥१॥

"હે દેવ ! તેજ સેવક પુણ્યવંત અને ગુણવંત જનોમા અગ્રણી ગણાય છે, કે જેને પોતાનો સ્વામી પ્રસન્ન મુખકમળથી મીઠી નજરે જુએ છે" પ્રસન્ન મુખવાળા એવા રાજાની જ્યા જ્યા મીઠી નજર થાય છે, ત્યા ત્યા પવિત્રતા, કુલીનતા, દક્ષતા અને સુભગતા (સૌભાગ્ય) વિકસિત થાય છે હે દેવ ! આ સેવકને ઘેર આજે સુધા વૃષ્ટિ થઈ, કે જેથી આ આપના પવિત્ર ચરણકમળ અત્યારે મને પાવન કરી રહ્યા છે કહ્યુ છે કે —

"अमृतं शिशिरे वह्नि–रमृतं क्षीरभोजनम् ।
अमृतं राजसन्मान–ममृतं प्रियदर्शनम्" ॥१॥

"શિશિરઋતુમા અગ્નિ અમૃત સમાન છે, ક્ષીરભોજન એ અમૃત છે, રાજસન્માન એ અમૃતતુલ્ય છે, અને પ્રિયજનનુ દર્શન પણ અમૃત સમાનજ છે" માટે હે પ્રભો! આપ પ્રસન્ન થઈ અહીં આવવાનુ પ્રયોજન કહો કારણ કે હે સ્વામિન્! જગતને પૂજ્ય એવા આપ નિર્હેતુતા (નિષ્કારણભાવ) નો કદી આશ્રય કરતા નથી" આ પ્રમાણે અર્હદ્દાસનુ વચન સાભળીને પ્રસન્ન થયેલા રાજાએ સુધારસને સ્રવનારી વાણીથી પવિત્ર એવા શેઠને કહ્યું કે –"હે શ્રેષ્ઠિન્! તુજ મહાપુરૂષોને શ્લાધ્ય અને પૂજ્ય છે અને તારો આ મહિમા જગતને પણ માનનીય છે, કે જેની પોતાના કુટુબ સહિત જિનભગવત પર વિષયવિમુક્ત આવી ભક્તિ છે" પછી વિસ્તૃત ભાગ્યવત એવા રાજાએ કથાકથન સહિત રાત્રિનો સર્વ અહેવાલ શ્રેષ્ઠીને કહી બતાવ્યો અને પુન કહ્યુ કે –"હે મહાભાગ! તમોએ કહેલી સર્વ કથાઓ મત્રી સાથે એકાતમા રહીને મે સાભળી, પરતુ જે તારી કાતાએ આ યથાસ્થિત કથન પણ સત્ય ન માન્યુ દુરાચાર અને કારાગારને યોગ્ય એવી તે લલના મને દેખાડ જે સ્ત્રી પોતાના સ્વામીએ કે સસરાએ કહેલ ધર્મવચન માનતી નથી, તેને સુજ્ઞ જનોએ અધમ સ્ત્રી કહેલ છે કહ્યુ છે કે —

"दुष्टा भार्या शठ मित्र, भृत्याश्चोत्तरदायिनः ।
ससर्पे च गृहे वासो, मृत्यवे नात्र सशयः"

"દુષ્ટ સ્ત્રી, શઠ મિત્ર, અતરને બાળનારા ચાકરો અને સર્પવાળા ઘરમા વાસ—એ ચાર નિ સશય મૃત્યુદાયકજ છે"

એવા અવસરમા કુદલતાએ ત્યા આવીને લજ્જા અને વિનયથી નમ્ર થઈને રાજાને કહ્યુ કે –"હે રાજન્! જિનભગવતના માર્ગને લેશ પણ ન માનનારી અને મહા દુષ્ટ એવી શ્રેષ્ઠીની તે આઠમી પ્રિયા હુ પોતે છુ જેઓ તત્ત્વાતત્ત્વના બોધથી વિમુખ હોય, તેઓજ માતાના મોદકની જેમ કુળક્રમાગત ધર્મને પોતાના અતરમા સદ્દહે છે

પૂર્વે મિથ્યાદષ્ટિના વશમા જન્મ પામેલી અને તેના ધર્મથી ભાવિત થયેલી એવી હુ સમ્યકત્વવાસિત ધર્મને યથા તથા પ્રકારે માની શકતી નથી તેવા પ્રકારના યથાર્થ સ્વરૂપથી અનભિજ્ઞ હૃદયવાળો અને ગતાનુગતિક બુદ્ધિવાળો પ્રાણીજ બાહ્ય ચમત્કાર જોઇને જેમ તેમ પણ ધર્મમા રમણ કરે છે, પરતુ વિવેકીજન તો તેનુ આતર લક્ષણ (સ્વરૂપ) સમ્યગ્રીતે સમજીનેજ પોતાના મનને તદ્યોગ્ય કરી તે માર્ગનો સ્વીકાર કરે છે વળી હે રાજન્ ! ધર્મનુ આતર લક્ષણ તો આ પ્રમાણે સાભળવામા આવે છે કે—વિષયમા પણ વૈરાગ્ય અને ક્રિયામા સદા ઉચ્ચતમ વ્યવસાય કરવો કહ્યુ છે કે —

“ जत्थ य विसयविरागो, कसायचाओ गुणेसु अणुराओ ।
किरियासु अप्पमाओ, सो धम्मो सिवसुहोवाओ ” ॥१॥

“ જ્યા વિષયમા વિરાગ છે, કષાયનો ત્યાગ છે, ગુણપર અનુરાગ છે અને ક્રિયામા અપ્રમાદ છે, તેજ ધર્મ શિવસુખના સાધનભૂત છે ” ફળથી વિશેષિત એવુ ધર્મનુ માહાત્મ્ય જોઇને જેનુ મન સમ્યગ્રીતે પ્રશાત થતુ નથી, તે કૃત્રિમ ધર્મવેત્તા છે હે રાજન્ ! જેનુ મન પ્રશાત છે અને સર્વ પ્રાણીઓપર જેની અદ્‌ભુત દયા છે, તેણેજ ધર્મનુ યથાસ્થિત તત્ત્વ જાણ્યુ છે કહ્યુ છે કે —

“ धर्मे मतिर्भवति किं बहुना श्रुतेन ?
जीवे दया भवति किं बहुभि. प्रदानै' ? ।
शातं मनो भवति किं बहुभिस्तपोभि–
र्लोभक्षयो भवति किं क्रतुभि सहस्रै. ” ॥ १ ॥

“ જો ધર્મમા મતિ હોય, તો બહુ સાભળવાથી શુ ? જો જીવ પર દયા હોય, તો બહુ દાન કરવાથી શુ ? જો મન શાત થયુ તો બહુ તપ કરવાથી શુ ? અને જો લોભનો ક્ષય થયો, તો હજારો યજ્ઞ કરવાથી શુ ” તાપ અને છેદાદિકથી જેમ શુદ્ધ

હેમની પરીક્ષા થાય છે, તેમ સદ્‌યુક્તિપૂર્વક ધર્મતત્ત્વની પરીક્ષા કરીને સુજ્ઞજને તેનો સ્વીકાર કરવો. કહ્યુ છે કે —

"तापच्छेदकषैः शुद्धं, सुवर्णमिव यद्भवेत् ।
युक्तिसिद्धांतसिद्धत्वा-त्तत्तत्त्वमभिधीयते" ॥ १ ॥

"જેમ તાપ, છેદ અને કસોટીથી સુવર્ણ શુદ્ધ થાય, તેમ યુક્તિ અને સિદ્ધાતથી જે સિદ્ધ થાય, તે તત્ત્વ કહેવાય છે" વળી હે પ્રજા પાળ! આ સમ્યક્ત્વના માહાત્મ્યયુક્ત રમ્ય દષ્ટાંતો સાભળવાથી જિનેશ્વરના માર્ગનો મનથી મે સ્વીકાર કર્યો છે, પરતુ હે વિભો! એમના મનોભાવની પરીક્ષા કરવા માટેજ એમણે કહેલ કથાઓને અતે મે ખડશ ખડન કર્યું કુતીર્થીઓના આક્ષેપ અને કુતર્કરૂપ પ્રલયવાયુથી જેમનુ સમ્યક્ત્વસ્થિરતારૂપ વૃક્ષ લેશ પણ ચલાયમાન થતુ નથી, હે વિભો! તે મહાનુભાવજ આપની જેમ મહાપુરૂષોને માન્ય થાય છે અને તેજ તીર્થંકરપદવીને પોતાની સન્મુખ (નિકટ) કરે છે જેમ સુવર્ણની શ્યામતા કે વિશુદ્ધિ અગ્નિમા સમજાય છે, તેમ મહા આપત્તિમાજ પ્રાણીના સમ્યક્ત્વરત્નની પરીક્ષા થાય છે હે માનવેશ્વર! હવે વિષયોથી મારૂ મન વિરક્ત થઇ ગયુ છે, અને સયમરૂપ આરામની તે ઉપાસના કરવા ઇચ્છે છે કોટીજન્મમા પણ દુર્લભ અને સર્વ દુઃખને હરનાર એવુ જિનવચન જાણીને પણ જે પ્રાણી વિષયસુખને સેવે છે, અહો! તત્ત્વાતત્ત્વથી વિમૂઢાત્મા એવો તે પ્રાણી સુધાપાકનો ત્યાગ કરી ગર્તાશૂકર (ખાબોચીયાના ડુક્કર) ની જેમ મલિન વસ્તુમા આનદ માની લેવા જેવુ કરે છે હે રાજન્! તત્ત્વને જાણનાર જન જે વિષયરૂપ સર્પોથી ન ડસાય, એજ વિજ્ઞાનનું ફળ સજ્જનોને માન્ય છે હે વસુધાપતિ! જ્ઞાનવાન્ પણ જો વિષયોથી પરાભવ પામે, તો સુજ્ઞ જનોએ તેના કર્મનુ અત્યત કિલષ્ટપણુ સમજી લેવુ માટે હે ભૂપાલ! ચારિત્રરૂપ નૌકાનો આશ્રય કરીને જિનધર્મના તત્ત્વને જાણતી એવી હુ આ સસારસાગરનો સત્વર પાર પામવા ઇચ્છુ છુ"

એવા અવસરમા અસાધારણ મહિમાના સાગર પાચમા ગણધર શ્રીસુધર્માસ્વામી ત્યા પધાર્યા તેમના આગમનના વૃત્તાતરૂપ સુધારસથી તૃપ્ત થયેલ શ્રેણિકરાજા અને શ્રેષ્ઠી વિગેરે પરમ પ્રમોદ પામ્યા પછી શ્રીમાન્ શ્રેણિકનરેશ તથા શ્રેષ્ઠી વિગેરે શ્રીગણધરમહારાજને વદન કરવાને સત્વર ત્યા આવ્યા કારણકે સુજ્ઞ પુરૂષો તેવા કાર્યમા આલસ્ય કરતા નથી પછી પચાગ નમસ્કારપૂર્વક પ્રણામ કરીને શ્રેણિકનૃપ તથા શ્રેષ્ઠી વિગેરે બેઠા એટલે ગણધરમહારાજે આ પ્રમાણે ધર્મદેશના આપી —

"જિનભગવતોએ સદ્દર્શન, જ્ઞાન અને ચારિત્ર-એ મુક્તિનો માર્ગ કહેલ છે તેમા (પ્રથમ) સમ્યક્ત્વના મિથ્યાત્વમોહનીયના ઉપશમ અને ક્ષયથી પાચ ભેદ કહેલા છે અને તે હે રાજન્! ઔપશમિક, ક્ષાયોપશમિક, ક્ષાયિક, મિશ્ર અને સાસ્વાદન-એ પ્રમાણે જિનેશ્વરોએ પ્રકાસ્યા છે વળી મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મન પર્યાયજ્ઞાન અને કેવળજ્ઞાન-એ રીતે મમ્યગમાર્ગના પ્રકાશક એવા જ્ઞાનના પાચ પ્રકાર કહેલ છે સામાયિક, છેદોપસ્થાપન, પરિહારવિશુદ્ધિ, સૂક્ષ્મ સપરાય અને યથાખ્યાત-એ રીતે સર્વ સાવદ્યના વર્જનરૂપ ચારિત્ર પાચ પ્રકારે કહેલ છે તેમા યથાખ્યાતચારિત્ર અશેષ કર્મનો ક્ષય થતા ઉત્પન્ન થાય છે આ પ્રમાણે સર્વ દુ ખ વિનાશક અને ચિતામણિરત્નની જેમ અમૂલ્ય એવુ જિન ભગવતે કહેલ ચારિત્ર પ્રાણી ભાગ્યયોગેજ પ્રાપ્ત કરી શકે છે કહ્યુ છે કે —

"कश्चिन्नृजन्ममासादे, धर्मस्थपतिनिर्मिते ।
सद्गुणाविशद दीक्षा-ध्वज धन्योऽधिरोपयेत्" ॥ १ ॥

"ધર્મરાજાએ નિર્માણ કરેલ મનુષ્યજન્મરૂપ પ્રાસાદપર સદ્ગુણોથી વિશદ (નિર્મલ) એવા દીક્ષાધ્વજને કોઈ ભાગ્યવત જનજ અધિરોપણ કરે છે" જે પ્રાણી આ દુસ્તર સસારસાગરને વેગથી તરવા ઇચ્છે છે, તેણે ગુણયુક્ત એવી તપસ્યા (દીક્ષા) રૂપ નૌકાનો

આશ્રય કરવો યોગ્ય છે સમ્યકત્વયુક્ત પ્રાણી પણ ચારિત્રની
વિના મુક્તિલક્ષ્મીના હસ્ત (હાથની છાપ) સમાન એવા
નને પામી શકતો નથી." આ પ્રમાણે ગણધરમહારાજના
ળથી ધર્મદેશના સાભળીને અત્યત ભક્તિને ધારણ કરતી એ
લતાએ શ્રીગુરૂને નમસ્કાર કરીને કહ્યુ કે –"હે સ્વામિન્
રૂપ મૃગજળમા મોહિત થયેલી મૃગલીની જેમ હુ આ સ
વનમા ભમી ભમીને થાકી ગઇ છુ માટે હે ભગવાન્!
પ્રસાદથી વ્રતરૂપ અદ્‌ભુત પાથેય (ભાતુ) મેળવીને હવે
જગલનુ ઉલ્લઘન કરવા ઇચ્છુ છુ"

આ પ્રમાણે સ વેગરસથી તરગિત થયેલી કુદલતાને
રાજ કહેવા લાગ્યા કે –"હે ભદ્રે! અત્યત પુણ્યયોગેજ
મનોરથ પ્રાપ્ત થઇ શકે કહ્યુ છે કે —

"चक्रवर्त्यपि साम्राज्य, त्यक्त्वा पादरजो यथा ।
सेवितु सयमाराम, यतते यतिमयुलम् ॥ १ ॥
वाञ्छतोऽपि सुपर्वाण–श्चारित्र हि जिनोदितम् ।
लभते न कदाप्यथा, इव रत्नमहानिधिम्" ॥

"ચક્રવર્તી પણ પોતાના સામ્રાજ્યને પગરજની જેમ
યતિમ઼ુત એવા સયમરૂપ આરામને સેવવા યત્ન કરે
દેવતાઓ પણ જિનપ્રરૂપિત ચારિત્રધર્મની સદા ચાહના ક
છે, પરતુ અધજનો જેમ રત્નનિધાન પામી ન શકે, તે
ચારિત્ર કદી પામી શકતા નથી" માટે હે વત્સે! તેવા ચ
પ્રાપ્ત કરવા હવે વિલબ કરવો ઉચિત નથી કારણ કે વિવે
સુધાપાનને માટે કદી વિલબ કરતો નથી"

ત્યારપછી પોતાની સર્વ સપત્તિને કૃતાર્થ કરી અને
ત્યમા વિધિપૂર્વક અષ્ટાન્હિક મહોત્સવ કરીને, પ્રિયાઓ
પોતાના પ્રાણનાથ તથા રાજાને બહુ માનપૂર્વક ખમાવીને,

પરિગ્રહનો ત્યાગ કરી, વૈરાગ્યરસથી પૂરિત એવી કુદલતાએ દીક્ષા અંગીકાર કરી અને તે વખતે અર્હદ્દાસશ્રેષ્ઠીએ બહુજ આનંદપૂર્વક દીક્ષામહોત્સવ કર્યો ચિંતામણિરત્ન સમાન વિશ્વપૂજિત અને અમૂલ્ય એવા ચારિત્રને પામીને કુંદલતા પણ નિર્ધનની જેમ પરમ પ્રમોદ પામી તે વખતે આનંદમગ્ન અને સુજ્ઞજનોમાં અગ્રેસર એવા અર્હદ્દાસશ્રેષ્ઠીએ શ્રીગુરૂને પંચાગપૂર્વક નમસ્કાર કરીને વિજ્ઞપ્તિ કરી કે—" હે વિભો! અત્યારે યતિધર્મ આરાધવાને હું સમર્થ નથી કારણ કે ગજરાજને યોગ્ય ભાર શું ગળીયો બળદ વહન કરી શકે? અત્યારે તો ઉત્કૃષ્ટ શ્રાવકાચાર પાળવાની મારી ઇચ્છા છે માટે હે મુનીશ્વર! કૃપા કરીને તે જણાવો " આ પ્રમાણે શ્રેષ્ઠીનુ વચન સાભળીને સુધર્માસ્વામી કહેવા લાગ્યા કે—' હે સુજ્ઞ! ભાવશ્રાવકના લક્ષણ સાભળ સુરાસુરગણથી અક્ષોભ્ય એવા સમ્યક્ત્વવ્રતથી વિભૂષિત બાર વ્રતને વિધિપૂર્વક નિરતિચારપણે જે પાળે, વિશુદ્ધ વ્યવહારથી પ્રાપ્ત કરેલ લક્ષ્મીનો (ને) જિનોક્ત ચૈત્યાદિ સાત ક્ષેત્રોમા વ્યય કરી કૃતાર્થ કરે, ત્રણવાર જિનપૂજા કરે, બેવાર આવશ્યકક્રિયા (પ્રતિક્રમણ) કરે, સત્પાત્રે દાન દઈને નિરવદ્ય નિર્દોષ આહારનુ ભોજન કરે, ઉપધાનતપથી પવિત્ર થયેલ સિદ્ધાંતને નિરંતર શીખે, તીર્થયાત્રાથી પોતાના આત્માને પવિત્ર કરે, સાધુનેવામા અત્યંત રસિક બને, વિષયોમા તીવ્ર આસક્તિ ન રાખે, ધર્મની ઉન્નતિ કરે, સચિત્ત આહારનો ત્યાગ કરે, સંવાસની અનુમતિથી પણ ભય પામે અને જે સુબુદ્ધિમાન્ અગીયારે પ્રતિમાઓનુ પણ આરાધન કરે, એવા શ્રાવકને તત્ત્વજ્ઞ જનોએ ખરેખર સાધુ સમાન ગણેલ છે પૂર્વ મહર્ષિઓએ પ્રતિમાઓનો વિધિ આ પ્રમાણે કહેલ છે, જે પ્રતિમાઓનુ આરાધન કરવાથી ગૃહસ્થ શ્રાવક દેવતાઓને પણ વંદનીય થાય છે વિવેકી ગૃહસ્થ ધર્મને અંગીકાર કરીને સંસારના દુઃખોથી ખેદ પામી સંવેગના વેગથી તે શ્રમણ (સાધુ) ધર્મ સ્વીકારવાની ઉત્કંઠા કરે તે ધર્મને સમ્યગ્રીતે

જાણીને આ પ્રમાણે વિચાર કરે —' હુ સાધુધર્મ પાળવા સમર્થ છુ કે અસમર્થ છુ ?' જો એ ધર્મ પાળવા સમર્થ હોય, તો સાધુપણાને અગીકાર કરે અને જો અસમર્થ હોય, તો સિદ્ધાંતોકત વિધિથી જિનભગવતે કહેલ સમ્યકત્વાદિક અગીયાર પ્રતિમાઓને આચરે તે અગીયાર પ્રતિમાઓ આ પ્રમાણે છે —દૃષ્ટિ (સમ્યકત્વ), વ્રત, સામાયિક, પૌષધ, પ્રતિમા ( કાર્યોત્સર્ગ ), બ્રહ્મચર્ય, સચિત્તવર્જન, પોતે આરભ કરવાનો ત્યાગ, પ્રેષ્યાદિક પાસે આરભ કરાવવાનો ત્યાગ, ઉદ્દિષ્ટવર્જન અને શ્રમણભૂતત્વ ( સાધુસદશતા ) આ પ્રમાણે ગૃહસ્થધર્મની અગીયારે પ્રતિમાઓ સક્ષેપથી કહી હવે તેમાની એકએકનુ કઇક સ્વરૂપ બતાવવામા આવે છે કારણકે તે ધર્મનુ સ્વરૂપ જાણવામા આવતા અને તે પછી વિધિપૂર્વક તેનુ આચરણ કરતા ' હુ યતિધર્મની શક્તિયુક્ત છુ કે નહિ ? એમ શ્રાવક સમ્યગ્ રીતે જાણી શકે છે '

જિનપૂજામા અનુરક્ત, સાધુસુશ્રૂષામા તત્પર અને ધર્મમા દૃઢ એવો શ્રાવક પ્રથમ દર્શનપ્રતિમાને વિધિપૂર્વક ધારણ કરે. આ પ્રતિમાનો સ્વીકાર કરતા તે ઉપયોગરહિત કદી ન થાય અને શકાદિકથી કદી વિપર્યયભાવ ન પામે નિશ્ચય શુભનોજ અનુબધ કરે અને અતિચારરહિત રહે પછી પ્રથમ પ્રતિમાયુક્ત તે પાચ અણુવ્રતના સમ્યગ્ આરાધનરૂપ દ્વિતીય પ્રતિમાને નિરતિચારપણે ધારણ કરે આ પ્રમાણે કહેલ વ્રતપ્રતિમાના આરાધનથી દુષ્કર્મને દૂર કરનાર એવો શ્રાવક પરમ પ્રશમ (સામાયિક) રૂપ તૃતીય પ્રતિમાને અગીકાર કરે, પૂર્વે સામાયિક કરવાનો જે અનિયત કાલ દર્શાવેલ છે, તે અહીં એટલે ત્રીજી પ્રતિમામા બને સધ્યાકાળે ત્રણ માસ સુધી શુદ્ધ સામાયિક કરવુ ચોથી પ્રતિમામા પર્વદિવસે વિધિપૂર્વક ચાર માસ સુધી ચતુર્વિધ પૌષધ કરવુ પાચમી પ્રતિમામા પૂર્વપ્રતિમાઓના વિધાન સાથે પર્વદિવસે સર્વરાત્રિ ( આખી રાત ) પ્રતિમા ( કાયોત્સર્ગ ) કરે તેમા દિવસે બ્રહ્મચર્ય પાળે, રાત્રિએ અમુક વાર નિયત કરે, સ્નાન ન કરે, દિવસેજ કાછડી ન ઘાલે, ભોજન

કરે અને ધર્મધ્યાન આચરે. સુગ્ર અને સુનિશ્ચળ શ્રાવક આ પ્રતિમાને પાચ માસ સુધી સેવે છઠ્ઠી પ્રતિમામા પૂર્વકથિત ગુણયુક્ત થઈ અગસસ્કારના ત્યાગપૂર્વક રાત્રિએ પણ બિલકુલ મોહરહિત થઇ છ માસ સુધી બ્રહ્મચર્ય પાળે. સાતમી પ્રતિમામા પૂર્વપ્રતિમાઓ સહિત પ્રયત્નપૂર્વક સાત માસ સુધી સચિત્ત આહારનો ત્યાગ કરે આઠમી પ્રતિમામા પોતે આરભનો ત્યાગ કરે, પરતુ પૂર્વે આરભેલ સાવદ્ય વ્યાપાર બીજાઓ પાસે કરાવે આ પ્રતિમા આઠ માસ સુધી સેવે. નવમી પ્રતિમામા સેવકવર્ગ પાસે પણ સાવદ્ય વ્યાપાર ન કરાવે, અને ધનવાન્ યા સતુષ્ટ એવો તે પોતાના પુત્રાદિકને ગૃહભાર સોપીને અ પ મમત્વથી પરિણત બુદ્ધિ રાખી, સવેગથી મનને ભાવિત કરી અને લોકસ્થિતિથી નિરપેક્ષ થઇ તે નવમાસ સુધી આ પ્રતિમા સેવે દશમી પ્રતિમામા સમસ્ત આરભનો ત્યાગ કરે, ઉદ્દેશીને કરેલ આહાર ન વાપરે, મુડન કરાવે, યા ચોટલી રાખે, વળી પૂર્વોક્ત પ્રતિમામા તો વિધિપૂર્વક રહે જ, તેમ જ પૂર્વ કાર્યના સબધમા સ્વજનો કઇ પૂછે, એટલે જો જાણતો હોય તો કહે અને ન જાણતો હોય તો ન બોલે, અથવા 'હુ જાણતો નથી' એમ કહે—એ રીતે દશ માસ સુધી આ પ્રતિમાનુ આરાધન કરે. અગીયારમી પ્રતિમામા મસ્તકના કેશ અસ્ત્રથી મુડાવી નાખે અથવા લોચ કરે, પાત્રા અને રજોહરણને ધારણ કર, યતિ (સાધુ) ની જેમ ધર્મને ધારણ કરીને વિચરે, પરતુ બિલકુલ મમત્વરહિત ન હોવાથી તે સ્વજનને ઘર તેમને જોવાને જાય અને જો ત્યા દોષરહિત આહાર હોય તો ગ્રહણ કરે ઉત્કૃષ્ટથી અગીયાર માસ સુધી આ પ્રતિમાનુ આરાધન કરે જઘન્યથી તો આ સર્વ પ્રતિમાઓનો કાળ એક અહોરાત્ર છે ધર્મના માહાત્મ્યને જાણનાર ગૃહસ્થ શ્રાવક આપત્તિ આવતા પણ કામદેવની જેમ પોતાના સમ્યક્ત્વ, શીલ અને વ્રતોને કદી મૂકતો નથી ”

આ પ્રમાણે દેશના સાભળીને પ્રમુદિત થયેલા અર્હદ્દાસશ્રેષ્ઠીએ

મહોત્સવ અને સવેગના રગપૂર્વક ગુરૂમહારાજની પાસે પ્રતિમાઓ અગીકાર કરી પછી ગણધર મહારાજને નમસ્કાર કરીને શ્રેણિકરાજા શ્રેષ્ઠીની સાથે પોતાને સ્થાને ગયો અને ગુરૂશ્રી પણ ત્યાથી અન્યત્ર વિહાર કરી ગયા

હવે ગૃહસ્થધર્મમા ધુરધર એવા શ્રેષ્ઠીએ પોતાને ઘેર આવીને વિપુલગિરિ ઉપર સમ્યગ્દષ્ટિ પ્રજાની દષ્ટિને આનદદાયક એવા ઉત્સવોની સપત્તિ માટે વિધિપૂર્વક કનકકૂટસદશ, જાણે અપર સુવર્ણગિરિ હોય એવુ સુવર્ણ, રત્ન, માણિક્ય અને વૈડૂર્યરત્નના બિબોએ યુક્ત અને સુવર્ણના કળશોની શ્રેણી તથા વિલસતી ધ્વજાઓથી સુશોભિત એવુ જિનમદિર કરાવ્યુ પછી રાજા અને મત્રીની સમક્ષ ધર્મ અને ન્યાયમાર્ગમા અગ્રેસર એવા પોતાના **અર્હદત્તનામના** મોટા પુત્રને ઘરનો ભાર સોપીને અને રાજાની આજ્ઞા લઇને મેરૂગિરિ સમાન નિશ્ચલ આશયવાળો એવો અર્હદ્દાસ શ્રેષ્ઠી સમ્યગ્રીતે વિધિપૂર્વક અગિયારે પ્રતિમાઓનુ અનુક્રમે આરાધન કરવા લાગ્યો ત્યારપછી સુવર્ણની અનેક કોટી યથોચિત સુપાત્રે વાપરીને અને દીન તથા અનાથ જનોને યથાયોગ્ય દાન આપી સતુષ્ટ કરીને પોતાની સાતે પ્રિયાઓ સહિત શ્રેષ્ઠીએ પાચમા ગણધર શ્રીસુધર્માસ્વામી પાસે ઉપદ્રવને દલિત કરનારી એવી સયમશ્રી ( દીક્ષા )અગીકાર કરી અને સૂત્ર તથા અર્થ એ બનેના તત્ત્વને જાણનાર એવા અર્હદ્દાસમુનિ પચમહાવ્રતને નિરતિચારપણે પાળતા અગીયારે અગ ભણ્યા પછી એકાત નિસ્પૃહ થઇ મનહર સામ્યસુધાના સરોવરમા પોતાના મનરૂપ રાજહસને રમાડતા, અપ્રમત્તગુણસ્થાનનો આશ્રય કરતા નિશ્ચય અને વ્યવહારની પ્રધાનતા અને અપ્રધાનતાને જાણતા, સર્વત્ર ઉત્સર્ગ અને અપવાદવિધિને સેવતા, ત્રણ ગુપ્તિથી પોતાના આત્માને પવિત્ર કરતા, પાચ સમિતિમા સ્થિતિ કરતા અને બાર પ્રકારના તપમા નિરતર તત્પર રહેતા એવા અર્હદ્દાસ મહામુનિ શુદ્ધ સયમ આરાધીને શ્રીસમેતશિખરગિરિ ઉપર સમાધિપૂર્વક એક માસનુ અનશન

૨૯

કરીને તે સર્વાર્થસિદ્ધનામના વિમાનમા શુભધ્યાની, ત્રણ જ્ઞાનયુક્ત, નિર્મમાગ્રણી અને સતત ઉદયવાળા એવા દેવ થયા તથા શ્રેષ્ઠીની સ્ત્રીઓ પણ ચારિત્રરત્નના માહાત્મ્યથી સસારના તાપથી ત્યક્ત મનવાળી થઈને વૈમાનિક દેવપણાને પામી પછી અર્હદ્દાસદેવ પોતાની સ્ત્રીઓ સહિત ત્યાથી ચવીને શ્લાઘ્ય એવી રાજ્યલક્ષ્મી પામીને અનુક્રમે શિવશ્રીને પ્રાપ્ત કરશે " આર્યસુહસ્તીસૂરિ કહે છે કે હે રાજન્! સમ્યક્ત્વવ્રતના માહાત્મ્યરૂપ સુવર્ણના નિકષ (કસોટી કરવાના) પાષણ સમાન અને પૃથ્વીમડળમા પ્રખ્યાત એવુ આ સકલત્ર અર્હદ્દાસ ગૃહસ્થનુ સમસ્ત ચરિત્ર મે તમારા સમ્યકત્વની દૃઢતાને માટે કહી બતાવ્યુ "

આ પ્રમાણે સમ્યકત્વ કૌમુદી (સમ્યકત્વને પ્રકાશિત કરવામા કૌમુદી સમાન) સાભળીને અત્યત હર્ષને ધારણ કરતા એવા સપ્રતિ રાજાએ મોહની મુક્તિ (ક્ષીણતા) થી પોતાના મન (હૃદય) ને ચદ્રમા સમાન કરીને તે ગુરૂમહારાજ પાસેથી મુક્તિલક્ષ્મીને સ્વવશ કરવાના કારણરૂપ એવુ સમ્યકત્વ મહારત્ન અગીકાર કર્યુ તે અવસરે આર્યસુહસ્તીસૂરિએ સમ્યકત્વની વિશુદ્ધિ માટે સમ્યગ્દૃષ્ટિ એવા તે રાજાને આ પ્રમાણે ધર્મદેશના આપી —

" પ્રાણીએ અનત ભવો કર્યા, પણ તેમા એક મનુષ્યભવજ પરમ શ્લાઘ્ય છે કારણ કે એના યોગે સ્વર્ગ અને મોક્ષની સુખસપત્તિ પ્રાપ્ત કરી શકાય છે માટે એ (ભવ) જ સર્વ પુરૂષાર્થોનો હેતુ હોવાથી શ્રેષ્ઠ છે પરતુ તે પુરૂષાર્થો વિના માત્ર ગણનાને પૂરવારૂપ એવા એ ભવથી પણ શુ ? જે પુરૂષ બાધારહિત પુરૂષાર્થોને સેવે છે, તેજ વર્ણનીય છે કારણ કે પત્ર, પુષ્પ અને ફળાદિકથી યુક્ત હોય, તેજ વૃક્ષ સેવનીય છે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ-એ ચાર પુરૂષાર્થો સજ્જનોમા પ્રસિદ્ધ છે, પરતુ અર્થ, કામ અને મોક્ષનુ કારણ તો ધર્મજ છે માટે ' ધર્મ એ ખરેખર સર્વ પુરૂષાર્થના બીજરૂપ

છે ' એમ માનતા સુજ્ઞજનોને તે આદરપૂર્વક સેવનીય છે કહ્યુ છે કે —

" पुमर्थंससाधनमंतरेण, पशोरिवायुर्विफलं नराणाम् ।
तत्रापि धर्म प्रवरं वदंति, न तं विना यद्भवतोऽर्थकामौ" ॥१॥

" પુરૂષાર્થ સાધ્યા વિના મનુષ્યોનુ આયુષ્ય પશુની જેમ વિફળ છે તેમાં પણ ધર્મ શ્રેષ્ઠ કહેલ છે કારણ કે તે વિના અર્થ અને કામની પ્રાપ્તિ થતી નથી એ ધર્મની વૃદ્ધિને માટે શુદ્ધ બુદ્ધિવાળા ગૃહસ્થોએ બારે વ્રત સમજીને પાળવા જેમ ગુણોમા વિનય અને તપમા ક્ષમા, તેમ સદ્દષ્ટિ એ સર્વ વ્રતોના પરમ જીવિતરૂપ છે મિત્રા, તારા, વિગેરે ભેદથી તે દૃષ્ટિ આઠ પ્રકારની કહેલ છે અને તે યથાવસ્થિત વસ્તુઓના સમ્યગ્બોધના કારણરૂપ છે કહ્યુ છે કે —

" मित्रा तारा बला दीप्रा, स्थिरा कांता प्रभा परा ।
नामानि तत्त्वदृष्टीनां, लक्षणं च निबोधत' " ॥१॥

" મિત્રા, તારા, બલા, દીપ્રા, સ્થિરા, કાંતા, પ્રભા અને પરા- એ તત્ત્વદૃષ્ટિઓના નામ છે અને લક્ષણ તો બોધ (જ્ઞાન) થી જણાય છે, ' યથાપ્રવૃત્તકરણને પ્રાંતે સ્વલ્પ મલ (મિથ્યાત્વ) ની સ્થિતિ રહે અને લગભગ ગ્રંથિભેદ થવાનો હોય, તે વખતે પ્રાણીને પ્રથમ દૃષ્ટિ હોય કહ્યુ છે કે —

" अपूर्वकरणप्राया, सम्यक्तत्त्वरुचिप्रदा ।
अल्पव्याधेरिवान्नस्य, रुचिवत्तत्त्ववस्तुषु " ॥१॥

" પ્રાય અપૂર્વકરણરૂપ અને સમ્યક્ તત્ત્વરૂચિને પ્રગટ કરનારી આ દૃષ્ટિથી, અલ્પ વ્યાધિવાળાને જેમ અન્નપર રૂચિ થાય, તેમ પ્રાણીને તત્ત્વવસ્તુમા રૂચિ થાય છે " વળી અલ્પ વ્યાધિવાળો જેમ તે વ્યાધિના વિકારોથી બાધા ન પામતા ઇષ્ટસિદ્ધને માટે ચેષ્ટા

(પ્રયત્ન) કરે છે, તેમ આ દષ્ટિથી પ્રાણી પોતાના હિતને માટે યત્ન કરે છે ધર્મકાર્યના ઉદ્યમરૂપ સમ્યક્ત્વ કઇક સ્પષ્ટ થાય, ત્યારે તત્ત્વની જિજ્ઞાસાપૂર્વક તારાદષ્ટિ ઉ૫ન્ન થાય છે કહ્યુ છે કે —

" तारायां तु मनाक्स्पष्टं, नियमश्च तथाविधः ।
अनुद्वेगो हितारंभे, जिज्ञासा तत्त्वगोचरा " ॥१॥

" परा सतत्त्वशुश्रूषा, दृढं सम्यक्त्वं यदा ।
अक्षेपश्च क्रियायोगे, यत्र दृष्टिस्तत्र भवेत् " ॥२॥

" તારા દષ્ટિમા સમ્યકત્વ કઇક સ્પષ્ટ થાય, તથાપ્રકારે નિયમ અને હિત સાધવામા ઉદ્વેગ ન હોય તથા તત્ત્વની જિજ્ઞાસા હોય અને જ્યારે સત્તત્ત્વમા પરમ સુશ્રૂષા અને સમ્યક્ત્વ દઢ થાય તથા ક્રિયાઓમા સતત પ્રવૃત્તિ થાય, ત્યારે બળાદષ્ટિ સમજવી. " આ દષ્ટિમા રહેલો જીવ એવુ માને કે —' અમારામા શુદ્ધ બુદ્ધિ નથી, તેમજ વધારે શાસ્ત્રસગ્રહ પણ નથી માટે જિનભગવતની વાણી અમને અત્યત પ્રમાણભૂત છે વળી આ દષ્ટિમા ઇદ્રિયો સુસ્થિર થાય છે, સર્વ ક્રિયાઓ શમપૂર્વક, સમગ્ર કાર્યમા નિરહકાર અને ગુણવત પર મહાઆદરભાવ થાય છે જેને ધર્મમા સતત ઉદ્યમ હોય, જે સૂક્ષ્મ બોધથી રહિત હોય અને જેની તત્ત્વપર પરમ સુશ્રૂષા હોય, તેને દીપ્રા દષ્ટિ હોય આ દષ્ટિમા પ્રાણી ધર્મને પોતાના પ્રાણ કરતા પણ અધિક માને, ધર્મને માટે પ્રાણનો નિ સશય ત્યાગ કરે, પણ પ્રાણસકટમા ધર્મનો ત્યાગ ન કરે સ્થિરા દષ્ટિમા પ્રાણી સમ્યગ્જ્ઞાન અને ક્રિયાને સારરૂપ માને, તત્ત્વશ્રદ્ધાન રત્નજ્યોતિની જેમ નિર્મળ હોય અને નિ કષાય ભાવ રહે. વળી આ દષ્ટિમા જીવ સદનુષ્ઠાન-કૃત્યોમા પોતે યથાશક્તિ પ્રવૃત્ત થાય અને કદાગ્રહથી નિર્મુક્ત થઇ જાય કાતાદષ્ટિ તારાના સદશ ઉદ્યોતવાળી, તત્ત્વશ્રદ્ધાવાળી, બહુ અર્થનો પ્રકાશ કરનારી અને સમ્યકત્વ અમૃતરસના આસ્વાદવાળી હોય પ્રભાદષ્ટિ સૂર્યના જેવા પ્રકાશવાળી, તત્ત્વોમા નિશ્ચળ રૂચિરૂપ અને કુમતરૂપ અ ધકારને

પરાસ્ત કરનારી હોય, પરાદૃષ્ટિ ચદ્રમાના ઉદયસદૃશ, સમ્યક્ત્વતત્ત્વ ની રૂચિરૂપ અને જ્યા કષાય અને વિષયનો ઉદય સર્વથા શાંત હોય કહ્યુ છે કે —

" तन्नियोगान्महात्माह कृतकृत्यो यथा भवेत् ।
यथाऽय धर्मसन्यास–विनियोगान्महामुनिः " ॥१॥

"ધર્મ સન્યાસના વિનિયોગથી જેમ મહામુનિ કૃતકૃત્ય થાય, તેમ એ (પરા) દૃષ્ટિના નિયોગથી મહાત્મા કૃતકૃત્ય થાય છે " બીજા અપૂર્વ કરણમા એ પ્રાણી મુખ્ય છે અને તેથી તેને સદા ઉદયવાળી અને નિષ્કટક એવી કેવળથી ઉત્પન્ન થાય છે આ પ્રમાણે તે દૃષ્ટિઓ (ધર્મ)ની શુદ્ધિને માટે સુજ્ઞ પુરૂષ નિરતર સત્કૃત્યો કરે છે કારણ કે નિમિત્તની નિર્મલતાથી કાર્યમા નિર્મલતા આવે છે જિનેશ્વરોના રમ્ય ચૈત્યો, શ્રેષ્ઠ વર્ણથી મનોહર જિનબિબો, પૂજા, પ્રતિષ્ઠાઉત્સવ, તીર્થયાત્રા, સાધર્મિવાત્સલ્ય, ગુણાનુરાગ, સુસાધુભક્તિ, કુમતથી નિવૃત્તિ, શ્રીજિનશાસનની પ્રભાવના અને સદ્દૃષ્ટિ–નૈર્મલ્ય કારક આ સત્કૃત્યોથી તીર્થકરોને પણ સપત્તિ પ્રાપ્ત થાય છે એ ધર્મના પ્રભાવથી દેવતાઓ પણ અનુકૂળ થઇ માણસોની સેવા સારે છે, જગતને પૂજ્ય એવા સજ્જનો તેના પર સ્નેહ વધારે છે, અને સપત્તિ તો તેને ઘેર સદા ઉદયજ પામતી જાય છે "

આ પ્રમાણે ધર્મદેશના સાભળીને ઇદ્ર જેમ સ્વર્ગરાજ્યને, તેમ શ્રેષ્ઠ સામ્રાજ્યને ધારણ કરતા અને ત્રણ ખડ વસુધાના સ્વામી એવા સપ્રતિરાજાએ, જિનેદ્ર પ્રતિમાઓથી અદ્‌ભુત અને પ્રસન્નતા આપનારા એવા જિનપ્રાસાદોથી આ ત્રણખડની ભૂમિને સર્વત્ર શણગારી દીધી અર્થાત્ સર્વત્ર જિનપ્રાસાદ કરાવ્યા માટે —

" હે ભવ્ય શ્રાવકો ! ધર્મના પ્રભાવથી અનુપમ અને નાના પ્રકારના ઉપદેશામૃતથી નિબિડ મનોવ્યથાનો વિનાશ કરનારી એવી

આ અર્હદ્દાસશેઠની કથા સાભળીને હર્ષના પ્રકર્ષને આપનાર તથા વિવિધ વ્રતોને સફળ કરવામા એક સારરૂપ એવા સમ્યકત્વમા તમારા મનને અત્યત નિશ્ચલ કરો ”

॥ इति श्रीसम्यक्त्वकौमुद्यां श्रीतपागच्छनायक श्रीसोमसुंदरसूरिश्रीमुनिसुदरसूरिश्रीजयचद्रसूरिशिष्यैः पडितजिनहर्षगणिभिः कृतायां सप्तमः प्रस्तावः ॥ ७ ॥

## ॥ प्रशस्तिः ॥

### ( પટ્ટાવલિ )

શ્રી તપાગચ્છમા સમ્યગ્જ્ઞાન અને ક્રિયાના નિધાન તથા અતિશય મહિમાથી વિશ્વવિખ્યાત એવા શ્રીમાન્ જગચ્ચદ્ર ગુરૂ થયા તેમની પાટે પ્રગટપ્રભાવાળા એવા **શ્રી દેવેદ્ર** ગુરૂ થયા, જેમના દેશનાસમાજમા **વસ્તુપાલ** જેવા સભાપતિ ( મુખ્ય ) હતા તેમના શિષ્ય, વિશ્વવિખ્યાત અને ઉત્કૃષ્ટ જ્ઞાન તથા ક્રિયાના ગુણોથી જગતને પૂજ્ય એવા શ્રી **વિદ્યાનદ** મુનીશ્વર થયા તેમના પટ્ટરૂપ ઉદયાચલપર સૂર્ય સમાન, અસાધારણ તેજના ભડાર અને સજ્જન સમૂહને આનદ આપનાર એવી વાણીના વૈભવવાળા એવા **શ્રી ધર્મઘોષસૂરિ** થયા ત્યારપછી મહાત્માઓમા અગ્રેસર એવા **શ્રી સોમપ્રભસૂરિ** થયા, જે યુગપ્રધાને બૌદ્ધમતને પરાસ્ત કરી શ્રીવીર શાસનને પ્રદીપ્ત કર્યું તે પછી અતુલ યશવાળા, વિજ્ઞ પુરૂષોમા અગ્રગણ્ય દેવેદ્રને પણ વર્ણનીય એવા **શ્રી સોમતિલકસૂરિ** થયા તેમના પટ્ટરૂપ કમળને વિકસિત કરવામા સૂર્ય સમાન મહિમાના સાગર, આતર શત્રુઓને ત્રાસ આપવામા જગતમા એક પ્રભાવશાળી,

સૂર્ય સમાન તેજસ્વી, જેમના ચરણોને રાજાઓએ વંદન કઃ અને શિવમાર્ગને દર્શાવનારા એવા શ્રીદેવસુંદર ગુરૂ થયા પાટે પ્રકૃષ્ટ ભાગ્યવંત અને યુગપ્રધાન સમાન એવા શ્રી સોઃ દરસૂરિ થયા આચાર્યોમા અગ્રેસર એવા જે ગુરૂશ્રીને સજ્જન : સર્વાંગ દેદીપ્યમાન ગુણોને લઇને શ્રીસુધર્માસ્વામી સમાન છે, તેમના પ્રથમ શિષ્ય સમર્થ મહિમાવાળા ત્રૈવિદ્યગોષ્ઠીમા અને પોતાના પ્રજ્ઞાબળથી જગતમા સુરગુરૂ ( બૃહસ્પતિ ) પ્રખ્યાત થયેલા એવા શ્રીમુનિસુંદરસૂરિ હતા અને બીજા અજ્ઞાનરૂપ અંધકારને દૂર કરનારા અતુલ પ્રભાશાળી અને : ઉદય પામનારા એવા શ્રીજયચંદ્રસૂરિ હતા શ્રીજયચંદ્ર ગુરૂના શિષ્ય શ્રીજિનહર્ષગણી મહારાજે સ્વપરના ઉપકારને વિક્રમ સંવત્ ૧૪૮૭ મે વર્ષે આ સમ્યક્ત્વકૌમુદી ગ્રંથની બંધ રચના કરી ( કર્તા કહે છે કે ) ' ધુરંધર મહર્ષિઓએ : પર અનુગ્રહ કરીને આ ગ્રંથની શુદ્ધિ કરવી '

